ગૂજરાત શાળાપત્ર.

પુસ્તક ૨૧ મું    જાન્યુઆરી સન ૧૮૮૨.    અંક ૧ લો.

# ઈશ્વર પ્રાર્થના.

(લાવણી)

હે વિશ્વંભર કરૂણા સાગર, જગન્નાથ જગજિવન હરી;
પ્રણત-પાળ દીનનાથ બન્ધુ તું, આપ વાણિ પ્રેમે મધુરી;
સચરાચર સૃષ્ટિમાં વ્યાપક, સર્વ શક્ત સર્વજ્ઞ સદા;
સર્વાન્તરયામી શુભ ચરણે, ધ્યાન ધરી નમિયે સુખદા. ૧
દુર્ગુણ સઘળા દૂર કરીને, સદ્ગુણ સર્વેમાં પ્રેરો;
પિતાતુલ્ય પોષણ કરી જનનું, આધી વ્યાધિ અગાધ હરો;
વધે બધે સંપતિ સુખ સાધન, અઘ અઘટિત ઘટમાંથિ ઘટે;
રસનાથીં નિશદિન રટિયે પ્રભુ, ખટપટ ઝટ જગમાંથિ મટે. ૨
દેશિ જનો સહુ સંપી જંપીને, કુત્સિત કળિથી અલગ રહે;
ઈર્ષા વ્હેમ પ્રમાદ પરહરી, અલભ્ય લાભ અવશ્ય લહે;
નિંદિતપણુ નિષ્ઠુરતા જાતાં, કીર્તિ જ્યોત જગમાં જાગે;
શુભ સુમતિ એવી પ્રભુ પ્રેરો, તોજ અનીતિ દુઃખ ભાગે. ૩
આપો શૌર્ય સર્વના ઉરમાં, જેથિ સુખદ સાધન સાધે;
આદર આણિ ઉદર પોષણનું, તો પરિણામ સુલભ લાધે;
દયા કરીને દીનજન ઉપર, અન્ન ધનની વૃષ્ટિ કરો;
કાપી કુસંપ ક્લેશ પરસ્પર, દ્વેષ મૂળ દુઃખદાઈ હરો. ૪
સત્ય સાહ્ય સર્વેશ્વર તારી, તું કર્તા હર્તા જગનો;
આશ્રય આશા તુજ કરૂણાથી, કરે કાર્ય આરંભ જનો;
ઉઠો સ્વદેશી ઝટ જાગિને, નિંદ્રા વ્હેમ, પ્રમાદ તજી;
ખરો સુધારો વ્હાર પાડવા, કરો પ્રયત્નો આર્ય હજી. ૫
આગેવાની કરી આગળ વત્, ભરતખંડનો ઉદય કરો;

## ઈશ્વર પ્રાર્થના.

રહે નામ અક્ષય આ જગમાં, વિજય રૂપ વરમાળ વરો;
કીર્તિ સ્તંભ થાશે સુખદાતા, સુજ્ઞજનો સંદ્ગુણ ગાશે;
યાવત્ ચંદ્ર દીવાકર જગમાં, પૂર્ણ કાર્ય તે પંકાશે.
ડોળ—ઘાલુ દાંભિક સુધરેલા, દુષ્ટ બની ગર્વિષ્ટ પણે;
કરે અર્થનો અનર્થ જગમાં, સમર્થતા નિજનીજ ગણે;
સુધર્મનો તજી પંથ કુધર્મે, ગુપ્તપણે આસક્ત રહે;
બળતાને આંપણુ ધારણકરિ, શીલ જનોનું દીલ દહે.
એવા કુત્સિત અસ્ત થઈને, દેશ ભક્ત વૃદ્ધિ પામે;
કરો એમ કિરતાર કૃપાથી, અનીતિ તો ન રહે નામે;
પક્ષપાતિ વિશ્વાસઘાતિ જન, પ્રત્યક્ષે ઈશ્વર પાસે;
ઉત્તરમાં અક્ષર શું કેશે, સમસ્ત કારણ દરશાશે.
સદાચાર સુ વિચારે ચાલિ, સિદ્ધિ સુબુદ્ધિ સુખ પામે;
એ આશાએ પ્રાર્થન કરતાં, નિર્મળ જશ જગમાં જામે;
સાર સાર શોધી સાક્ષર જન, હંસ ગુણે પયપાન કરો;
કાન વિનંતી એજ કરેછે, "સત્યમેવ જયતે" ઉચરો.

કાહાનજી વિ. ધરમસિંહ ઠ.
ખંભાળિયા.

### દુહો.

સત્ય રૂપ પરમેશની, અપરમપાર કૃપાજ;
આપ્યું અમને આ સમે, વિદ્યા વર્ધક રાજ.

### મનહર છંદ.

ઈશે ઈંગ્લિશ રાજ, હિંદના સુધારા કાજ
મોકલ્યું તે ખરે આજ, વે'મ જાળ ટાળવા;
કેલવણી ખાતું કાઢ્યું, સુધારા મંડાણ માંડ્યું;
અભણ અભાગીઆ, કંગાલને ભણાવવા;
ઠામ ઠામ કીધી શાળા, જેમાં ભણે બાળ બાળા;
ભણ્યાને તો સુધારાના, સાથી ભાઈ ધારવા;
કેળવાયા રાજ વડે, એમ વિદ્યા વાડી દીધી;
એવા ઉપકાર કીધા, અમને સુધારવા.

**દુહા.**

શ્રી પ્રભુને સાષ્ટાંગ હું, નમિ નમિ લાગુ પાય;
કેલવણી આતા તણા, જશ વાધો જગરાય.
કેલવણી દેનારનો, માનો સૌ ઉપકાર;
ગુણ ભૂલે જે ગુરૂ તણા, તે મહા પાપી અપાર.
વળી વિશેષે રાજની, ચડતી કરજે ઈશ;
પરમારથ કારજ થવા, રાજ મલ્યું ઈંગ્લીશ.
કેલવણીથી કંઈકિતાં, સુધર્યાં સર્વે કામ;
એ આશ્રિયે રાજનું, અદકું રહેશે નામ.
જુલમ જાૂઠને કપટને, વેમ થવા સૌ દૂર;
આ સુધરેલા રાજનું, અદકું શોભો નૂર.
નીતિ રીતિ શુભ થઈ, શાંત થયાં સૌ કોય;
તે ફળ રૂડા રાજનું, પ્રભુ કૃપાએ હોય.
દિન દિન રાજ વધો ઘણું, અવિચળ રહે આ ઠામ;
સુધારો સારો થતે, સઘળાં સરસે કામ.
કેલવણીની કળ થકી, ઉઘડશે સૌ બાર;
આળસ વેમ વિડારતા, થાશે દેશ ટટાર.

**લી. નાથજી ભાઈશંકર મેહેતાજી**
સ. નિ. કરમાડ તા. જંબુસર

---

# ઇંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઇતિહાસ.

## પ્રકરણ ૫ મું. ધર્મોદ્ધારણ.

**પૂર્વેના ધર્મોદ્ધારકો**—સત્પુરૂષને જાૂઠ ગમતુ નથી. દંભ, ને આડંબર જોઈ તેઓનો આત્મા પાછો હઠેછે; અને જો તેવી પદ્ધતિથી વિષયાસક્તિનું પોષણ થતું દેખેછે, તો તેઓ કોપીને તેના કડકે કડકા કરી નાંખી લોકોને પાછા સત્યને માર્ગે વાળેછે. આવા ચ્યાર મહા પુરૂષો સમયાનુસાર સોલમા સૈકડામાં નીકળી આવ્યા તે પહેલાં કેટલાક સાધુઓએ પોકાર તો ઘણા કાળથી ઉઠાવવા માંડ્યો હતો. તેમાં વિકલીફને પહેલું સ્થાન ઘટેછે. ચૌદમા સૈકડામાં એણે સ્પષ્ટ રીતે પોપના સંપ્રદાયને ઇંગ્લાં-

ડમાં તુચ્છકાર્યો, પણ જાતે શાંત, ને દેશકાળ પ્રતિકૂળ હોવાથી બરાબર ફાવ્યો નહિ. તો પણ એને થોડાક શિષ્યો થયા ને પંથ ચાલ્યો. એ પંથીઓ, ઇતિહાસમાં લોલાર્ડ એ નામથી ઓળખાયછે, તેમણે રાજાઓ-નો પાછળથી મહા જુલમ છતાં અસત્યને નમણું આપ્યું નહોતું. એમ ધારવામાં આવેછે કે એમાંના કેટલાક નાસીને જર્મનીમાં ગયા, તેના સંગથી ત્યાં ધર્મ સુધારાના બી પહેલ વહેલાં રોપાયાં.

પંદરમા સૈકડામાં બોહીમિઆ ખાતે જાનહસ નામનો એક મહા જુસ્સા વાળો સુધારાનો સાધુ નીકળ્યો. એણે પોપનું જોર ડગાવી નાંખી તે પ્રાંતમાં ઘણા શિષ્યો કર્યા. એ પ્રબોધકને દુષ્ટોએ બાળી મૂક્યો, ને એના પંથીઓ ઉપર વિકરાળ જુલમના વરસાદ વરસ્યા; પણ તેમની સંખ્યા વધીજ ગઈ.

એ સિવાય ઠેકાણે ઠેકાણે સઘળા દેશમાં ધર્માતુર માણસો પોકારી ઉઠતા, અને મરતાં મરતાં પણ ચાલુ અધર્મ ઉપર ફિટકાર નાંખતા. ધર્મ સુધારો પાસે હતો. એનાં નગારાં વાગવા લાગ્યાં હતાં. માર્ટિનલ્યુથર જન્મ્યો, ને ઘડી ભરાઈ રહી.

**માર્ટિનલ્યુથર**—એ જાતે ગરીબ ખાણ ખોદનારનો દીકરો ઊંચો વિદ્યાભ્યાસ કરી શાસ્ત્રી (દાકતર) પદને પામેલો, પણ વૈરાગ્ય ઉપજ્યાથી આગસ્ટાઇન મઠનો બાવો થઈ રહેલો, વીટિન બર્ગની પાઠશાળાનો એક આ સમે પ્રસિદ્ધ શિક્ષાગુરૂ હતો. એ સ્વભાવે ગંભીર, ખરો, ને તીખો હતો. ઈ. સ. ૧૫૧૦ માં એને મહાધિકારીએ કાંઈ કામસર રોમ મોકલ્યો. ત્યાંનો ભ્રષ્ટાચાર જોઈ એનો ભાવ છિન્નભિન્ન થઈ ગયો, અને તે વેળાથીજ યૂરોપના ધર્મોદ્ધારણનાં બેમાલમ બી એના મનમાં રોપાયાં. પાછો આવ્યો ત્યારે ઈશ્વરે પ્રસંગ પણ એવાજ મેળવી આપ્યા. પાઠશાળામાં એને સાકસનીના ઇલેક્ટરે (ઠાકોરે) ધર્મ શાસ્ત્રમાં બૈબલ શીખવવાનો હુકમ કર્યો. એ વિષે તો એનો ઘણા વખતથી ખાસ અભ્યાસજ હતો, અને તેથી એણે એવાં સરસ ને નવિન ઢબના વ્યાખ્યાનો આપવા માંડ્યાં કે તે સાંભળવા દૂર દૂરના વિદ્વાનો પણ દોડી આવતા. હજી ચાલુ ધર્મની વિરૂદ્ધ એ કાંઈ બોલતો નહિ, અને એના વિચાર પણ તે રસ્તે ચડ્યા નહોતા; તો પણ બૈબલમાં હોય તેજ ધર્મ એ જે પ્રોટેસ્ટંટ પંથનો સિદ્ધાંત તે

અત્યારથીજ એને મુખે પ્રગટ થવા લાગ્યો.

ઈ. સ. ૧૫૧૭મા નના ક્ષમાપત્રોની આડત જર્મનીમાં આની. તે આડતનો દલાલીયો (બાવો) એવા તો બકાલવેડા કરવા લાગ્યો કે તે લ્યુથરથી જોઈ રહેનાયુ નહિ. એણે પોતાના સહીસાથે એક એવુ જાહેરનામું ચોહોડી દીધુ કે ક્ષમા પત્રોથી પાપ છૂટતા નથી, અને એ બાબત કોઇએ વાદ કરવો હોય તો હું તૈયાર છું. એ જાહેરનામુ ૮૫ કલમનુ ઘણા શાસ્ત્રાર્થથી ભરેલુ હતુ. સામાનાળીઆ બાવાએ જવાબમા જાહેરનામુ કાહાડ્યુ પણ ગાળો શિવાય બીજું તેમા થોડુંજ હતુ. તેને લ્યુથરના વિદ્યાર્થીઓએ ચોડવાઈ જાહેરમા બાળી મૂક્યુ. આખા દેશમા હોહા થઈ રહી, અને લ્યુથરના ૯૫ શાસ્ત્રાર્થો બધે ફેલાયા. એકજ શાસ્ત્રી એની સામા વાદ કરવા કેટલેક મહીને આવ્યો, તેને એણે હરાવ્યો; અને એની કીર્ત્તિ વધી. આ પ્રસગે પ્રાટેસ્ટંટ પંથનો બીજો એક સિદ્ધાત એણે પ્રકાશ્યો કે આત્માનુ કલ્યાણ ક્રિયાસાધ્ય નથી પણ કૃપાસાધ્ય છે. વાત વધી, ને પોપ દશમોલીઓ, જે અત્યાર સુધી એને ફકત બે બાવાની સાધારણ વઢવાડ ગણતો હતો, તેણે હુકમ મોકલ્યો કે લ્યુથરે જવાબ દેવા હજુરમાં આવવુ. સાક્સનીના ઠાકોરે વચમા પડી એવુ ઠેરવાવ્યું, કે જર્મનીમાજ એનો ઇનસાફ કરવો. ઓસબર્ગમા એક મોટા ધર્માધિકારીની આગળ એને બોલાવ્યો, અને ત્યા કાઈક વાદવિવાદ થયો. આ પ્રસંગે એણે પોપ કહે તેજ ધર્મ' એ મત નકાર્યું, અને વિશેષ એમ પણ બોલ્યો કે સેંટ પીટર (ઇસુખ્રીસ્તનો મુખ્ય ચેલો જેને રોમની ગાદી પોતાનો મૂળ સ્થાપક ગણેછે) તે પણ કોઈ વખત ભૂલતો હતો. પણ પછી સમજીને લ્યુથર રતોનાઈ નાઠો. હવે એને દેશપાર કરવાનુ સાક્સનીના ઠાકોરપર ઘણુંક દબાણ થયું, પણ તે સરદારે કાઈ પત્તો લગાડ્યો નહિ.

બળથી વળ્યું નહિ, ત્યારે પોપે કળ ચનાની. લ્યુથરની ઉપર પ્રીતિ ભર્યા કાગળ લખી વિષ્ટિ ચલાવવા માડી. એમા તે કદાપિ ફાવત, પણ કેટલાક ધર્માધશાસ્ત્રીઓએ વાદ વિવાદ ઉઠાવી એને ચોડ્યો, અને એણે ખુલ્લા ગ્રંથો ખુલ્લા ચાલુ ધર્મની વિરૂદ્ધ લખ્યા. પોપે સભા મેળફી લ્યુથરેના ૪૧ મત ચૂંટી કાઢી તેને ધર્મદ્રોહી ઠેરવ્યા, એના ગ્રંથો બાળી મૂકાવ્યા, અને હુકમ કર્યો કે બે માસની મુદતમા જાતે હાજર થઈ પોતાના બોલ

જાહેરમાં પાછા નહિ ખેંચી લે, તો એ ધર્મ બહાર. એ સાંભળી લ્યુથરે એથી પણ ભારે કોપ જણાવ્યો. એ હુકમ અને તે ભેળા પોપની સત્તાના પ્રતિપાદક ગ્રંથો લઈ એ ગામ બહાર ગયો, બધા લોકને એકઠા કર્યા, અને ત્યાં તે ઉપર પૂળા મૂકી સૌની સમક્ષ તેને ભસ્મ કરી નાંખ્યાં. ઈ. સ. ૧૫૨૦ ડીસેંબર તા. ૧૦ મી. આ વેળા એનું વય ૩૭ વર્ષનું હતું.

હવેથી એ પોપ વિરૂદ્ધ ગ્રંથો ગરમ ભાંડતી ભાષામાં ઉપરા આપરી પ્રગટ કરવા લાગ્યો. જર્મનીના પાદશાહે ઘણા ભાયાતોના અનુમતથી એને ધર્મદ્રોહી ઠેરવ્યો, પણ સાક્સનીના ઠાકોરે તજવીજથી એને એક એકાંત કિલ્લામાં સંતાડી દીધો. અહિંયાંથી એણે પાતકોચ્ચારણ, બ્રહ્મચર્ય પ્રતિજ્ઞા, મૃતાર્થ પ્રાર્થના, વગેરે રોમના અનેક સંપ્રદાયની વિરૂદ્ધ ઉછળતાં લખાણો પ્રગટ કર્યાં. એની અસર સાક્સનીમાં ઘણીજ થઈ. સેંકડો બાવા મઠ છોડી ગ્રહસ્થાશ્રમમાં પાછા આવ્યા, કેટલાકે પ્રભુ ભોજનની ક્રિયા છોડી દીધી, અને એના એક શિષ્યે તો વીટેનબર્ગના સઘળા દેવલોમાં જઈ મૂર્ત્તિઓ ભાગી નાખી, તથા બૈબલ શિવાયના સઘળા ગ્રંથોને બાળી મૂકવાના વિચારમાં હતો. પરસેવો ઉતારી ખાવું એ આજ્ઞાને અનુસરી કેટલાક કુલીનો ખેતરમાં મજુરીએ જવા લાગ્યા. આ જોઈ લ્યુથર પાછો બહાર આવ્યો, ને બધાને હદમાં રાખ્યા. પેલો શિષ્ય લડીને સ્વિતઝરલાંડના ધર્મોદ્ધારક પાસે જતો રહ્યો.

હવેથી લ્યુથર, જે જર્મનીના ધર્મ સુધારાનો મુખ્ય થઈ રહ્યો, તેણે 'નવિન સ્થાપના'નું ભાષાંતર કર્યું, અને વિવિધ પુસ્તકો લખ્યાં. એણે હવે બાવાનો વેષ કાઢી નાખ્યો, અને પાછળથી એક બાવી જોડે લગ્ન પણ કર્યાં. ઉત્તર જર્મનીના ઘણા ઠાકોરો લ્યુથરના પંથમાં ભળ્યા, તેમણે પોતાના રાજમાંથી બાવા બાવીના મઠ કાઢી નાખ્યા, અને તેની મિલકત તથા ગામ ગરાસો રાજ ખાતે જપ્ત કરી દીધા. જર્મનીના રાજમંડળમાં આ ધર્મ સુધારા વિરૂદ્ધ ઠરાવ થતો હતો, પણ આ ઠાકોરોએ વાંધો લખીને આપ્યો, અને તે વખતથી સઘળા ધર્મોદ્ધારીઓ પ્રોટેસ્ટંટ એટલે વાંધો ઉઠાવનારા એ નામથી ઓળખાયછે. ઈ. સ. ૧૫૩૦ માં જર્મનીના પાદશાહને આ પ્રોટેસ્ટંટ મતના લોકોએ પોતાના સિદ્ધાંત લખી આપ્યા, અને તે પ્રમાણે વર્તવાની તેમને કેટલીક સરતોની સાથે રાજમંડળે છૂટ

આપી. તે છતાં વધારે સલામતીને માટે લ્યુથરપંથી ઠાકોરોએ રાજકિય એક્કો કર્યો, અને તે વખતથી જર્મનીમાં ધર્મ સુધારો જડીભૂત થયો.

હવે લ્યુથરે બાકીનું આયુષ્ય પોતાના પંથની પદ્ધતિ બાંધવામાં તથા તેને વ્યવસ્થિત કરવામાં ગાળ્યું. એણે ઈ. સ. ૧૫૪૬ માં ૬૩ વરસની ઉમરે પોતાનો દેહ છોડ્યો. તે સમે જર્મની સિવાય યૂરોપના બીજા, પણ કેટલાક દેશમાં ધર્મોદ્ધાર સ્થપાઈ રહ્યો હતો, કેટલેક ઠેકાણે તેમ થવાની તૈયારી હતી, અને બધેજ તેનો પોકાર સંભળાઈ લોકના ચિત્ત ચંચળ થવા માંડ્યાં હતાં. એ બધાનો જશ આ ધર્મવીર લ્યુથરને છે, અગર જો* સમય પાકી રહ્યો હતો અને સ્વિતઝરલાંડનો ધર્મોદ્ધાર આપોઆપ બીજા સુધારકોએજ ઉઠાવ્યો અને વધારે ડહાપણથી સ્થાપિત કર્યો.

સ્વિતૃઝર્લાંડનો ધર્મ સુધારો પણ ક્ષમાપત્રોના કારણથી અને લગભગ એજ વખતે ઉભો થયો હતો. એના આગેવાન પણ ઝિંવગલી અને બુલિઝર નામના બે ધર્મ ગુરૂઓજ હતા. ધર્માધિકારીઓએ સામા થવા માંડ્યું પણ તેમનું કાંઈ ચાલ્યું નહિ, અને ત્યાંની પ્રજાતંત્ર રાજ સભાએ તે સુધારો મંજુર કર્યો. સ્વિતઝર્લાંડનો ધર્મોદ્ધાર, લ્યુથરે કર્યો તે કરતાં પણ, વધારે ચોખો ને સંપૂર્ણ હતો, પણ તેના આચાર્યોએ ડહાપણને નરમાશ વાપરવાથી તે સલાહ શાંતિએ થયો, અને તે થઈ ચૂક્યો ત્યાં સુધી પોપને પૂરી ખબર પણ પડી નહિ.

---

*ખંડન કાર્ય ઇરાસ્મસ નામનો એક રસિક પંડિત આખા યૂરોપને માટે બરાબરે કરી ચૂક્યો હતો. એની સુઘડ ઠાંકડી બાનીએ ધર્મ ગુરૂઓ તથા ધર્મ ક્રિયાઓને ઉપલા વર્ગમાં હાંસિ પાત્ર કરી મૂક્યાં હતાં. નવિન સ્થાપના એણે મૂળ ગ્રીકમાં પંડિતાઇથી સારોદ્ધાર કરી હતી. પણ તે છતાં લ્યુથરે મંડનકાર્ય આરંભ્યું, ત્યારે પાછળથી એજ સુધારક કુધારા પક્ષે ગયો હતો, કેમકે ધર્મનું ઐક્ય તોડ્યા વિના સમજુતીથી સુધારો કરવા તર્ફ એનું લક્ષ હતું. ખરી વાત તો એ છે કે ખંડનકારને મડંનકારની પ્રકૃતિજ જૂદી હોયછે. એક(લાભાલાભ ૩૫) ફળ જોયછે અને બીજો સત્ય જોયછે. એક માનુષી પ્રયત્ન ઉપર અને બીજો ધર્મધુરંધર ઉપર આધાર રાખેછે. એક જનહિતને સંભાળેછે અને બીજો એક ઇશ્વરને નામે અલેક ઉઠાવેછે.

લ્યુથરના ને આ સંપ્રદાયમાં કેટલોક મતભેદ હતો. તે ભાગવા બંને પક્ષવાળા મથ્યા, પણ લ્યુથરના મમતને લીધે તેમ બની શક્યું નહિ, અને ઉલટો કાંઈ વૈરભાવ ઉત્પન્ન થયો.

પાછળથી કાલ્વિન નામનો એક જ્ઞાની નીકળ્યો તેણે જિનિવામાં કાંઈ પેટાપંથ કાહાડ્યો અને આગળ જતાં તેજ પંથ સ્વિત્ઝર્લાંડમાં બહુ બળવાન થયો. એ પંથ નાક્સ નામના એક ધર્મમસ્ત પુરૂષે સ્કાટલાંડમાં દાખલ કર્યો, અને હજી ત્યાં તેજ ચાલેછે.

### ઈંગ્લાંડમાં ધર્મોદ્ધારણ.

નવીવિદ્યાથી ઈંગ્લાંડના લોક પણ ધર્મની બાબતમાં દેખતા થયા હતા. બધા વિદ્વાનો સમજતા હતા કે ધર્મમાં સુધારાની જરૂર છે, પણ તે કેટલો, ને શી રીતે કરવો તેમાં બે પક્ષ હતા. જર્મનીની પેઠેજ અહિંના વડા પંડિતો એમ ધારતા હતા, કે ધર્મનું ઐક્ય તોડ્યા વિના સમજુતીથી સુધારો કરવો, અને તેમ થવાની કાંઈક આશા પણ પડી હતી, કેમકે તે સમેનો પોપ ઇરાસ્મસ જાતે મોટો વિદ્વાન અને તેમાંના કેટલાકનો પરમમિત્ર હતો. જુવાનીઆ ટોળી તોડવા તઈ હતી, અને જર્મનીના સુધારાની વાત જેમ જેમ તેમને કાને આવતી ગઈ તેમ તેમ તેઓ વધારે ઉત્કંઠિત થતા ગયા. આખરે એક છૂપી સભા સ્થાપી તેઓએ લ્યુથરના મત ઈંગ્લાંડમાં ફેલાવવા ઘણી મેહનત કરી. પણ રાજ સત્તા સામી હતી, અને તેઓ લ્યુથર જેવા ભક્તિવીર નહોતા કે તેમનું કાંઈ ફાવી શકત, પણ એક દૈવયોગી બનાવે તેમને મોટી સહાય કરી.

આઠમો હેન્રી—એ વિદ્વાનોનો મિત્ર અને જાતે પણ કાંઇક વિદ્વાન હતો. એ પણ સુધારો કરવા ચાહાતો હતો,તે ધર્મનું ઐક્ય રાખીને. તેથી જ્યારે લ્યુથરે સાત સંસ્કારનું ખંડન કર્યું, ત્યારે એણે પંડે તેનો પ્રત્યુત્તર છપાવ્યો (ઈ. સ. ૧૫૨૧) અને તેથી પોપે રાજી થઈ એને "ધર્મ રક્ષક"નો ખિતાબ આપ્યો, જે હજી ઈંગ્લાંડના પ્રોટેસ્ટંટ રાજાઓ પણ ગર્વથી રાખી રહ્યાછે.

ઈ. સ. ૧૫૩૦ માં જ્યારે કાથેરાઈન રાણીને તજી દેવાનો એને મમત ભરાયો હતો, તે વેળા એનો કારભારી ટામસ ક્રામ્વેલ કરીને હતો તે બડો પ્રપંચ વીર હતો. તે તથા ક્રાન્મર નામનો એક જુવાન શાસ્ત્રી સુધાર પક્ષનો હતો તે બંને એ રાજાને ચડાવ્યો, કે પોપની સત્તા રદ કરો તોજ

તમારૂં ધાર્યું થાય એમછે. તે ઉપરથી હેન્રીએ (ઈ. સ. ૧૫૩૨–૩૩ માં) પાર્લામેંટ પાસે એવા કાયદા કરાવ્યા કે ઇંગ્લાંડમાં ધર્મનું આધિપત્ય રાજાનેજ હાથછે. રાજાનો વિચાર ધર્મ પદ્ધતિ ફેરવવાનો જરાએ નહોતો,' પણ પરિણામે સઘળું ક્રામ્વેલ તેની પાસે કરાવી લીધું. પોપે આડવાઇને એનું નવું લગ્ન ખોટું ઠેરવી ધર્મ બહાર મૂક્યો, ત્યારે પાછો ક્રામ્વેલ પ્રબોધ્યો કે આપણા દેશના સઘળા પાદ્રીઓની બહાલી બરતર્ફી આપના હાથમાં લેવી હવે જરૂરછે. રાજાએ એને ધર્મ ખાતાનો પ્રતિનિધિ નીમ્યો અને તે અધિકાર મળતાંજ એણે ફરમાવ્યું કે ધર્મના બ્યાખ્યાનો અમે સનદ આપીએ તેણેજ કરવાં. આ રીતે સઘળા પાદ્રીઓના એણે મોં બંધ કરી દીધાં એટલુંજ નહિ, પણ એ કહે તે મતનાં ને ઢપનાંજ ભાષણો આપવાની તેમને ફરજ પાડી. મોટે પ્રસંગે તો વિષયના પેટાં પણ એ પોતે લખી મોકલતો. બીજી તર્ફથી રાજાનું ધર્માધિપત્ય કબુલ ન કરે તેને એ દુઃખ દઈ મારી નાખવા લાગ્યો. શેહ બેસાડવા મોટાનેજ તેણે પ્રથમ પકડ્યા. એક બેનો રાજ બીજ પણ આ સમે જમે થઈ ગયાં. પોપના પક્ષમાં કોણ છે તેને ઝટ પકડી પાડવા એણે એવો કાયદો કરાવ્યો, કે નવા લગ્નથી જે પુત્રી થઇછે તે રાજાની ખરી વારસ છે, અને તે કાયદાને સ્વીકારતાં લોકો પાસે એવી પણ પ્રતિજ્ઞા કરાવતા કે રાજાનું એ નવું લગ્ન સશાસ્ત્રછે. આથી કેટલાક સત્યવાદીઓને મરવું પડ્યું. એમાં સરટામસ મોરનું નામ બહુ પ્રસિદ્ધછે. એ આ સમે યૂરોપના સારામાં સારા પંડિતો માંનો એક હતો, અને એના કેટલાક વિચાર તો જમાનાથી એટલા આગળ હતા કે તે બસેં વરસ સુધી વિદ્વાનોથીએ સમજાયા નહિ. આ હત્યાથી આખું યૂરોપ કકળી ઉઠ્યું, અને પોપે હેન્રીને પદભ્રષ્ટ કરવાનો હુકમ કાઢ્યો. આ કાળ એવો તો નહોતો કે કોઈ પોપનું બીડું ઝડપી ઇંગ્લાંડપર હુમલો કરે; પરંતુ દેશમાં નારાજીપો, ખટપટ, ને કાંઈક ફિતુરો વધ્યાં. આ સમે ક્રામ્વેલ પાછું સૂચવ્યું કે જર્મનીના પ્રાટેસ્ટંટ સાથે હવે સંધિ કર્યા વિના છૂટકો નથી, અને કેટલોક ધર્મ સુધારો પણ દાખલ કરવો જોઇએ—કાંઈ નહિ તો પોપને બાળવાને માટેજ.

એ ઉપરથી રાજાએ મઠોની રીતભાત તપાસવા પંચ નીમ્યા, અને તેમણે કાનના કીડા ખરે એવો તાત્કાળ એક હેવાલ પ્રગટ કર્યો. ધુર્ત

હુકમ થયો કે ૨૦૦૦ રુપિયાની અંદરની ઉપજવાળા સઘળા મઠ બંધ પાડવા અને તેની માલ મિલ્કત સરકારમાં જમા કરવી. આથી રાજાને ૧૦ લાખ રુપિયા રોકડા તથા વર્ષે ૩૦ લાખની જાગીરો હાથ આવી. ત્રણેક વર્ષ પછી મોટા મઠ પણ બંધ પાડ્યા. આ સમે રાજાનો એવો ત્રાસ વર્ત્તી રહ્યો હતો, કે કેટલાક મઠ વાળા બિચારા પોતાની મેળેજ અ-ર્જી કરવા લાગ્યા કે અમારા મઠ બંધ કરો. એની જાગીરોમાંથી કેટલીક પાઠશાળાઓને આપી, અને ઘણી ખરી દરબારીઓમાં વહેંચી દીધી. આથી રાજાને બેશક બહાલી નુકશાન થયું, પણ તે સમે તો પોપ વિરુદ્ધ એક જબરો અમીર વર્ગ ઉભો થઈ આવ્યો. (ઈ. સ. ૧૫૩૬—૧૫૩૯)

આજ ત્રણ વર્ષમાં જાત્રાઓ બંધ પાડી, વ્રત ઉત્સવના દિવસો ઓછા કર્યા, મૂર્ત્તિ પૂજા અને સાધુ સંતોના શેષ આગની *ફજેતી કરી તે રીવાજો છોડાવ્યા, અને ટામસ આબેકટની તો ઘોર પણ ખોદી નાખી. સાત સંસ્કારમાંના ત્રણજ રાખ્યા, મુક્તિને કૃપા સાધ્ય માની, અને મૃતાર્થ પ્રાર્થના વગેરે અનેકે કર્મ રદ કર્યા. "ધર્મના સિદ્ધાંતો" હેન્રીએ પોતાના હાથે લખી કાઢ્યા, અને તેજ ઈંગ્લાંડનો ધર્મ એમ બધાને કાયદો કરી મનાવ્યું. બૈબલનું ટિન્ડેલ કૃત ભાષાંતર જે પ્રથમ એણે નિષિદ્ધ ગણ્યું હતું તેમાં કાંઈ સુધારો કરાવી હાલ પ્રગટ કર્યું, અને તે વાંચવાની લોકોને છૂટ આપી. આ રીતે ક્રામ્વેલના પ્રધાનવટામાં (ઈ. સ. ૧૫૩૦—૪૦ સુધીમાં) અગત્યનો ધર્મ સુધારો બધો ઈંગ્લાંડમાં દાખલ થઈ ચૂક્યો, પણ બળાત્કારે અને ઘણા લોકની ઇચ્છા વિરુદ્ધ. પ્રોટેસ્ટંટ પંથનો હાલ મુખ્ય સિદ્ધાંત કે "સઘળાને પોતાની બુદ્ધિ કબુલે તે ધર્મ માનવાનો સંપૂર્ણ હકછે" એતો આવેળા જર્મનીના ધર્મોદ્ધારકોના પણ લક્ષમાં બરાબર નહોતો, અને ઘણી વખતે રોમન કાથોલિકની પેઠે તેઓ પણ પોતાનો મત પરાણે મનાવતા.

આથી નવલોહ્યા સુધારાવાળાનું બહુ ચડી વાગ્યું. ગંભીર ધર્મક્રિયા

---

*એક મૂર્ત્તિ માથું હલાવતી ને ડોળા ફેરવતી હતી તેને કોરટમાં એઓ આણી તેનો દોરી સંચો બધાની આગળ ખુલ્લો કર્યો. મરિયમની મૂર્તિઓ નવરી કરી ગાડાં ભરી લંડન મોકલાવતા, અને ત્યાં તે બધીને જાહેરમાં બાળી મૂકતા.

ચાલી રહી હોય; ત્યાં જુવાનીઆ ઘૂસી *બૈબલના વાક્યો બરાડવા લાગ્યા; કેટલીક કિશોરીઓ દેવલમાં નવી પ્રાર્થનપદ્ધતિ લાવી વાંચવાનો ડોળ કરવા લાગી, અને કેટલાકે ધર્માધિકારીઓની કચેરીપર ટોળાબંધ ચડી જઈ તેનેજ તોડી પાડીઓ. પ્રભુ ભોજનની ક્રિયામાં એક સમે પાદ્રીએ પ્રભુ મૂર્તિને ઊંચી કરી, ત્યારે એક જણે ઉઠી પોતાનો કૂતરાંજ ઊંચો ધર્યો. બૈબલના અર્થ તો બધા મનસ્વી કરે, અને તેના વાદ, વિવાદ, ને ઝગડા મોહેલ્લે મોહેલ્લે ને પીઠે પીઠે ગાજી રહ્યા. કેટલાકે "ધર્મ સિદ્ધાંત" (રાજાએ કાઢ્યા હતા તેની) ચર્ચા ચલાવવા માંડી, અને પ્રભુ ભોજનની હાંસિના તો ખ્યાલ ટપ્પા ને ફારસો જોડાવાં. છેવટે કેટલાક જુવાન પાદ્રીઓ કાયદાનો બંધ તથા લોકલાજ તોડી ટપોટપ બાઈડીઓ પરણી બેઠા.

આ બધું જોઈ જૂના વિચારના લોકોના કલેજાં બળી ગયાં, અને ધર્મગુરૂઓ તો છેક દિગ્મૂઢજ બની ગયા હતા; પણ હેનરી જેને અત્યાર-સુધી ફાબેલ સીસકે ચડાવી જેમ તેમ કરતાં સીસામાં ઉતારી રાખ્યો હતો, તેનો આ જોઈ મિજાજ ગયો, અને એણે "સાત કલમનો" કાયદો કર્યો. ઈ. સ. ૧૫૩૯. એમાં બ્રહ્મચર્યવ્રત, ખાનગી પ્રભુ ભોજનની ક્રિયા, અને પાતકોચ્ચારણ એ કબુલ રાખ્યાં, અને તે વિરૂદ્ધ જે બોલે કે કરે તેને બાળે શિક્ષા ઠેરવી. તેથી હવે તો રોમન કાથોલિક અને પ્રોટેસ્ટંટ એ બંનેનો મરો જાગ્યો. બંનેને બાળી મૂકવા ઠેર ઠેર ચિતાઓ સળગતી હતી. આ પ્રમાણે હેનરીના આખા રાજ્યપર્યંત ઇંગ્લાંડમાં ચાલ્યું.

છઠા એડવર્ડના વખતમાં જે બે રાજરક્ષકો થયા તે બંને એ ક્રાન્મરના કહ્યા પ્રમાણે ઘણો સુધારો દાખલ કરી દીધો. લોલાર્ડની સામા જે જે કાયદા પહેલાં થયા હતા તે તથા પાછલા રાજાના "છ કલમો" વગેરે ધર્મ સુધારાને નડતા સઘળા ધારા રદ કર્યા. ધર્મ ખાતાની સઘળી જાગીરો બાકી રહી હતી તે જપ્ત કરી અને વિદ્યાખાતાને આપવાનું ઠેરવ્યું, પણ ઘણો ભાગ વગવસીલાવાળાઓને આપી તેમને અમીર બનાવ્યા. દેવસ્થાનોમાંથી મૂર્તિ કાઢી નાખનારૂં પંચ નીમ્યું. ઉપાસના વિધિમાં ઇંગ્રેજી ભાષા વાપરવાનો હુકમ કર્યો (અત્યાર સુધી લાટિન ભણવામાં આવતી);

---

*બ્રાહ્મણોની સભામાં આવી કોઈ નીચ વર્ણનો ગાયત્રી મંત્ર બરાડે તેના જેવું આ તે સમેના આસ્તિકોને લાગતું.

રાજાનું ધર્માધિપત્ય ન માને તેને સજા કરવા લાગ્યા; વહેમી રિવાજો ન પાળવાનો ઢંઢેરો ફેરવ્યો, બૈબલ વાંચવાની નિરંકુશ છૂટ આપી; સાર્વજનિક પ્રાર્થન પદ્ધતિ પ્રગટ કરી (જે જુજ ફેરફારની સાથે હજુ ઈંગ્લાંડમાં ચાલેછે); અને પાદ્રીઓને પરણવાની કાયદાથી રજા આપી. બાર ધર્મ બોધ છપાવ્યા, અને તે પ્રમાણેજ વ્યાખ્યાનો આપવાની બધાને તાકીદ કરી. તેમજ કેટલાક લ્યુથરના, ને કેટલાક કાલ્વિનના સિદ્ધાંત સ્વીકાર્યા; જર્મનીથી પ્રાટેસ્ટંટ વક્તાઓ બોલાવ્યા; અને ટુંકામાં હવેથી ઈંગ્લાંડના સમાજે ધર્મ સુધારાનું ચોખ્ખું રૂપ પકડ્યું. "ધર્મની ૪૨ કલમો" તૈયાર કરી અને તેમાંનીજ ૩૯ ઉપર હાલનો પણ ઈંગ્લાંડનો ધર્મસમાજ ઉભોછે.

આ લોકોએ પણ હેન્રીની પેઠેજ પોતાનો પંથ ચલાવવા બળાત્કાર અને જુલમ વાપર્યાહતો, એમની પણ ધર્મના ઐક્યને માટે ઘણી ખંત હતી, અને "ધર્મઐક્ય" નો કાયદો બેવાર પસાર કર્યો હતો, અને જે એમના મતને નહિ માને તેને ટપોટપ કેદમાં મોકલતા. આના બાપ રિસ્ટ નામના એક પ્રાટેસ્ટંટ પંથવાળાને કે નાસ્તિક તથા અનાસ્થિકોને તો પૂર્વવત્ બાળીજ મૂકતા.

મેરી, આ રાણી હડહડતી રોમન કાથોલિક હતી. ગાદીએ બેઠી કે તુર્ત તેણીએ પોતાના ધર્મવાળા કેદમાં પડ્યા હતા તેને છોડ્યા, અને પાછલા રાજ્યમાં જે જે ધર્મ સુધારાને લગતા કાયદા થયા હતા તે રદ કરી પોતાના બાપનો બાંધેલો ઉપાસનાવિધિ ચલાવવાનો હુકમ કર્યો. આથી તો રૈયતનો ઘણો ભાગ રાજી થયો, કેમકે તેમને એ કરતાં વધારે સુધારો હાલ જોઇતો નોહતો. પણ આવા ધર્મયુદ્ધના કાળમાં આવી ધર્માંધ રાણીથી એટલું કરીને કેમ બેસી રહેવાય ? પોપ સાથે ક્યારનો પત્ર વ્યવહાર ચાલી રહ્યો હતો, અને તેણીએ ઈ. સ. ૧૫૫૪માં ઈંગ્લાંડનો ધર્મ સમાજ પાછો શ્રી પોપને ચરણે ધર્યો. આ વાત પાર્લામેંટની મંજુરીથી તેણીએ કરી હતી. મઠની જાગીરો પાછી આપવાનો કાયદો પસાર કરવાનું કહ્યું ત્યારે પાર્લામેંટે આગ્રહથી ના પાડી, કેમકે તેમ કરતાં તો તેમાંનાંજ ઘણાને પેર ગોદો લાગે એમ હતું. આ ઉપરથી જણાય છે કે ક્રામ્વેલે મઠની જાગીરો આપી દરબારીઓને અમીરો કર્યા. તેથી એ કાયદો તો થયો ખરો કે સ્વાર્થને લીધે તેઓ સદા સુધારાના સાથી

થઈ રહ્યા.

પછીથી રાણીએ બીજા પંથવાળા ઉપર જુલમને બળાત્કાર ચલાવવા માંડ્યો, અને તે કારણથી એનું નામ ઇતિહાસમાં ખૂની મેરી એવું પડી રહ્યુંછે. એના વખતમાં કુલ ૨૮૪ માણસોને ભસ્મ કરી નાખ્યા હતા, અને તેમાં સ્ત્રીહત્યા કે બાળહત્યાનો પણ જરાએ વિચાર રાખ્યો નહોતો. પાછલા બે રાજમાં આગળ પડેલો અને ઇંગ્લાંડના હાલના ધર્મ સુધારાનો મૂળ પુરૂષ ક્રાન્મર તથા લાટિમર એ બંને આ વખતે માર્યા ગયા, અને તેથી પ્રોટેસ્ટંટ પંથ વધારે ઉશ્કેરાયો.

ઇલિઝાબેથ જાતે ધર્મની કેવળ બેદરકાર હતી, પણ લોકની રૂખ જોઈ તે બાબત વર્તતી. તેણીએ જોયું કે હવે ઇંગ્લાંડના ઘણાલોક પોપને માને એમતો છેજ નહિ. અને તેથી ગાદીએ બેઠી કે તત્કાળ "ધર્માધિપત્ય" નો કાયદો પાછો મંજુર કર્યો, અને મેરીએ જે જે કર્યું હતું તે બધું રદ કર્યું. પછીથી પરરાજ્યોનો મામલો જેવો થતો ગયો તે પ્રમાણે તે રાજનીતિ ધર્મની બાબતમાં રાખવા લાગી. પણ સમો એવો હતો કે પરરાજ્યોના સંબંધમાં ઇંગ્લાંડનો પ્રોટેસ્ટંટ થવામાં લાભ હતો, અને લોકોનું વળણ પણ દિનપરદિન તે તર્ફ વધતુંજ જતું હતું. તેથી કાંઈ માર ફાડ કર્યાવિના તજવીજથી ધર્મ બોધકના કામ ઉપર ચૂપકીથી સારા પ્રોટેસ્ટંટ વિદ્વાનોનેજ તે નીમવા લાગી, અને તે યુક્તિ કાળાંતરે ઘણાને પ્રોટેસ્ટંટ મતના કરવામાં બહુજ ફતેહ પામી. તેણીએ ફ્લાંડર અને ફ્રાંન્સમાંના પ્રોટેસ્ટંટોને સારી મદદ કરી, અને તે વખતથી ઇંગ્લાંડ યૂરોપના પ્રોટેસ્ટંટ રાજ્યોનું આશ્રય સ્થળ ગણાવવા લાગ્યું. ઈ. સ. ૧૫૬૩ માં પાર્લામેંટે ધર્મની ૩૯ કલમો મુકરર કરી અને અદ્યાપિ તેજ ઇંગ્લાંડના ધર્મ સમાજને માન્યછે. હેનરીએ પ્રથમ પોપની સત્તા નકારી તેને હાલ ૩૩ વર્ષ એટલે એક પૂરો જમાનો થઈ ગયો હતો, અને એ દરમ્યાન પોપના માર્ગનો બોધ એવી સખ્તીથી બંધ રાખ્યો હતો કે આ સમે ઘણા લોક કુદરતી રીતે પ્રોટેસ્ટંટ મતના થઈ રહ્યા. કેટલાક તો અતિપર ગયા હતા. એવા લોકને રાજ્યસત્તા એ ઠેરવેલી પદ્ધતિ પરવડતી નહોતી, અને તેમણે તે વિરુદ્ધ ચાલવા માંડ્યું હતું. આ લોક પ્યુરિટાન એ નામથી ઓળખાવવા લાગ્યા, પણ તેમને વિષે આગળ બહુ બોલવું પડનાર છે તેથી અત્રે કાંઈ લ-

ખતા નથી. આ લોકને દાબમાં રાખવા આ રાણીના રાજ્યના છેલ્લા ભાગમાં "ધર્મઐકયના" કાયદાને આધારે બહુ કેર વર્ત્યો હતો. કેટલાકે એવી ગણત્રી કાઢીછે કે ખુની મેરીને હાથે મૂઆ તેના કરતાં પણ વધારે પ્રાટેસ્ટંટોના જિવ આ રાજમાં ગયા. આવે સમે રોમન કાથોલિક ઉપર કેટલો જુલમ હશે તે તો કહેવાનીજ જરૂર નથી. સ્કાટ લોકની રાણી મેરીને નિમિત્તે જ્યારથી તકરો ઉઠવા લાગ્યાં હતાં,ત્યારથી એલિઝાબેથ તે લોક ઉપરતો કાળ કરોળજ થઈને બેઠી હતી.

---

# ચીનાઓની પરીક્ષા પદ્ધતિ.

અમારા વાંચનારમાંથી કેટલાકે કદી સાંભળ્યું હશે કે ચીનના રાજમાં સરકારી નોકરી વગવશીલાથી નહિ, પણ અમુક શખ્ત પરીક્ષાઓમાં બરાબર પાસ થવાથીજ મળેછે, અને એ કારણથી એ દેશમાં ખરેખરા વિદ્વાન સિવાય બીજા કોઈના હાથમાં રાજસત્તા સોંપાઈ જતી નથી. એ સિવાય એ પરીક્ષાઓની પદ્ધતિ એવી રાખીછે કે જન કેળવણીને પણ ઘણું ઉત્તેજન મળેછે, અને વિદ્વાન કહેવડાવવું એને ચીનમાં માણસો આ જિંદગીનું એક મોટું કર્તવ્ય ગણતાં શીખ્યાછે.

આ ધારો ચીનમાં આજકાલનો નથી. ઇ. સ. ૬૦૦ ને સુમારે એ ધારો નીકળ્યો એમ ધારવામાં આવેછે. અને તે સમે એ દેશ ઘણો કેળવાએલો તથા સુધરેલો હતો એમાં કાંઈ સંદેહ નથી. ચીન હુનરકળાને માટે તો પંકાતું આવ્યુંજ છે, અને વિદ્વત્તામાં પણ માત્ર ભરતખંડ થીંજ એની પ્રાચીન પ્રસિદ્ધિ ઉતરતી હશે. કાન્ફ્યુશિયસ નામનો સાનમાર્ગી પંડિત ઇ. સ. પૂર્વે ૪૭૯ વરસ ઉપર થઇ ગયો ત્યારથી એ દેશમાં વિદ્યાનો પ્રસાર થવા લાગ્યો, અને તેનું ફળ એ થયું કે ઘણા સૈકડાથી સરકારી નોકરી વિદ્વાન સિવાય કોઇને મળેજ નહિ એવો કાયદો ચાલેછે.

એ દેશમાં સરકારની તરફથી ચાર મોટી પરીક્ષાઓ લેવાય છે અને તેમાં પસાર થાય તેને માટે ચાર ખિતાબો છે. તેનાં નામ સિત્સાઈ છે કુજિન, દસિનઝે, અને હન્લિન, એમાંના પહેલા ત્રણ ખિતાબ બી. એ, એમ, એ,ને દાક્તર (વિદ્યાના) ની બરાબર ગણી શકાય. ચોથો ખિતાબ

સૌથી મોટીછે અને તેમાં પાસ થનાર દેશની[૧] મહાપંડિતમંડળીનો જન્મ-પર્યંત સભાસદ થાયછે.

પહેલી એટલે બી. એ. ની પદવી મેળવવાને સારૂ ત્રણ ઠેકાણે પરીક્ષા આપવી પડેછે. પ્રથમ પરીક્ષા પરગણાની સરકારી પુસ્તકશાળામાં ત્યાંના માજિસ્ટ્રેટની દેખરેખ નીચે થાય છે. એ પરીક્ષામાં આવવાની સર્વને છૂટછે. વાતચિત્ત કે નકલ ન કરે તે બાબત બારે બંદોબસ્ત રાખવામાં આવેછે. પરીક્ષામાં કોઇ બાબત ઉપર ફકત નિબંધ લખાવેછે અને તે તપાસવા માટે એક સરકારી પરીક્ષક હોયછે. આપણી પેઠે સેંકડે આટલા ટોકડા મેળવે તો પાસ થાય એમ ત્યાં નથી, પણ જરા પણ કાંઇ ભૂલ કરી કે તેને કાઢીજ મૂકવામાં આવેછે. ૪૦૦૦ ઉમેદવારમાં આશરે ૩૦ જણ પાસ થતા હશે. જે પાસ થાય તેના નામ માજિસ્ટ્રેટની આફીસને દરવાજે ચોડવામાં આવેછે. એતો કાચી પરીક્ષા થઇ રહી. હજી બે આપવાની બાકીછે. તેને માટે પાસ થએલા ઉમેદવારો પોત પોતાના જિલ્લાના શેહેરમાં જાયછે. ત્યાં ખાસ વિદ્વાન અમલદારો રાખેલા હોયછે, અને તેમને ત્યાં પાસ થાય ત્યારે પ્રાંતની રાજધાનીમાં છેલ્લી પરીક્ષા મંત્રીમંડળમાંનો એક અમલદાર લેછે. આ રીતે ત્રણ ઠેકાણે તરેવાઇને જે સહી સલામત રહે તેને બી. એ. નો ખિતાબ મળે છે. આટલી બધી પરાકાષ્ટા આ પરીક્ષામાં છે તેછતાં લોકો તેની ઘણીજ ખંત રાખેછે, કેમકે એના ફાયદા પણ તેજ પ્રમાણમાં છે. હવેથી એ પાસ થનાર માણસની ગણનાજ જૂદી રીતે થાયછે, અને ગમે એવા નીચ કુળનો હોય તોપણ તે હવે ઊંચ ગણાયછે. કાયદાની નજરમાં પણ હવે તે જૂદીજ જાતનો માણસ થઈ જાયછે. હવેથી શરીરશિક્ષા એટલે ફટકા મારવા વગેરેની અનેક સજાઓ એ દેશમાં ચાલેછે તેમાંની કોઇ પણ એને થઈ શકતી નથી.

બીજી પદવીની પરીક્ષા ત્રણ ત્રણ વર્ષે આખા રાજ્યમાં એકજ વખતે જુદા જુદા પ્રાંતમાં થાયછે. એમાં ઊમરનો કાંઈ પ્રતિબંધ નથી, અને વખતે ઘરડા ઘરડા માણસો પણ એ પરીક્ષા આપવા દોડ્યા

---

૧ ફ્રાન્સમાં ઇમ્પિરિઅલ એકેડામી છે તેને આ મંડળી મળતી જણાય છે. એ મંડળી જે ગ્રંથ મંજુર કરે તે સર્વમાન્ય કહેવાય.

આવેછે. કહેછે કે એક વખત એક છોકરો, તેનો બાપ, અને તેનો દાદો એ ત્રણે એ પરીક્ષા આપવા ભેળા આવ્યા હતા. આ પરીક્ષાને માટે આટલી ઉત્કંઠા રહેવાનું કારણ એછે કે આ પરીક્ષામાં પાસ થવાથીજ સરકારી ઓધો મળેછે. એ ચીનની સિવિલ સર્વિસની પરીક્ષા છે. એમાં જે પાસ થાયછે તેને સગાવાહાલાં ઉપરા ઉપરી મિજબાનીઓ આપેછે અને આનંદ આનંદ કરતા ઘેર પાછા તેડી જાયછે. પણ આ પરીક્ષામાં પાસ થવું એ કાંઇ સહેલ નથી. નકલ(કાપી)ને માટે અજબ જાપતો રખાયછે. જેવા ઉમેદવાર આવેછે કે તેનો બરાબર ઝાડો લેવાયછે અને પછી ચાર ફૂટ લાંબી ને ત્રણ ફૂટ લાંબી એકેકી નાનકડી કોટડીમાં એમાંના દરેકને પૂરેછે. એમાં એક ખડબચડું પાટીઉ જડેલું હોયછે તે ઉપર તે ઉમેદવાર બેસેછે, અને સામું એક બીજું હોય છે તે એની ટેબલનું કામ સારેછે. આખો દહાડો પરીક્ષા ચાલેછે ત્યાંસુધી એનાથી આ કોટડીમાંથી બહાર નીકળાતું નથી, અને ખાવુંપીવું વગેરે જે કાંઈ કરવું હોય તે ત્યાંજ તે કરેછે. આવા જાપતામાં કાંઈ ગરબડ ચાલી શકતીજ નથી પણ જો કાંઈ પકડાયું તો પહેલી પદવી છીનવી લેછે, બીજી શીક્ષા કરેછે, અને તેના બાપ તથા મહેતાજીને પણ સજા થાય છે. એ પરીક્ષામાં કવિતા, કાયદા, રાજનીતિ વગેરે ઘણી બાબતો ઉપર લખાવે છે. કાગળો તપાસતાં પચાશેક દહાડા જાયછે, અને ત્યાર પછી જે પાસ થાયછે તેનાં નામ બાંગીઓ મધરાતે મિનારાપર ચડીને પોકારેછે. દરવર્ષે આ પરીક્ષાને માટે ૭૦૦૦--૮૦૦૦ ઉમેદવારો તો આવતા હશેજ. એમને બેસવાને માટે ઉપર કહી તેવી કોટડીઓ ૧૦૦૦૦ કરી રાખેલી છે.

ત્રીજી એટલે દાક્તરની પદવી પેકિંગમાંજ અપાયછે, અને તેથી મુસાફરીના ખર્ચને લીધે ઘણાજણ એ પરીક્ષામાં જતા નથી. જે બીજી પરીક્ષામાં પાસ થયો હોય અને સરકારી નોકરી ન મળી હોય તો આ પરીક્ષામાં જઇ પાસ થઈ આવે તો નીકળતી જગા તેને મળે એવો કાયદો છે.

ચોથી પરીક્ષા ત્રણ ત્રણ વર્ષે પાદશાહી મહેલમાં થાયછે અને એમાં જે પાસ થયો તે ચીનમાં પરમ પદવીને પામ્યો.

---

# સારસંગ્રહ.

વડોદરાની કોલેજને હવેથી મુંબાઈની યુનિવર્સિટીમાં એફ. એ. ની પરીક્ષામાં ઉમેદવારો મોકલવાની પરવાનગી મળીછે.

વાઘવરૂથી થતી ખરાબી. સને ૧૮૮૦ના રીપોર્ટ ઉપરથી જણાયછે કે હિંદુસ્તાનમાં એ વરસે ૨૮૪૦ માણસના તથા ૫૮૩૮૯ ઢોરના જિવ વાઘવરુ જેવાં જંગલી પ્રાણીઓથી ગયા હતા અને લાર્ડ રિપનની સરકાર ધારેછે કે ૧૮૭૯ ના વરસથી એ બાબત વધારો યતો આવેછે તેનું કારણ હથીઆરની બંધીછે. (ફ્રે. ઈ. ૨૪મી અકટોબર).

વિલાયતમાં રેલવેથી થતા અકસ્માત. ગયે વર્ષે ૧૧૩૯ માણસ એ કારણથી મૂઆં હતાં ને ૩૯૫૮ ઘવાયાં હતાં. કેટલા માણસોએ મુસાફરી કરી તેનું પ્રમાણ લેતાં માલમ પડેછે કે ૪૨૫૨૭૦૪ મુસાફરમાંથી એક મૂઓ અને ૩૭૪૧૯૯ માંથી એક ઘાયલ થયો.

યુરોપની વસ્તી. આજથી ૮૦ વરસ ઉપર ૧૭ કરોડ માણસની હતી હમણાં તે ૨૭ા કરોડની છે. ગ્રેટબ્રીટન, આયરલાંડ, અમેરિકા, આસ્ટ્રેલીયામાં તે સને અંગ્રેજી ભાષા જાણનાર બે કરોડ વીસલાખ હતાં; હમણાં તે ૭ કરોડ છે—જે પ્રમાણમાં જોતાં યૂરોપની બીજી ભાષાઓમાં સેંકડે ૬૨ ટકાનો વધારો થયો છે. ત્યારે અંગ્રેજીનો ૩૦૦ ટકાનો છે.

સોનાના સિક્કા. ત્રાવણકોરના મહારાજાએ ઈંગ્લાંડ ખાતે ઘણા સોનાના શિક્કા બનાવી મોકલવા લખ્યુંછે. એ સિક્કા અડધા સાવરેનની કિંમતના પાડવામાં આવનાર છે. તેની એક બાજુ હમણાના મહારાજનું ડોકું તથા બીજી બાજુએ તેની કિંમત પાડવામાં આવશે.

એક વાંદરાની નીમકહલાલી—સતારા જીલ્લાના એક મદારી પાસે પાંચ વાંદરા અને એક બકરો હતો, જે વડે તે પોતાનું ગુજરાન ચલાવતો હતો. એ મદારી એક ગામથી બીજે ગામ ખેલ કરવાને માટે ફરતો હતો એવામાં તે મદારીને કેટલાક ચંડાળોએ તેની સાથેના વાંદરા અને પેલા એક બકરાને મારી નાખ્યો હતો, પણ એમાંથી એક વાંદરો છટકીને એક ઝાડ ઉપર ચઢી બેઠો હતો. ત્યાં પેલા ચંડાળો મદારી વિગેરેને શું કરેછે તે બેઠો બેઠો જોયા કરતો હતો. તેમજ તે મદારીને તથા તે બકરાને અને

તે વાંદરાઓને ક્યાં દાટેછે તે પેલા ઝાડપરના વાંદરાએ ચોકસ રીતે જોયું હતું. તે ચંડાળો પોતાના બુરા કામમાં ફતેહ પામીને નાસી ગયા હતા. આ પછી તે વાંદરો નીચે ઉતરીને ગામના પોલીસ પટેલના ઘર તરફ ગયો, જ્યાં તેણે તે પટેલને પોતાની શક્તિથી તે માઠા બનાવની નિશાની કરી!! પટેલને તે બાબત શક જવાથી તે વાંદરાની સાથે ગયો. જ્યાં તે વાંદરાએ પેલા મદારીને દાટેલી જગ્યા બતાવી!! આ બાબત પોલીસ ખૂનીઓને પકડવાની કોશીશમાં છે આ કામમાં ફરીયાદી તરીકે પેલા વાંદરાને ત્યાં રાખવામાં આવ્યોછે! આ વાત ખરી હોય તો જુઓ કે આવા અવાચક પ્રાણીઓને પણ પોતાના પોષણ કરનારની કેટલી દાઝ છે!!

**હિંદુઓનો વહેમી ચાલ**—લાહોર 'ટ્રીબ્યુનને લુધીયાનાનો ખબર પત્રી જણાવેછે કે ત્યાં શ્રાદ્ધના દિવસમાં બારથી વીશ વર્ષની છોકરીઓ સવારમાં નદીએ ના'વા જાયછે અને ત્યાં ઘણા શરમ ભરેલાં ગીતો ગાયછે. આ જોવાને ને સાંભળવા માટે તેવાજ પ્રકારનાં મરદો ઘાટપર ભેગા થાયછે. આ કારણનો હેતું એવો જણાવવામાં આવેછે કે જે છોકરી ઘણા બિભત્સ શબ્દ બોલે તેના ધણીનું આયુષ્ય વધે. આ રિવાજ પંજાબના ઘણા ભાગમાં ચાલેછે. ખરેખર આવા ખરાબ રિવાજનો તો નાશ થવોજ જોઇએ.

**પાણી નીચે ચાલતું વાહાણ.** એક રોમનીયન ઇનિજીનિયરે એવી જાતની બોટ શોધી કહાડી છે કે જે બાર કલાક સુધી પાણીમાં સો ફીટ ઊંડાઇએ રહે,પણ અંદર રહેનારાને કાંઈ ઇજા થાય નહિ; અને તે શોધી કહાડનાર વળી જણાવે છે કે જરૂરને પ્રસંગે તે ૩૦૦ ફીટ ઊંડાણમાં જઈ શકેછે. એ વહાણના ચાલવા હાલવાની ગતિ સાધારણ આગબોટના જેટલીજછે. વળી હવા આવવાને સુરેની એવી ગોઠવણ કીધીછે,કે જેથી અંદર રહેનાર ખારવાને જ્યારે જોઇએ ત્યારે તે તેટલી મળી શકે ને જરૂરનો વખત હોય તો આ બોટ ૧૪ કલાક સુધી પાણીમાં રહી શકેછે; અને તે વખતે વધારે હવા મળે તેવી યોજનાછે. આ બોટ તારપીડોના કામ માટે ઠીકછે. તે દ્રષ્ટાંતરને વખતે પણ ઉપયોગમાં કામ આવે.

ઇંગ્રેજો કેટલો બધો પત્ર વ્યવહાર રાખેછે! બ્રિટિશ ટાપુઓમાં ૧૪૫૪૯ ટપાલખાતાં છે તે મારફતે ગયે વર્ષે ૧૧૭૬૪૨૩૬૦૦ કાગળો,

# निशाळोनां ईनाम पत्रक.

## ઝાલાવાડપ્રાંત.

### જા. નં. ૧૨૮ ફેબ્રુઆરી.

લખતર. મે. પ્રાંતના સાહેબનું પધારવું થતાં મે. ઠાકોર સાહેબ તરફથી ૨૨-૩-૦ માનીટરો તથા છોકરાઓને ૨ ૫) મેહેતાજીને ૨૨) આસીસ્ટંટને ૨ ૫) મીઠાઈના કુલ ૨૩૪-૩-૦—બીલાપુર. વીઠલજી મેહેતાજીની બદલી થવાથી ગામાત ખાતે પટેલ કાહાનજી બાલજીએ ૨૧) મીઠાઈ—કરકથલ. સ્વસ્થાન લખતરના મહારાજા શ્રી. કરણસીંહજી તરફથી ૨૩ા ચોપડીયો ૨૧) મીઠાઇ—ધામા. વાર્ષીક પરીક્ષા વખત ગામ લોકો તરફથી ૨ ૫) રૂમાલ—તીથવા. વાર્ષીક પરીક્ષા વખત બોજા કાસમ દસા તરફથી ૨૦ાા મીઠાઈ—ભરાડા. રાણશ્રી ચંદ્રસીંહજીએ પોતાના છોકરાને નિશાળે બેસાડી ૨૧) મેહેતાજીને, ૨૦ાા મીઠાઈ—માલવણ. પંડ્યા. આત્મારામ પ્રાગજી તરફથી ૨૧) મીઠાઇ.

કૃષ્ણલાલ ગોવિંદલાલ.
સ. ડે. એ. ઈ. પ્રાં. ઝાલાવાડ.

### જા. નં. ૧૧૦
## ગોહીલવાડ પ્રાંત.
### માહે ફેબ્રુઆરી તથા માર્ચ ૧૮૮૧

કોળીઆક પારેખ હીરાબાવા ૨૧)મીઠાઈ૨૧) મેહેતાજીને—કુંભર. મેતા નાથા દયાળ તથા પરશોતમ દયાળ ૨૦ાા મીઠાઈ—જેસર.ગામના મહાજન તરફથી૨૧) મીઠાઈ.મુળ ગરાશીયા તરફથી ૨૧) મીઠાઈ.પટેલ વીગેરે તરફથી ૨૧) મીઠાઈ—સીહોર બેંચ. ડા. જમનાદાસ ત્રીકમજી ૨૨) ચોપડીઓ—કુંભણ ગામના મહાજન તરફથી ૨૦ મીઠાઈ—દાઠા.તાલુકદારો તરફથી ૨૧) મીઠાઈ તથા કંન્યાશાળામાં તાલુકદારો તરફથી ૨૦-૮-૦ મીઠાઇ—કરીઆણા. પટેલ દલા જસમત તથા પટેલ આજા રણછોડ—ધારૂકા. સ્કુલ કમિટિના મેંબરો તરફથી ૨૧) મીઠાઇ—ચોગઠ. પટેલ વસરામ ઠાકરશી ૨૦ાા પટેલ રામા લખા ૨૦ાા પટેલ દેવજી બહેચર ૨૦ દેસાઇ રણછોડ ઘેળા ૨૦ મીઠાઈ—હણોલ. મેહેતાજી હરજીવન રામજી ૨૦

ગામના મહાજન તર્ફથી રૂ૭॥—ગઢડા. વકીલ ભગવાનલાલ કશળચંદ રૂ૧) મીઠાઈ—ગઢાળી. રા. પીતાંબર શંભુરામ રૂ૧) મીઠાઈ—લીલીઆ. મે. ઉપ્પુરી વહીવટદાર રા.બાણા વસ્તા રૂ૨)—આંબા.પટેલ કીકા કાળાભાઈ રૂ૦॥ મીઠાઈ રૂ૧) મેહેતાજીને પાઘડીનો ધ્રુ. સંતોકરામ માધવજી પટેલ વશરામ હીરા પટેલ અરજણ ગોવિંદ પટેલ નથુ જીઠા રૂ૭॥—જાંત્રોડા. રા. ઈચ્છાશંકર જટાશંકર રૂ૧-૨-૩ ચોપડીઓ—પાલીટાણા.મે. ઠાકોર સાહેબ તર્ફથી રૂ૧૭-૦-૩ ચોપડીઓ તથા રૂ ૫) મીઠાઈ—ચોક. રા. મણીશંકર રામેશ્વર રૂ૨) મીઠાઈ તાલુકદારો તર્ફથી રૂ૭॥ ચોપડીઓ તથા મીઠાઈ—વળા કન્યાશાળા. શેઠ જમનાદાસ ત્રીકમજી રૂ૧૦) ચોપડીઓ રૂ૧॥ મીઠાઈ—બાબરા. તાલુકદારો તર્ફથી રૂ૧૫) રૂમાલ—કોટડાપીઠા. લુવાણા જીવરાજ અમરશી રૂ૦॥ મીઠાઈ રા. બાબાજી રામચંદ્ર રૂ૧)ની મીઠાઈ—લાઠી કન્યશાળા. ઠાકોરશ્રી બાપુભા તર્ફથી રૂ૧-૭-૦ ચોપડીઓ ૧-૭-૦ ચુંદડીઓ ૧-૯-૧. રૂમાલ રૂ૧)ની સાકર આ.માણેકલાલ લાધાભાઈ તર્ફથી રૂ૧)મીઠાઈ—લાઠી. ઠાકોરશ્રી બાપુભા તર્ફથી રૂ૮-૯-૦ ચોપડીઓ રૂ૨) મીઠાઈ—રાજપીપળા, આ. માણેકલાલ લાધાભાઈ તર્ફથી રૂ૫) લૂગડાં તથા સાકર—પીપળવા. રા. કાળીદાસ રેવીદત્ત રૂ૧) રા. લક્ષ્મીચંદ હરિભાઈ રૂ૦॥ આ. કૃષ્ણરાવ રઘુનાથ રૂ૧॥ વસરામ નારણ રૂ૭॥ અંબાઈદાસ બેચર રૂ૦॥ ત્રીકમ ભીમજી રૂ૦॥ મુળુભાઈ ડાહ્યાભાઈ રૂ૦॥ કુલ રૂ ૫)નું ઇનામ—વીછીઆ.જસદણ દરબારશ્રી તર્ફથી ૦-૧૦-૦ મીઠાઈ—પાલડી જવાડી જીવનજી રૂ૦॥ મીઠાઈ—શાખેણી. શા. બાપુ ધર્મશી રૂ૦॥ મીઠાઈ—બોટાદ કન્યાશાળા. ભાવનગરના નામદાર મે. દરબારશ્રી તર્ફથી રૂ ૫) લૂગડાં વકીલ પ્રેમજી ઝીણાભાઈ રૂ૧-૭-૬—ઢસા. રા. દેવશંકર પુંજા રૂ૧) મીઠાઈ તથા બે ગરીબ છોકરાને ફીના આના—વાલુકડ. પટેલ રામભગુ રૂ૦॥ મીઠાઈ—ચમારડી.તખ્તસંગ મયાભાઈ રૂ૦॥ મીઠાઈ માધવસંગ ભાવસંગ રૂ૦॥ મીઠાઈ કલ્યાણસંગ રૂ૦॥ મીઠાઈ—વળા કંન્યાશાળા. મે.દરબારશ્રી તર્ફથી રૂ૧॥ મીઠાઈ—લાઠી. ઠાકોરશ્રી બાપુભા તર્ફથી રૂ૪) મીઠાઈ—ભુમલી.ઘોઘાના પાદરી મે.ટેલર સાહેબે રૂ૨) ભંડારીશા.મુખી ગાંડા ગલા રૂ૧॥ ની સાકર—કોળીયાક. મેહેતા કાનજી ગપુલ રૂ૦॥ની સાકર. ચાપજ. રા. શંભુપ્રસાદ ગૌરીશંકર પ્રતાપરાય ગોવિંદરાય રૂ૧) મીઠાઈ—

મોટા જીંજોડા. પટેલ અરજણ પુંજા રુ૦॥ સાકર—શીહોર એથ. મે. ડાકટર સાહેબ રુ૦॥ સાકર તથા રુ૨) મહેતાજીને પાઘડીના—ખુટણા. શા. મોતીચંદ વેલચંદ રુ૧। મીઠાઈ—તળાજા. રા. શંભુપ્રશાદ ગૌરીશંકર રુ૧) મીઠાઈ—કુંડલા. સ્વસ્થાન ભાવનગરના મે. વસુલાતી અધીકારી સાહેબ રુ૪-૧૪-૦ મીઠાઈ—શેહીશાળા. રા. વજેશંકર પ્રભાશંકર, પટેલ હરિરામ, ખાચર ઓઘા રુખડ શા. વલમ પદમશી એમાં કુલ રુ૧॥। ચોપડીયો રુ૧। મીઠાઈ કુળ રુ૩) બળવાળાના રેહીશ શા. સુંદરજી પ્રેમજી તથા કોઠારી રણછોડ ઝવેર રુ૨॥ પાણી પીવાના—પાટણા. રા. દુલભજી લક્ષ્મણ રુ૧) તથા કમિટિના મેમ્બરોએ ૦-૧૦-૦ મીઠાઈ—ચોગઠ. પટેલ નારણ વાલા રુ૦। મીઠાઈ—રંઘોળા. રા કેશવજી હીરજી રુ૧॥ સાકર પટેલ વાઘા રામા રુ૧) શા. હકમચંદ કાળીદાસ રુ૧) ગોહલ ખોડાભાઈ રાસંગજી રુ૧) પગી ગોબર નારણ રુ૦। બીજા ત્રણ ગ્રહસ્થોએ રુ૦-૬-૦ કુલ રુ૫-૨-૦ લાખણકા. ગઢડા. વહીવટદાર આ. છગનલાલ બાધચંદ રુ૦। ખોપાળા. પટેલ નપુકાળા રુ૦॥ સાકર રુ૧) મહેતાજીને પાઘડીનો—ભીંગરાડ. રા. મુળજી વજેરામ રુ૦॥ દરેડ. રા. વ્રજરાય ગુલાબરાય સોની પ્રેમજી હીરા રુ૧) સાકર—લાઠી. ઠાકોરશ્રી બાપુબા સાહેબ રુ૪) રા. ચુનીલાલ સાંમજી રુ૦॥ લાઠી કન્યાશાળા. રા. માણેકલાલ લાધાભાઈ રુ૨) મીઠાઈ—બાબરા. મે. તાલુકદારો તર્ફથી રુ૨) મીઠાઈ—ચમારડી. પટેલ ખોડારામ રુ૦॥। પટેલ ધર્મશી ગોપા રુ૦। બીજા ત્રણ ગ્રહસ્થોએ રુ૦-૯-૦ કોટડા પીઠા. મે. તાલુકદારો તર્ફથી રુ૨) સાકર—જસદણ. મે. દરબાર સાહેબ તર્ફથી રુ૧૦) ચોપડીયો. રુ૨) મીઠાઈ—વીછીયા. મે. જસદણના દરબાર સાહેબ તરફથી રુ૧૦) છીંટ.

તા. ૧૬-૫-૯૧ (સહી) કનૈયાલાલ ગિરધરલાલ.

સ. ડે. એ. ઈ. પ્રાં. ગોહિલવાડ.

મહીકાંઠા પાલણપુર.

અમનગર. ઈડરના મહારાજા શ્રી કેશરીસીંગજી સાહેબ બહાદુરે તા. ૨૪ મી એપ્રિલ સને ૧૮૯૧ ને રોજ છોકરાઓની તથા છોડીઓની પરીક્ષા લઇ રુ૯-૫-૦ છોકરાઓને ચોપડીયો રુ૮) મહેતાજીને રુ૨॥ પેહેલા આસીસ્ટંટને બીજા આસીસ્ટંટને રુ૧) ત્રીજા આસિસ્ટંટને રુ૨) પતાસાં રુ૪-૩-૦ છોડીઓને ઓરણી તથા રેજા રુ૩) મેહેતાજીને પાઘડીના કુલ રુ૩૨)—જેટાણા. પારેખ અમથાબાઈ ઉકાબાઇએ ઉનાળામાં પાણી પીવાસારૂ દરસાલ આપવા કબુલ કીધુંછે.

(સહી) મોતીરામ શાન્તરામ

ડે. એ. ઇન્સ્પેકટર. ઇ. પ્રાં. મહીકાંઠા.

## બાહેરખબર.

અમદાવાદ ટ્રે. કોલેજની પ્રવેશક પરીક્ષા તા. ૮ નવેમ્બર ૧૮૮૧ ને રોજ થઈ તેમાં પાસ થએલા ઉમેદવારોની યાદ.

| નંબર. | નામ. | નિશાળ. |
|---|---|---|
| ૧ | છોટાલાલ મુળજી. | નાહાપાડ. |
| ૨ | મનસુખ છગનલાલ. | પેથાપુર. |
| ૩ | હરીશંકર રામશંકર. | વાટાર તા. પારડી. |
| ૪ | માધવશંકર ભવાનીશંકર. | કતારગામ. |
| ૫ | હરીશંકર અમથારામ. | મહુધા. |
| ૬ | પ્રતાપસિંગ ભેરવસિંગ. | ગોધરા. |
| ૭ | મોતીલાલ બાઇજી. | મહુધા. |
| ૮ | છગનલાલ હરીભાઈ ત્રવાડી. | સદ્રુંદ્રા. |
| ૯ | મોરારજી નાગરજી. | બરસાડ. |
| ૧૦ | હરીપ્રસાદ રામચંદ્ર ભટ. | ઉમરેઠ. |
| ૧૧ | પરાગજી રૂદરજી. | સુલતાનપુર. |
| ૧૨ | મગનલાલ દામોદર. | વાડાસિનોર. |
| ૧૩ | વાઘજી ડીસાર. | બોરીઆવી. |
| ૧૪ | વેણીરામ મથુરદાસ. | જંબુસર. |
| ૧૫ | માણેકલાલ નાનાભાઈ દવે. | ઉમરેઠ. |
| ૧૬ | ભીમભાઇ ભુલાભાઇ. | સારભોણ. |
| ૧૭ | મોરેશ્વર રાજારામ, દવે. | મહુધા. |
| ૧૮ | ચુનીલાલ વનમાળી શા. | કાંકણપુર. |
| ૧૯ | લલુભાઈ ગુલાબચંદ | ગોરેણા. |
| ૨૦ | નારાયણ કાળીદાસ પટેલ. | સામરખા. |
| ૨૧ | કરૂણાશંકર બાઇશંકર. | ગોધાવી. |
| ૨૨ | ગોવિંદલાલ બાપાલાલ શા. | અમદાવાદ નંબર ૨. |
| ૨૩ | સોમેશ્વર હરજીવન જાની. | ઉમરેઠ. |
| ૨૪ | કુંવરજી ગોપાળજી દેસાઇ. | આટ ત. જલાલપુર. |
| ૨૫ | લલુભાઈ રૂઘનાથ નાયક. | ઉમરસાડી. |
| ૨૬ | ભાણાભાઈ કેશવજી કોળી. | ભાડૂત. |
| ૨૭ | ગણપતરામ લક્ષ્મીરામ ઠકર. | મહુધા. |
| ૨૮ | કેશવલાલ જાદવરાય. | અમદાવાદ નં. ૧ |
| ૨૯ | રામચંદ્ર નરભેરામ. | ઉમરેઠ. |
| ૩૦ | અમૃતલાલ ભૂખણ દવે. | ઉમરેઠ. |
| ૩૧ | રમણલાલ દામોદર તલાટી. | નડીઆદ. |
| ૩૨ | શિવેશ્વર ભવાનીશંકર. | ઉમરેઠ. |

| નંબર. | નામ. | નિશાળ. |
|---|---|---|
| ૩૩ | લલુભાઈ કાળીદાસ શાહા. | મકલાશી. |
| ૩૪ | ખુશાલભાઈ ગાંડાભાઈ. | સુલતાનપુર. |
| ૩૫ | લલુભાઈ ઊમેદચંદ. | અમદાવાદ નં. ૧ |
| ૩૬ | મગનલાલ મેહેશ્વર વ્યાસ. | ,, |
| ૩૭ | નેહાલાલ બાપાલાલ ભટ. | બારેજા. |
| ૩૮ | રણછોડલાલ નાગરજી મેહેતા. | કતારગામ. |
| ૩૯ | વિશ્વનાથ હિંમતરામ. | જંબુસર. |
| ૪૦ | ચુનીલાલ ભોગીલાલ દેસાઈ. | અમદાવાદ. નં. ૧ |
| ૪૧ | ત્રીકમલાલ રણછોડ ત્રવાડી. | બાદરવા. |
| ૪૨ | ગીરજાશંકર કુંબેર ધ્યાની. | સુકલતીર્થ. |
| ૪૩ | ભાઈજી બાપુજી પટેલ. | ઉતરસંડા. |
| ૪૪ | નારાયણ ધનેશ્વર પંડ્યા. | ગાના તા. આણંદ. |
| ૪૫ | નાનુકેશ્વર ખુશાલ દવે. | લુણાવાડા. |
| ૪૬ | ભોગીલાલ પ્રાણજીવન મોદી. | નડીઆદ. |
| ૪૭ | મણીશંકર જદુરામ. | અમલસાડ. |
| ૪૮ | હરીલાલ નાનાલાલ. | અમદાવાદ નં. ૧ |
| ૪૯ | જીવરામ મેહેશ્વર દવે. | નડીઆદ. |
| ૫૦ | મોતીલાલ બાઈજી. | અમદાવાદ નં. ૨ |

### ઉરદુ ઉમેદવારો.

| નંબર. | નામ. | નિશાળ. |
|---|---|---|
| ૧ | ગુલાબનબી ઇલાહીબખસ. | અંકલેશ્વર. |
| ૨ | અમીરદીન શીરાજુદીન. | મહુધા. |
| ૩ | મોરારજી ભીમભાઈ. | અંકલેશ્વર. |
| ૪ | સૈયદમીઆં શાહાબુદી. | કાવી. |
| ૫ | રસુલખાં રહીમખાં. | જંબુસર. |
| ૬ | ઉમરાવ કરીમભાઈ સેખ. | મહુધા. |
| ૭ | અમીનમીઆં સૈદુમીઆં. | ઉમરેઠ. |
| ૮ | સેખ. હાસમ કાલુભાઈ. | મહુધા. |

તા. ૨૬ મી નવંબર ૧૮૮૧.

(ઇંગ્રજી સહી) મહીપતરામ રૂપરામ.

પ્રિન્સિપાલ ટ્રેનિંગકાલેજ અમદાવાદ.

# ગ્રાહકોને સૂચના.

એક નકલ રાખનારા અમારા સર્વે ગ્રાહકોને ખબર આપવામાં આવેછે કે હવેથી તેમને આ ચોપાનીઆનું લવાજમ તથા ટપાલ ખર્ચ ૧ રૂપિઓ ને ૩ આનાજ બેસશે, પણ તેને માટે જરૂરનું છે કે એ રકમ તેઓએ અમને આવતા ફેબ્રુઆરી માસની આખર સુધીમાં પહોંચે એમ કરવું. આ પહેલા ત્રણ માસને સારૂ નવા ધારા મુજબ અમે ટપાલ ખર્ચ તેમને હિસાબે સરકારમાં ભરી ચૂક્યા છઇએ, પણ હવેથી તેમ કરીશું નહિ અને ઉપલી મુદતમાં જેનાં નાણાં નહિ આવે તેની ઉપર ચોપાનીઉં મોકલવું બંધ કરવું પડશે.

મુ. રાજકોટ. } નવલરામ લક્ષ્મીરામ
તા. ૧-૧-૮૨ } એડિટર, ગૂજરાત શાળાપત્ર.



# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER.

FEBRUARY 1882.

પુસ્તક ૨૨ મું. ફેબ્રુઆરી. અંક ૨ જો.

મીઠાંથી બહુ મીઠું વ્રજ, નામ તેમ છે કામ;—
કરે, અંતે મન સ્નેહની, ખરી એતી ધરી હામ.

| અનુક્રમણિકા | પૃષ્ઠ | CONTENTS | PAGES. |
|---|---|---|---|
|  |



(કેળવણી ખાતાના હુકમથી.)

## અમદાવાદમાં

ભાભાના હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટીંગ અને જનરલ એજનસી કંપની
લિમિટેડના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.

મૂલ્ય { રૂ૧) વરસનો આગાઉથીજ. } ટપાલ ખર્ચ
{ રૂ૦)= છુટક અંક એકના } જુદું.

गूजरात शाळापत्र.

પુસ્તક ૨૧ મું ફેબ્રુઆરી સન ૧૮૮૨. અંક ૨ જો.

## સ્ત્રીપંડિતો.

દુનિયાના સઘળા પ્રાચીભાષાના વિદ્વાનોની હાલ બર્લિનમાં સભા મળી હતી તે પ્રત્યે આપણા દેશની પ્રખ્યાત સ્ત્રીપંડિત રમાબાઇએ એક સુશોભિત કવિતામય પત્ર લખ્યું હતું તે સંબંધમાં પ્રોફેસર મોનિયર વિલિયમ્સ આ પ્રમાણે એક જાહેર વર્તમાન ઉપર ઉત્સાહથી લખેછે.

હિંદુ સ્ત્રીઓના સ્થિતિ વિષે જ્યારે કોઈ ઇંગ્રેજ વિચાર કરેછે ત્યારે તેની નજર આગળ ગુલામગીરીમાં રાખેલી બાઇડીઓ, વિધવાપણાના જિવતા મોતમાંથી ઉગરવા બળી મરતી સતીઓ, કેળવણી રહિત બાળકીઓ જનાનાના કેદખાનામાં પૂરેલી કે બાળવિવાહના અખરે નિર્દયતાથી પયેરેલી, વગેરે અનેક ચિત્રો સાંભરી આવી તેને એમ દેખાવછે કે હિંદુ જાતનો અર્ધોઅર્ધ ભાગ (સ્ત્રી વર્ગ) તો મહાદુર્દશામાં સડ્યા કરેછે.

આ ચિત્ર ઘણે અંશે ખરૂંછે, તો પણ જરા તપાસ કરતાં માલમ પડશે કે એમાં કાળો રંગ એટલો બધો છે કે તે વગર વિચારે સર્વત્ર લાગુ પડી શકેજ નહિ. પ્રાચીન કાળમાં અને ખરે મુસલમાનની પહેલાના સઘળા વખતમાં હિંદુસ્ત્રીની પદવી પુરૂષના સંબંધમાં જોઇએ તેવી હતી. એતો શું પણ એમ પણ માલમ પડેછે કે ઉંચવર્ણના કુટુંબમાં વિદ્યાભ્યાસ એવા ઉમંગથી ચાલતો કે પુરૂષની પેઠે સ્ત્રીઓએ પણ પંડિતાઇને મટે પ્રસિદ્ધ થવું એ કાંઈ અસાધારણ હતું નહિ. ઋગ્વેદના ભણનારા જાણેછે કે કેટલાક મંત્રને જન્માર્યો સ્ત્રી ઋષિઓએ બનાવેલી છે. બ્રહદારણ્યક ઉપનિષદમાં યાજ્ઞવલ્ક્ય ઋષિ સંસ્કૃતમાં પોતાની સ્ત્રી સાથે અધ્યાત્મ વિષયની ચર્ચા ચલાવેછે; અને તર્પણ જે સઘળા હિંદુ-

ઓ પ્રત્યેક સવારે કરેછે તેમાં પ્રાચીન સ્ત્રી ગુરૂઓના એક આખા વર્ગનું માનથી સ્મરણ કરવામાં આવેછે. એ વાત પણ નોંધી રાખવા જોગછે કે વિદ્યાનું અધિષ્ટાતાપણું હિંદુસ્તાનમાં સરસ્વતી નામના સ્ત્રી રૂપ દેવતનેજ સોંપવામાં આવ્યુંછે.

હાલના વખતને માટે એમછે કે બેશક ખ્રીસ્તી વિચારોનો ત્યાં પ્રચાર થવાથી તથા આપણું જોઈને, દેશી સ્ત્રીઓની હાલતમાં ઘણો સુધારો થવા માંડ્યોછે. સ્ત્રીઓજ તેજ વધારે જ્ઞાનની પ્રગટ દેખાડવા લાગીછે. હિંદુસ્તાનના કેટલાક ભાગમાં અને વિશેષે કરીને મહારાષ્ટ્રમાં મુસાફરી કરતાં મારા સાંભળવામાં આવ્યું કે ઘણી સ્ત્રીઓ સ્વભાષાની કેળવણીમાં નિપુણ થએલીછે, પુરાણ વાંચવા જેવું સંસ્કૃત ભણેલી પણ થોડી નથી, અને હમણા થોડાજ વખત પર રમાબાઈ નામની એક વિદ્વાન તરૂણ સ્ત્રીએ શિઘ્ર કવિતા કરવાની પોતાની શક્તિથી ઘણી પ્રસિદ્ધિ મેળવીછે.

બર્લિનમાં પ્રાચી વિદ્યાની સભા ભરાવાને ત્રીજે દહાડે મને આ તરૂણી તરફથી એક સંસ્કૃતમાં લખેલો કાગળ મળ્યો અને તેમાં બાવીસ છંદો બદ્ધ બારણ એ સભા આગળ નિવેદન કરવા બીડ્યું હતું. તે પંડિત શ્યામજી કૃષ્ણવર્માએ સભાના ઘણા ગૃહસ્થો ભેગા થયા હતા તેમની સન્મુખ મૂળ સંસ્કૃતમાં વાંચી સંભળાવ્યું હતું. એ સ્ત્રીપંડિતના મોકલેલા આ છંદોમાં કવિતાની ઘણી ખૂબીછે અને તેનો સાર માત્ર હું નીચે દર્શાવુંછું.

"કલ્યાણ, ઉદારબુદ્ધિના વિદ્વાનો, જૂની સંસ્કૃત ભાષા આ સભાએ વૃદ્ધમાતાની પેઠે શોભા રહિત થઈ ગઈછે. અરે લાંબા કાળ સુધી તે માન સન્માન વિનાની રહીછે, અને રક્ષણને માટે, હે વિદ્વાનો, તે તમારી તરફ નાસી આવેછે. અરે, અમારા દેશના ભાગમાં પહેલાં નામાંકિત રત્નપુત્રો ઉત્પન્ન કરવાનું હતું જેની કીર્તિ બ્રહ્માંડને પ્રકાશિત કરતી હતી, જેની સત્તા ને માહાત્મ્ય ત્રૈલોક સુધી પહોંચ્યું હતું, વાલ્મીક ને વ્યાસ સરખા મહર્ષિઓ, રામ ને યુધિષ્ઠિર જેવા નેક રાજાઓ, અને સીતાદિ સરખી પતિવ્રતા સ્ત્રીઓ. હાય, શરમ, શરમ, તેના પુત્ર એવા થાય કે જેના આચરણ આંસુજને ડાઘ લગાડેછે, જે પર દેશી મા-

ર્ગે ગમન કરેછે અને પોતાના વિદ્યા વૃક્ષને લઈકુવાડો નિર્મૂળ કરવા બેઠાછે. હે મહાસાગર આ નિર્લજ્જતાને પામેલી અમારી આ ભૂમિનો પ્રલય કરવા જેટલું તારામાં પાણી નથી ? અરે તું ઉલટે, ને આ દેશના કલંકોને સામટાજ ધોઈ નાંખે તો કેવું સારૂં, કે કોઇ મોટો દાવાનળ પ્રગટી આ દેશને ભસ્મ કરી નાંખો ! ને એની અપકીર્તિનો પ્રત્યેક ડાઘ જતો રહે નહિ ત્યાં સુધી કોઈ પણ એનું નામ મુખથી ઉચ્ચારણ કરશો મા ! આ પ્રમાણે સરસ્વતીમાતા કરૂણામય આક્રંદ કરેછે. પણ અફસોસ, કેવું એદકારક, કેવું શરમ ભરેલું, કેવું નવાઇનુંછે કે તે સ્વજનમાં પોકાર કરેછે પણ તેનું કોઈ સાંભળતું નથી; સ્વજનતો દાસત્વમાં ઘુંટાઈ જઈ બુદ્ધિને ઉત્સાહ સર્વે ખોઈ બેઠાછે, અને મુડદાને તેમાં એટલોજ ફેરછે કે શ્વાસોશ્વાસ માત્ર ચાલેછે. માટે ભો, સભામાં મળેલા, પંડિતો, તમે સંસ્કૃતભાષાની દુઃખદાયક સ્થિતિ ભણી કૃપાભાવે જોશો, અને તમારા પ્રયત્ને તેને પૂર્વની ઉન્નતિએ પહોંચાડશો, તો બિચારા ભરતખંડના લોકો તમારા નિરંતર ગુણ ગાશે !

---

# मुंबाइ इलाकानी वस्ती.

હિંદુસ્તાનની દેશવાર વસ્તીના આંકડા અમે નવી ગણત્રી પ્રમાણેના પાછલા અંકમાં આપી ચૂક્યા છઇએ. આજે મુંબાઈ ઇલાકાની જિલ્લાવાર વિગત આપીએ છઇએ. એમાં સ્ત્રી પુરૂષની સંખ્યા તથા તેનું એકંદર આપ્યું છે. છેલ્લા ખાનામાં પાછલી ગણત્રી કરતાં હાલ કેટલી વસ્તી વધી ઘટી તેનું સેંકડે પ્રમાણ દર્શાવ્યું છે. વધાનું ચિન્હ મૂક્યું હોય, ત્યાં તેટલો સેંકડે વસ્તીમાં વધારો, ને ઓછાનું ચિન્હ હોય ત્યાં ઘટારો સમજવો. એમાં પણ સ્ત્રી, પુરૂષ,ને એકંદર એ ત્રણ બાબે આંકડા આપ્યાછે.

એ કોઠો ધ્યાનથી તપાસતાં માલમ પડશે કે પાછલા દશ વર્ષમાં આ ઇલાકાની વસ્તી સેંકડે લગભગ ૨૦ ટકા વધીછે. ભરૂચ, રત્નાગિરિ, અહમદનગર, પૂના, સોલાપુર, બેલગામ, ધારવાડ, ને કલાડગીમાં ઘટારો થયોછે,

અને તેનું કારણ છેલો દુષ્ટ દુકાળજ ખુલ્લી રીતે માલમ પડી આવેછે, કેમકે એજ જિલ્લાઓમાં દુકાળનું જોર ભારે હતું. કલાડગી અને સોલાપુરમાં તો અકરકિરજ વર્તાવ્યો છે. ત્યાં તો લગભગ સેંકડે ૨૦ ટકા વસ્તી ઓછી થઈ ગઇછે, અને તેથી ત્યાં દુકાળે એથી પણ વધારે ઘાણજ કાઢી નાંખ્યો હશે એમ સાબીત થાયછે.

બીજું એક નોંધી રાખવા જોગ એમાં એ દેખાયછે કે સ્ત્રીઓની વસ્તી ઘણું કરીને સઘળા જિલ્લામાં પુરૂષ કરતાં ઓછીજ છે, પણ તેનો વધવાનો વેગ વધારે છે. એનું કારણ શું?

| | પ્રાંત તથા જિલ્લાનું નામ. | વસ્તી. | | | ૧૮૭૨ ની ગણત્રી કરતાં સેંકડે વધારો (+) કે ઘટાડો (-) | | |
|---|---|---|---|---|---|---|---|
| | | પુરૂષ | સ્ત્રી. | કુલ. | પુરૂષ. | સ્ત્રી. | કુલ. |
| | ગુજરાત. | | | | | | |
| ૧ | અમદાવાદ | ૪૩૯૩૯૪ | ૪૧૬૯૩૦ | ૮૫૬૩૨૪ | -૦.૨૮ | +૬.૪૧ | +૨.૮૬ |
| ૨ | ખેડા | ૪૨૬૭૮૧ | ૩૭૮૦૧૯ | ૮૦૪૮૦૦ | +૧.૮૨ | +૩.૯૬ | +૨.૮૧ |
| ૩ | પંચમહાલ | ૧૩૧૧૬૨ | ૧૨૪૩૧૭ | ૨૫૫૪૭૯ | +૩.૮૪ | +૮.૬૩ | +૬.૧૨ |
| ૪ | ભારૂચ | ૧૬૮૪૮૨ | ૧૫૮૪૮૮ | ૩૨૬૯૩૦ | -૭.૬૮ | -૫.૫૭ | -૬.૬૭ |
| ૫ | સુરત | ૩૦૬૦૧૫ | ૩૦૮૧૮૩ | ૬૧૪૧૯૮ | +૦.૪૧ | +૧.૬૯ | +૧.૦૫ |
| | કુલ. | ૧૪૭૧૮૩૪ | ૧૩૮૫૮૯૭ | ૨૮૫૭૭૩૧ | -૦.૩૦ | +૩.૩૭ | +૧ ૫૫ |
| | કોકણ. | | | | | | |
| ૬ | થાણા | ૪૬૮૨૩૬ | ૪૪૦૩૧૨ | ૯૦૮૫૪૮ | +૬.૬૧ | +૭.૮૫ | +૭.૨૧ |
| ૭ | કોલાબા | ૧૯૧૯૫૨ | ૧૮૯૬૯૭ | ૩૮૧૬૪૯ | +૭.૮૦ | +૧૦.૦૫ | +૮.૯૧ |
| ૮ | રત્નાગીરી | ૪૭૩૦૫૩ | ૫૨૪૦૩૭ | ૯૯૭૦૯૦ | -૩.૬૭ | -૦.૭૫ | -૨.૧૬ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | કુલ. | ૧૧૩૩૨૬૧ | ૧૧૫૪૦૪૬ | ૨૨,૮૭,૨૮૭ | +૧.૨૪ | +૪.૦૯ | +૩.૧૭ |
| | દક્ષિણ. | | | | | | |
| ૯ | ખાનદેશ ............ | ૬૩૨૪૬૮ | ૬૦૪૭૬૩ | ૧૨૩૭૨૩૧ | +૧૮.૯૮ | +૨૧.૩૨ | +૨૦.૧૧ |
| ૧૦ | નાશક ............ | ૩૯૭૪૦૪ | ૩૮૩૮૦૨ | ૭૮૧૨૦૬ | +૪.૭૨ | +૭.૧૧ | +૫.૮૮ |
| ૧૧ | અહમદનગર ............ | ૩૮૧૬૦૨ | ૩૬૯૬૨૬ | ૭૫૧૨૨૮ | −૪.૧૫ | −૨.૭૭ | −૩.૪૮ |
| ૧૨ | પુના ............ | ૪૫૫૧૦૨ | ૪૪૫૫૨૦ | ૯૦૦૬૨૧ | −૪.૩૮ | +૦.૦૨ | −૨.૨૫ |
| ૧૩ | સોલાપુર ............ | ૨૯૪૮૧૪ | ૨૮૭૬૭૩ | ૫૮૨૪૮૭ | −૨૦.૩૬ | −૧૭.૬૦ | −૧૯.૦૨ |
| ૧૪ | સતારા ............ | ૫૩૨૫૨૫ | ૫૨૯૮૨૫ | ૧૦૬૨૩૫૦ | −૧.૪૧ | +૧.૫૦ | +૦.૦૨ |
| | કુલ. | ૨૬૯૩૯૧૪ | ૨૬૨૧૨૦૯ | ૫૩૧૫૧૨૩ | −૦.૦૬ | +૨.૬૫ | +૧.૨૬ |
| | પશ્ચિમ કર્ણાટક. | | | | | | |
| ૧૫ | બેલગામ............ | ૪૩૪૪૮૫ | ૪૨૯૫૭૯ | ૮૬૪૦૧૪ | −૧૦.૦૮ | −૬.૯૮ | −૮.૫૬ |
| ૧૬ | ધારવાડ............ | ૪૪૨૦૩૫ | ૪૪૦૮૭૨ | ૮૮૨૯૦૭ | −૧૧.૮૧ | −૮.૬૫ | −૧૦.૭૮ |
| ૧૭ | કલાડગી............ | ૩૧૭૬૧૧ | ૩૨૦૮૮૨ | ૬૩૮૪૯૩ | −૨૩.૯૭ | −૧૯.૪૭ | −૨૧.૭૭ |
| ૧૮ | કાનડા ............ | ૨૨૩૦૦૫ | ૧૯૮૮૩૫ | ૪૨૧૮૪૦ | +૮.૦૩ | +૩.૫૬ | +૫.૮૮ |
| | કુલ. | ૧૪૧૭૧૩૬ | ૧૩૯૦૧૧૮ | ૨૮૦૭૨૫૪ | −૧૨.૨૨ | −૯.૪૩ | −૧૦.૮૬ |
| | સિંધ. | | | | | | |
| ૧૯ | કરાંચી ............ | ૨૬૫૯૮૮ | ૨૧૨૭૦૦ | ૪૭૮૬૮૮ | +૯.૬૭ | +૧૫.૪૬ | +૧૨.૧૭ |
| ૨૦ | હૈદ્રાબાદ ............ | ૪૦૭૨૪૩ | ૩૪૭૩૮૧ | ૭૫૪૬૨૪ | +૧.૦૦ | +૭.૦૦ | +૪.૨૪ |
| ૨૧ | શિકારપુર ............ | ૪૬૧૦૩૩ | ૩૯૧૯૫૩ | ૮૫૨૯૮૬ | +૮.૫૯ | +૧૧.૪૪ | +૯.૮૮ |
| ૨૨ | થર પારકર ............ | ૧૧૨૪૦૦ | ૯૦૯૪૪ | ૨૦૩૩૪૪ | +૮.૮૩ | +૧૭.૩૬ | +૧૨.૬૯ |
| ૨૩ | ઉપલું સિંધ ............ | ૭૦૧૬૬ | ૫૪૦૧૫ | ૧૨૪૧૮૧ | +૨૮.૨૫ | +૩૨.૧૩ | +૨૯.૯૧ |
| | કુલ. | ૧૩૧૬૮૩૦ | ૧૦૯૬૯૯૩ | ૨૪૧૩૮૨૩ | +૭.૫૬ | +૧૨.૦૬ | +૯.૫૬ |
| ૨૪ | મુંબાઈ શહેર તથા ટાપુ | ૪૬,૪૭૬૩ | ૩૦૮૪૩૩ | ૭૭૩૧૯૬ | +૧૬.૨૭ | +૨૬.૦૫ | +૧૯.૯૮ |

## માત તાતના ગુણ વિષે.

( દોહરા. )

કર સેવા પિતુ માતની, એજ તીર્થનું સ્થાન;
અન્યતીર્થ આપુ અને, સમિપ તીર્થ એ જાણ્. . ૧
વિનય રાખિને વૃદ્ધનો, કરિયે અંગીકાર;
શુભ ઉપકાર વિચારીને, ધરિયે પૂરણપ્યાર. ૨
આ જગમાં થાવું નથી, એના જેવું એક;
મળે ભલે સ્નેહી સગાં, બીજા સુજન અનેક. ૩
ફરિ ફરિ સુખ સઘળા મળે, મળે ફરી ધન ધામ;
માત તાત તે નહિ મળે, યત્ન થકી કો ઠામ. ૪
પ્રિયા પુત્ર ને મિત્ર પણ, ફરિને કદિ મળનાર;
પણ પિતુમાત નહિ મળે, આ વિશ્વે નિર્ધાર. ૫
ગણે ગણીને ગુંસીજનો, ગગને ગ્રહો તમામ;
પણ પિતુ માત તણા ગુણો, ગણાય નહિ કો ઠામ. ૬
અકથ્ય એવો પ્રેમછે, માત તાતનો નિત;
નિશ્ચળ ને સુખદા સદા, પૂરણ મનની પ્રીત. ૭
તન ત્વચા તણું ચર્મપર, અર્પો કરી ઉપાન;
તોપણ ઓશિંગણપણું, ક્ષણ ભર ગુણનું ન માન. ૮
'કાન' વિનંતી કાન ધરિ, કાં-ન વિચારે મન;
વિચાર સમજી શાન્ત થઇ, કર પિતુ માત પ્રસન્ન. ૯

કા. વિ. ધ. ખંભાળીયા—

---

## વિવેક બુદ્ધિ સઘળા ગુણની ખોટ પૂરી પાડેછે.

મનુષ્યનાં મન ખુલ્લાં મૂકવામાં આવે તો ડાહ્યા અને ગાંડા માણસના મનવચે ઘણો ફેર જણાશે નહીં. બેઉના મનમાં અનેક તરંગ, બેવકુફી ભરેલા ખ્યાલ અને મિથ્યાભિમાન એકપછી એક ઉત્પાજ કરેછે; પણ તે બેઉમાં એટલો તફાવત છે, કે ડાહ્યો માણસ જે વિચારો ખુલ્લા

કરવા ઘટે તેજ બહાર કાઢેછે, ને બેવકુફને તે વાતની ગમ નથી તેથી જે મનમાં આવ્યું તે બકી જાયછે. એ ખરૂંછે કે પ્રિયમિત્રની આગળ એકાંતમાં ગમેતેવો ડાહ્યો માણસ પણ ગાંડાં કાઢેછે, કારણકે મિત્રસાથે વાત કરવી અને મોઢેથી વિચાર કરવો એ વસ્તુતઃ એકજ છે.

સંસારિક ખટપટમાં પ્રવિણ, એવા પુરૂષો શીખામણ દેછેકે શત્રુ સાથેની વર્તણુંક કોઈ દહાડો મિત્રાચારી થવાનો સંભવ રહે એવી રાખવી, અને મિત્રસાથે એવું ચાલવું કે કોઈ દહાડો તે શત્રુ નીવડે તો તેનાથી આપણો કોઈરીતે બિગાડ થઈ શકે નહીં.

ઉપલી શીખામણનો પ્રથમનો વિચાર ઘણો ડહાપણ ભરેલો અને વાજબી છે, પણ પાછલા વિચારમાં દાનાઈ કરતાં શઠતા વધારે રહેલી છે. મનમાંનો મેલ મૂકીદઈ ગુજનીવાત મિત્ર આગળ કરવાથી જે ઉભરો બાગેછે અને તેથી જે સુખ મળેછે તે લાભ એવા વિચારથી મળવો મુશ્કેલ છે.

આપણો મિત્ર જ્યારે શત્રુ થઈ ગુહ્યવાત ઉઘાડી કરશે તો જગતમાં તેને ખાસડાં પડશે અને આપણો દોષ કોઈ ગણશે નહીં કેમકે દુનિયાં ન્યાયીછે. વિવેક બુદ્ધિનો ખપ માત્ર બોલવામાંજ નથી, પણ આપણાં સઘળાં સંસારી કામમાં તે ઉપયોગી જણાઇ આવેછે. જાણે પ્રભુએ આપણને મદદ કરવાને એક સેવક દાખલ આપી નહોય તેમ આપણાં સર્વે કામમાં તે સુધો માર્ગ દેખાડે છે.

મનુષ્યના મનમાં બીજા ઘણા પ્રતાપી ગુણો રહેલા છે, પણ વિવેક બુદ્ધિ જેટલો કોઈ ઉપયોગી નથી. એનાવડેજ બીજા ગુણો દીપી નીકળેછે, ને એથીજ દેશ કાળને અનુસરી બીજા ગુણોનો સારો ઉપયોગ થઈ શકે છે. એના વિના સારો વિદ્વાન પુરૂષ ઓછુપાત્ર ગણાયછે ને વાચાલ કે નિર્લજમાં ખપેછે. જો વિવેક નહોય તો સદગુણ તે દોષરૂપ દેખાય છે, અને જે પ્રતાપી ગુણોવડે મનુષ્ય પોતાનું ભલું કરી શકે તેજ તેનો બિગાડ કરવામાં કસર રાખતા નથી.

વિવેક બુદ્ધિથી માણસ પોતાના તેમજ પારકાના ગુણનો રૂડીરીતે ઉપયોગ કરી જાણેછે, એટલે સામા માણસ સાથે વાતચીત કરતાં વિવે-

કી પુરૂષ. તેનો તોલ કરી તેનો કેવો લાભલેવો તે સમજે છે. એટલા માટેજ હરેક પ્રજામાં, વિદ્વાન, રસિક, કે શૂરવીર પુરૂષના કરતાં વિવેકી મનુષ્ય આગળ પડી આવે છે અને લોકને દોરવે છે—પોતાના મત પ્રમાણે ચાલાવે છે.

કોઈ મનુષ્યનામાં અતિબળ છે પણ જો તેને સૂજતું નથી (અંધછે) તો તેનું બળ નકામું છે, તેજરીતે ગમે તેવો પ્રતાપી ગુણવાળો પુરૂષ હોય તોપણ જો તેનામાં વિવેક નથી તો તે ગુણો નહિ જેવા જાણવા.

આ સંસારમાં મહત્તા પામવાને વિવેક બુદ્ધિની સાથે બીજા પ્રતાપી ગુણો જોઇયે; એટલે કે વિવેક સોળેકળા સંપૂર્ણ વિરાજતો હોય અને બીજા માત્ર સહાય ભૂત આવી મળ્યા હોય તો તે નરે આખા દેશમાં ડંકો વગાડે એમાં શક નહીં.

વિવેક બુદ્ધિ, મનુષ્ય પ્રાણીનો ઉત્કૃષ્ટ ગુણછે, પણ લુચ્ચાઈ એ નીચ ને સાંકડા મનનું લક્ષણ છે. વિવેક ઉંચ પદાર્થનો ઉદ્દેશ કરેછે અને તેવા પદાર્થ સંપાદન કરવા સારૂ યોગ્ય અને વખાણવા લાયક રસ્તો પકડે છે. લુચ્ચાઇ માત્ર આપ મતલબી મનસુબામાં ઘૂમ્યા કરેછે, અને ગમે તેવા નીચ ઉપાયથી પણ મતલબ પાર પાડવાને લેશભાર પાછી પાની કરતી નથી. વિવેક બુદ્ધિના વિચાર ઊંચા અને વિશાળ હોયછે, ને તે ચોખી આંખની પેઠે ક્ષિતિજ પર્યંત ફરી વળેછે. લુચ્ચાઈ ચૂંચળી આંખની પેઠે નજીકની બારિકમાં બારિક ચીજ જોઈ શકેછે, પણ દૂરની ચીજો દેખી શકતી નથી. માણસના વિવેક બુદ્ધિ જેમ જેમ પ્રગટ થતી જાયછે તેમ તેમ તેનો ભારબોજ ઉત્તરોત્તર વધતો જાયછે. લુચ્ચાઇ એકવેળા પકડાઈ કે ભરમ ભાગી જાયછે, અને જે કામ ભોળપણમાં ગણાઇને કરી શકાત તે કરવાને પણ અસમર્થ થાયછે.

અક્કલનું પૂર્ણ કળાએ પોહોંચવું એનું નામ વિવેકબુદ્ધિ. એ મનુષ્યને તેની ખાસ ફરજો દેખાડે છે. લુચ્ચાઈ એક પ્રકારની પ્રેરણાબુદ્ધિછે, ને તે તાત્કાલિક લાભને દેખેછે. પાકા, પાવરધા ને સારી સમજવાળા પુરૂષોમાં વિવેકબુદ્ધિનો નિવાસ છે; લુચ્ચાઈ પશુમાં ને પશુવત્ મનુષ્યમાં ભરાઈ બેઠીછે. વિવેકબુદ્ધિ તે અસલછે, ને પેલી લુચાઇ તે તેની નકલછે. કાચી બુદ્ધિના માણસ ઉપરજ લુચ્ચાઈ ફાવી જાયછે.

વિવેક બુદ્ધિવાળો મનુષ્ય સ્વાભાવિકરીતે ભવિષ્ય ઉપર નીધા રાખે છે. ચાલતા સમયમાં અને હવે પછીના અનંતકાળમાં પોતાની શી ગતિ થશે તેનો તે વિચાર રાખેછે. જે સુખદુઃખ તેને પરલોકમાં ભાગવવાના છે, તે ઘણાં દૂર જાણી મિથ્યા લાગતાં નથી; તે વેગળા જાણી નજીવાં ગણતો નથી. તે એમ વિચારેછેકે, આ ભવમાં જેમ સંપત્તિ વિપત્તિ ભોગવવી પડેછે, તેમ જે સુખદુઃખ આ દેહનો ત્યાગ કીધાપછી ભોગવવા સર્જીતછે, તે ક્ષણ ક્ષણે ટુંકડાં આવતાં જાયછે, અને જ્યારે ત્યારે પણ ભર્યાં પૂર્યાં આવી મળશે. આ સમજથી પોતાની પ્રકૃતિનું સાચું સુખ અને પોતાના જન્મનો નિદાન ઉદ્દેશ કાળજીથી તે પાર પાડેછે. તે પ્રત્યેક કાર્યના અંત પર્યંત પોતાની નીધા પોહોંચાડે છે, ને તે કાર્યના હમણાંના તથા હવે પછીના પરિણામનો ખ્યાલ કરેછે. પોતાના પરલોક સંબંધી સિદ્ધાંતને અનુકુળ નહી આવે એવા આ લોકના પ્રત્યેક લાભને તે જતો કરે છે. ટુંકામાં એટલુંજ કે સ્વાર્થ તે શું અને તે સાધવાનો વાજબી રસ્તો કયો તેની તેને બરાબર સમજણ હોયછે.

ઉપર મુજબ વિવેક, એ એક પ્રકારની કળાછે, તેમજ સદ્ગુણ પણછે. એનો સંબંધ માત્ર ઐહિક (આ સંસારના) સુખ સાથે નથી પણ આપણા આખા ભવ સાથેછે. આ નિબંધના પાછલા ભાગમાં બતાવેલા અર્થમાંજ જ્ઞાનીઓએ તેને ઉંચામાં ઉંચુ ડહાપણ ગણ્યું છે. એના ફાયદા પારવિનાના છે. એ વસ્તુ દુર્લભ નથી. જે એને શોધેછે તેને આપો આપ તે આવી મળેછે.

સુ. રાંદેર }
તા. ૨૯-૧૦-૮૧ }

ચ. ભો. મેહેતાજી.
(ઇંગ્રેજીમાંથી ભાષાંતર મોકલનાર.)

---

## ચૂનાના પથ્થર વિષે.

તાલુકે ઉડાણ તાબાના ડુંગર પતરમાળા અને દામાગાળાની દક્ષિણની તળાટી આગળના નાળાઓમાંથી આ જાતના પથ્થર ઘણેક ઠેકાણેથી મળી આવેછે તે પથ્થર સંબંધીનો રમુજી હેવાલ આ નીચેની બીનાથી રોશન થશે.

આ પથ્થરોની ઉપરનું પાષાણિક પડ આખું કાળાશપર માલમ પડેછે. પરંતુ તેને ભાગી જોતાં અંદરથી કેટલાક ધોળા, કેટલાક રતાશપર, અને કોઈ કાળાશપર માલુમ પડેછે. એ પાષાણની અંદર ઝાડનાં પાંદડાં, ડાળી, ડાંખળીઓ, લાકડાના કટકા વગેરે સાફ પથ્થરરૂપ બની ગએલા માલમ પડેછે. ડાળી ડાંખળીઓ પરથી તે કયા ઝાડની હશે તે વરતવું મુશ્કેલ પડેછે, પરંતુ પાદડાં તો એવાં સુંદર અને સાફ જણાયછે કે તે જોઇ હરકોઇ તુરત કહી શકે કે તે ફલાણાજ ઝાડનું પાંદડુંછે. મેં આજ લગણ એ જાતના જે જે પથ્થરો જોયા તેમાં ખાખરો, પીપર, પીંપળો, સાજડ, વડ, કડાયો વગેરે કેટલાક વગડાઉ ઝાડનાં પાંદડાં જોવામાં આવ્યાંછે.

પાંદડાં, ઝાડનાં લાકડાં વગેરેનું પથ્થર રૂપ બનવું જળઉપાધિથી જણાયછે કેમકે તે પથ્થરની અંદર ઝાડના ભાગ સિવાય, શીપ, શંખલા અને નદી કે દરિયા કિનારાની ઝીણીજ રેતી, કાંકરા, નદીના કાંઠાની કાળી કે ભુખરી માટી વગેરે વસ્તુઓ ભળેલી જણાયછે.

જેમા રેતી પથ્થર વગેરે આવેલછે તે પથ્થર તોલમાં ભારે માલમ પડેછે અને જેમાં તે ભાગ થોડો તે હલકા અને રણકાદાર જણાય છે.

કેટલાક પથ્થરોની અંદર નર્યાં કાણાં કાણાં માલમ પડેછે, કાણાં દેખાવાનું કારણ ઝાડનાં લીલાં પાંદડાં સુકાવાથી પથ્થરની અંદર કોચળાં વળી ગયાથી જણાયછે.

પથ્થરોમાં ઝાડનાં પાંદડાં, શંખલા, રેતી વગેરે મળી જો કે પથ્થરો એકરસ બની ગએલછે, તોપણ ભાગતાં તેનાં પડો જુદાં પડી શકેછે અને દરેક પડની અંદર સદરહુ પ્રમાણે ભળેલ વસ્તુઓ નીકળી આવેછે.

એ પથ્થરો ઉપર પાણી રેડતાં અંદર ઘણુંક પ્રવેશ કરી જાયછે. અને છણ છણ અવાજ થાયછે ને સુંઘી જોતાં અંદરથી એક જાતની ભૂતડો કરી ધોળી માટી થાયછે તેના જેવી સોરમ આપેછે.

કેશવજી જેરામ મંદીર.
ઉંડાણની સરકારી ગુ. નિશાળના મેહેતાજી.

---

# पुस्तकोनी पहोंच.

રાબિન્સન્ ક્રૂસો—એ નામનું ઈંગ્રેજી ભાષામાં એક સરસ લોકપ્રિય વાર્તાનું પુસ્તક છે. તેનો મરેઠીમાં તર્જુમો થએલો તેને આધારે ગૂજરાતીમાં ભાઈ ચુનીલાલ બાપુજી મોદીએ આ ભાષાંતર કર્યુંછે, અને તે કેળવણી ખાતાને પસંદ કરવાથી સરકારે પોતેજ છપાવી પ્રસિદ્ધ કર્યુંછે. તેછતાં એની એક નકલ અમને એ જુવાન ગ્રંથકર્તા તર્ફથી ખાનગી મળીછે. તેની પહોંચ અત્રે ખુશીની સાથે આપતાં અમે જણાવીએ છઇએ કે આ સુબોધકારક રસાળી વાર્તાનો તર્જુમો કરી એ ભાઇએ ગૂજરાતી ભાષાના પુસ્તકોમાં એક સારો વધારો કર્યોછે. ભાષાંતર ચોખ્ખું, રૂઢ, ને વાંચવા લાયક થએલું છે.

કમળા કુમારી—હિંદુ ઘરસંસાર સ્થિતિનું ચિત્ર—રચનાર ભવાનીશંકર નરસિંહરામ. એ એક કલ્પિત ગદ્યવાર્તા છે, અને એનો હેતુ વિધવા વિવાહને ઉત્તેજન આપવાનો છે. વાતનું બંધારણ એ રીતનું રાખ્યુંછેકે, વિવેક સાગર કરીને એક શ્રીમંત કારભારી હતો, તેને ઘડપણે એક દીકરી થઈ, તેને નાનપણમાં પરણાવી દીધી, પરણીને તુર્તજ તે રાંડી, અને છેવટે જુગલકિશોર નામના એક જુવાન કવિના બોધે તેણે તેને વિધવાપણાના દુઃખમાંથી ઉગારી પેલા કવિરાજની સાથેજ પરણાવી દીધી, તથા તેનેજ પોતાને ઠેકાણે રાજનો દીવાન કરાવ્યો. આ વાત શક્ય છે પણ સંભવિત નથી અને આવું મોટું સુધારાનું સાહસ કરનારને "ઓગણીસમી સદીની અજાયબ સરખી વિદ્યાર્થી અજાણ્યો" વર્ણવ્યો છે એ તો છેકજ અસંભવિત છે. હાલને સમે દેશમાં શું થાયછે તેનું નહિ પણ શું થવું જોઇએ તેનું આ ચિત્રછે, અને તે રીતે જોતાં એ વાર્તા સારીછે; વિધવા દુઃખ બરાબર દર્શાવવા બીજી થોડીક આડકથાઓ પણ નાંખી છે અને તોપણ તેનો સંબંધ મૂળવાત સાથે ઠીક જાળવી રાખ્યોછે. વિધવા દુઃખનો વિષય છતાં કોઈ પણ ઠેકાણે અનીતિનું કે બિભત્સ વર્ણન નથી એ એક આ પુસ્તકની મોટી ખૂબીછે. પ્રસંગોપાત્ત બીજા કુધારા સંબંધી પણ એમ બોધ કર્યો છે, અને ટુંકામાં આ વાર્તા સર્વાંગે સુધારાવૃત્તિનીજ છે.

જગો ને જીવરામ—બનાવનાર ભટ કાનજી માધવજી રંધોળા. આ-પણ એકત્રીશેક પાનાંની નાનકડી સુધારાનીજ વાર્તાછે. એનો હેતુ બ્રાહ્મણો પાસે બિક્ષાવૃત્તિ તથા લાડુખાવાની ટેવ છોડાવવાનો જણાયછે. ભાષા સારીછે, પણ વાતમાં ઝાઝો માલ નથી.

કવિતા રૂપ કાઠીઆવાડ ઇલાકાની ભૂગોળ—બનાવનાર જયશંકર આનંદજી જાની, બંદર સલાયાની સ. ગુ. નિશાળનો પહેલો આસિસ્ટંટ. આ ગોખણીઆ ચોપડીનું મોં જોતાંજ અમને ઘણો કંટાળો મળ્યોછે, અને વહેમ જાયછે કે આવી ચોપડીઓ આપણી નિશાળોમાં ચાલતી હશે કે શું? સમજુ મહેતાજીઓને અમારી સખત ભલામણછે કે તેમણે ક્યારે પણ આવી ચોપડીઓ નિશાળના કોઇ પણ છોકરાને ખરીદ કરવા દેવી નથી. ભૂગોળવિદ્યા શીખવવાનો ખરો રસ્તો નકશાથી છે—લંગડી લૂલી કવિતાના રાગડા ગોખાવાથી નહિ.

હિતોપદેશક રત્ન—એ નામનું ભાવનગરથી બારપાનીજ એક માસિક ૧લી જાનેવારીથી પ્રગટ થવા લાગ્યુંછે તે જોઇ અમે ખૂશ થયા છઇએ, અને તેની ફતેહ ઇછીએ છઇએ. એની કિંમત વર્ષે ૦।। રૂપિયો અને એડિટર આત્મારામ નારણજી છે.

હૃદય પ્રકાશ—ગ્રંથમાળાના બે અંક અમને પહોંચ્યા છે. પહેલા અંકમાં વિષય "બ્રાહ્મણનો હાલનો જમાનો" એછે, અને તેમાં હાલના બ્રાહ્મણોને ખુબ લઇ નાંખી બોધ કર્યોછે. બીજો અંક "નિયમિત થવાની અગત્ય" એ બાબત છે. બનેમાં હેતુ સુધારાનો બોધ કરવાનો છે.

સુરત પ્રાર્થના સમાજનો વાર્ષિક વૃત્તાંત—ઈ. સ. ૧૮૮૦–૮૧ નો આ સમાજનો સભારંભ થવાને ગયા મે માસમાં પૂરાં ત્રણ વર્ષ થઇ ગએલાં જણાયછે. સમાજીઓની સંખ્યા ૪૫ છે અને તેમાં પણ કેટલાક તો નામનાજ જણાય છે કેમકે મેંબર થયાપછી તેમણે લવાજમ કાંઈ આપ્યુંજ નથી અથવા સમાજમાં હાજર થયા નથી. તોપણ તેના મંત્રી વગેરેની હોંસથી એ સમાજ નીભ્યો જાયછે એ સંતોષકારક છે. એની વાર્ષિક ઉપજ લવાજમ ઉઘરાણાથી કુલ ૨૧૨૫ ની જણાયછે અને ખરચ પણ તેટલોજ કરેછે.

---

## सारसंग्रह.

મેટ્રિક્યુલેશનની પરીક્ષાનું હાલ સાલ પરિણામ બહાર પડ્યું છે. તે ઉપરથી માલમ પડેછે કે એ પરીક્ષા આપવાને કુલે ૧૪૨૪ ઉમેદવારો હાજર થયા હતા. તેમાંથી કુલે ૩૮૪ ઉમેદવારો પસાર થયાછે. અને બાકીના નાપાસ થયાછે. આ પસાર થએલામાં મુંબાઇના ૧૭૬ છે. દેશાવરના કુલે ૨૦૮ પસાર થયાછે, તેમાં પુના મધ્યસ્થળના ૭૧, અમદાવાદના ૬૪ બેલગામના ૫૫ અને કરાંચીના ૧૮ છે.

---

લગ્ન—સમયે વરકંન્યાને પહેરવાના વસ્ત્રાલંકારનું એક પ્રદર્શન થોડાક દિવસમાં લંડનમાં ભરાનારૂં છે. આ પ્રદર્શન માટે વસ્તુ મેળવવા કેટલાક વર્ષથયા કેટલાક અંગ્રેજો દેશ પરદેશ ફરતા હતા અને કેટલીક જુની વસ્તુઓ માટે તો તેમને ઘણા મોટા દામ આપેલા છે.

અમેરિકામાં ત્રણસો નેવું સ્ત્રી ડાક્ટર છે,

ડા. બુલરે—વાયેનાની કોલેજમાં પોતાના સંસ્કૃત ભાષણો શરૂ કીધા છે; જે ઘણા ફતેહમંદ નિવડ્યા છે. વિદ્યાર્થિઓ તે સાંભળવાને ઘણી હોંસથી બેસેછે અને વ્યાકરણ સમયે તેઓ પુરેપૂરૂં લક્ષ આપેછે.

ઋગ્વેદનો તરજુમો કરાવવા પછાડી એક લાખ રૂપિયા વડી સરકારે ખરચ્યા છે.

તારના સંદેશાઓની ગોઠવણ હાલ નીચે પ્રમાણે કરવામાં આવીછે. જે સંદેશાઓની ઉતાવળ નહિ હોય અને એક રાત રહીને બીજે દીને પુગાડવામાં કશી હરકત નહોય એવા દર સંદેશાના આઠ શબ્દના આઠઆના લેવામાં આવશે; એજ જાતના પણ ઉતાવળના સંદેશા માટે એક રૂપિયાના આઠ શબ્દનો ભાવ રાખવામાં આવશે, અને જે સંદેશાઓને માટે એટલી બધી તાકીદ હોય કે તેમને બીજા સંદેશાઓ કરતાં પેહેલાં મોકલવા પડે તેમને માટે આઠ શબ્દે બે રૂપિયાનુંદામ ઠરાવ્યું છે. એ રીતે જોતાં આઠ શબ્દનો એક સંદેશો આઠ આનામાં, બીજો ૩૧) માં અને ત્રીજો ૩૨) ની કીમતે રવાના થઈ શકશે. એ દરેક સંદેશામાં નામ અને સરનામનું કશું દામ પડશે નહિ. વર્તમાન પત્રોના સંદેશાઓ સંબંધી જે બાપતો રાખવામાં આવ્યો છે તે પણ હવેથી નીકળી જના-

ર કહેવાય છે.

**સરટી માધવરાવને મળેલી બક્ષીસ**—સરટી માધવરાવને ગાયકવાડે રૂ ૫૦,૦૦૦ ની બક્ષીસ આપી છે અને રાણી જમનાંબાઈએ એક વિંટી આપી છે.

**રૂપાની ખાણ નીકળી**—બંગાળા પ્રાંતમાં આવેલા હીલટીપેર નામના રાજાના મુલકમાં આવેલી સેમોનીટી નામની ટેકરી ઉપર રૂપાની ખાણ નીકળી છે.

**મુબાઈના સ્ટેસનોપર રોશની**—વડોદરા રેલવેનાં મુબાઈના સ્ટેસનોપર વીજળીના દીવા કરવાની ગોઠવણ થાયછે.

**એક દેશી રિવાજને કહાડી નાંખવાની ગોઠવણ**—બ્રિટિશ બર્મા ના લોકો પોતાના અસલ રિવાજ મુજબ જમીન ઉપર હાથ ટેકવી ચોપગાં જનાવરની પેઠે વાળીને યૂરોપીયન અમલદારોને સલામ કરેછે તે રિવાજને હાલમાં નાબુદ કરવાની ગોઠવણ થાયછે.

**કાગળનો ખપ**—આખી દુનીઆમાં વરસ દહાડામાં એક અબજ બેસીકરોડ પાઊંડ કાગળો બનાવવામાં આવેછે. એમાંના વીશ કરોડ સરકારી કામમાંવાપરવામાં આવેછે; અઢાર કરોડ કેળવણી ખાતામાં; બેતાળીશ કરોડ વેપારમાં; દશ કરોડ ખાનગી કાગળો લખવામાં; અને નેવું કરોડ પાઊંડ છાપવામાં વપરાય છે. બધા મળીને ૩૯૬૦ કાગળ બનાવવાનાં કારખાનાં છે, અને તેમાં ૯૦ હજાર મરદો અને ૧૮૦૦૦૦ બઈરીંઓ કામે લાગેલાં છે. ચીંથરાં એકઠાં કરવાને ૧૦૦૦૦૦ માણસો લાગેલાં છે. ને તે તો જુદાંજ.

**જાપાનમાં દેશી વર્તમાનપત્રોની સંખ્યા**—જાપાન દેશમાં વિદ્યા હુનરનો સારો ફેલાવો થયેલો માલમ પડેછે ત્યાં હાલમાં સઘળાં મળી ૨૫૦ વર્તમાનપત્રો નીકળે છે. મુખ્ય શેહેર ટોકીઓમાં એકતો તેના અધિપતિના નામથી ઓળખાય છે. વળી પંચની ઢપના એટલે મશ્કરી ઠઠ્ઠાવાળાં પણ વર્તમાનપત્રો નીકળે છે. એ સિવાય ખેતીવાડીના સુધારાના સંબંધી તથા પ્રજાને લાભ થાય એવી બાબતોપર ચોપાનીયાં પણ પ્રગટ થાયછે.

એક ઘરને એક જગાએથી ખસેડી બીજી જગા ઉપર લઈ જવાનો

અખતરો—બોસ્ટન ખાતે આવેલાં એક મોટાં હોટેલને તેની જગાએથી એમને એમ અલગપણે ખસેડી તેરફીટ અને દશઇંચ જેટલું દૂર લઈ જવાનો અખતરો કરવામાં આવ્યો હતો જે તદન ફતેહમંદ ઉતર્યો હતો. એમ ખસેડવાનું કારણ જે મોહલ્લામાં તે આવેલું હતું, તેનો રસ્તો પહોળો કરવાનું હતું. એ ઇમારત ઇંટ અને પથરની બાંધેલી હતી, અને તેને સાત માળ હતા. તેનું કુલે વજન પાંચહજાર ટન થયું હતું એ ખસેડતાં માહેનાં ફરનીચરને અથવા માણસોને કસી પરકારની અલવલ આવી નહતી. તેને ખસેડવાને સઘળાં સાંચા કામને બરાબર બેસતાં કરતાં બેમાસ અને વીસ દિવસ લાગ્યા હતા; પણ ખસેડવાનું કામ ફક્ત ચાર દિવસમાં પૂરૂં થયું હતું. તેની પાછળ કુલે ખરચ ત્રીસ હજાર ડાલરનો થયો હતો.

આપઘાત કરવાની મોસમ—યૂરોપ તરફના એક વિદ્વાન તમીબે એવી શોધ કરીછે કે, આપઘાત ઘણું કરીને વસંત રતુમાં તથા હુનાળાની મોસમની શરૂઆતમાંજ થાયછે. તેબીવળી ઘણાખરા, સવારના છવાગ્યાથી તે બપોરના બાર વાગ્યા સુધીના વખતમાંજ થાયછે. વળી ઓરતો કરતાં મરદોમાં આપઘાતો ઘણા વધારે થાયછે.

કેટલીક શોધો માટે અમેરિકનોનો દાવો—અમેરિકનો દાવો કરેછે કે, જાણવાજોગ મોટી પંદર શોધો તેઓ તરફથી થઇછે. તેમાં ૨ કાંતવાના ચરખા, પલાનો ઉતારવાના સાંચા, ઘાસ સાફ કરવા તથા કાપવાના સાંચા, ચકર સાયના છાપવાના સાંચા, સ્ટીમરમાં મુસાફરી, એનજીન, સીવવાના સાંચા, ઇંડીઆ રબરનો ઉપયોગ, ઘોડાની નાલ સાંચાંથી બનાવાની કારીગરી, આઇસ બનાવવાની કારીગરી, ટેલીફોન વિજળીનો ઉપયોગ.

---

## ચર્ચાપત્ર ૨ લું.

મેહેરબાન આજમ નવલરામ લક્ષ્મીરામ.

ગૂજરાત શાળાપત્રના એડીટર સાહેબ મુ૰ રાજકોટ.

આ ગામમાં તા. ૧૨ મી જાનેવારી સને ૧૮૮૨ થી તે તા. ૧૪ મી

જાનેવારી સને ૧૮૮૨ ના રોજ ત્રણ દિવસ ખપોરની વખતે લાગલાગટ થોડીક વખત સુધી કેસરના ચંદનના જેવા છાંટા પડ્યા હતા. ને તે ઘણા માણસોના છાપરા ઉપર તથા લૂગડાં ઉપર પડેલા હતા આ હકીકત આપના શુભ પત્રમાં દાખલ કરશો એજ અરજ તા. ૧૫—૧—૮૨

સહી જેઠાલાલ ઉમેદરામ મેહેતાજી

મોજે વાગડ તાલુકે ધંધુકાની સરકારી ગૂ. નિશાળ.

પત્ર ૨ જું.

સેવામાં સલામ સાથે વિનંતિ કરવાની કે ગૂજરાત પ્રાંતમાં વસનારી ઘણીખરી જ્ઞાતિઓમાં સોના રૂપાનાં અને તેથી ઉતરતી ધાતુનાં ઘરેણાં ઘડાવી પેહેરવાનો ચાલછે. એ ઘરેણાં ઘડનાર સોનીલોકો જૂદા જૂદા પ્રાટવાર પ્રત્યેક જાતની ધાતુમાં કંઈ કંઈ ધાતુઓનું મિશ્રણ કરી ઘાટ ઘડેછે. અને તે ઘાટના તોલમાં, ગાળણમાં, લાખ ભરતા અવલની કૃતિમાં, અને જુદી જુદી પ્રકારના ઓપ દેતાં, કેવી કેવી ઠગાઈ કેયે પ્રકારે કયે પ્રસંગે કરેછે, અને તેની સાથે ઘાટ ઘડાવનાર ધણી સામો બેઠો હોય તે છતાં તે તેની દેખતી આંખમાં ધૂળ નાંખી પોતે ઉડાવવા ધારી હોય તે વસ્તુ, વસ્તુનો અમુક ભાગ, અગર તેમાંથી અમુક તોલનો કકડો શી રીતે ચોરી લેછે, વિગેરે બાબતનો કાંઈક ઇસારો મારા જાણવામાં હોવાથી તેનું બ્યાન આપ સાહેબની સેવામાં મૂકવાનું ધારૂંછું કે તે વાત પ્રસિદ્ધ થયેથી કપટનો નાશ થયે ઘણા જનો ઠગાતાં બચે. આ વખત ફકત સોની લોકોમાં જે સમસ્યા વપરાય છે, તેમાંનો થોડો ભાગ પ્રસિદ્ધ થવા નીચે ટાંક્યો છે.

સોનીલોકની સમશ્યા.

ધાતુનાં નામ.

સોનું=શીઉં. રૂપું=ઉવન. કલાઈ=કણુસ. ત્રાંબુ=રાય.

જાતનાં નામ.

બ્રાહ્મણ=કુંહડો. વાણિયો=ગોડો. કણબી=રૂંચો, સોની=શીખ.
કોળી=ચેણીપો. તર્કડો=રેંકડો.

નાણાનું નામ.

રૂપિયો=ઉબણકો. અરધો=વિલવો.

### ઘરેણાનું નામ.

કુલાં=પગારાં. કાંટો=હુકતો. નાકની ભારે વાળી=હુકવી,
સોળીઉ=કનારવો. કડી=કનારવી. વીંટી=હથારી. હાંસડી=કોટારી.

### આંકના નામ.

હમાણી=બે. એકલવાઈ=ત્રણ. એરણ=ચાર. ખીલી=છ.
માંગ=આઠ. પાણી=નાડ, સધડી=લોડ.

### તોલનું નામ.

રેતી=કણુસી. વાલ=રોઈયો. તોલો=પુંગો. ગદિયાણો=રટલો.

### હથીઆરનું નામ.

હથોડો=મંડીયો. નિચું બેસાડવાનું=એકલવાઈ.

### પરચુરણ.

સરકાર=બેડાસી. આવું=પાટવું. ઓછું=ઓખું. વધું=બેડ.
નઠારો=આંખલો. સારો=(સાત-હાવ). રાતે=નાલે. ઘર=નેર.
લીધું=લાંચ્યું. ચોરવું,વેઘલેવું=લામજે. નરસી વસ્તુ આપછે=હોરપાટેછે.
મરી ગયો=પેલી ગયો. આવ્યો=આહુતીયો. નાશી ગયો=ટાંકણી ગયો.
કરવાંછે=હોવાંછે. આઈજેજે=પાટજે. મુવો-જાણશે=પેલશે.
જવાદેને=ટાંકણવાદેને. શું થનારછે=રોખ. ઘાટ=હાક. મોટો=બેડો.
ઘડનાર=હોક. પગે રહેતે=પગારૂં. હાથે રહેતે=હથારૂં.
કાને રહેતે=કનારૂં. જાણશે=ચાંમશે.

આ પ્રમાણે પારસીના શબ્દો સોનીલોક મોઢે રાખેછે. ઘણાને ઘેર ચોપડામાં એવા ઘણા શબ્દનો સંગ્રહ લખેલો હોયછે. ને તે બૈરાં છોકરાં સુદ્ધાંત સમજે છે. સોની પોતાનું કામ કરતો હોય ને બે વાલ ત્રાંબુ રૂપામાં ભેગ કરવા ઘરમાંથી માગવું હોય ને પાસે ગડાવનાર બેઠો હોયતો કહે કે "હમાણી રૂઈયા આર" એટલે તેના ઘરનું જે સાંભળે તે ખબર ન પડે તેવી તતબીરથી લાવી આપેછે. તેમજ- એરણ રોઈ આપાર એટલે ચાર વાલ, એકલવાઈ રોઈયા એટલે ત્રણ વાલ. અઢી રટલા એટલે અઢી ગદીઆણા ને અઢી તુંગા એટલે અઢી તોલા. વળી પાવલીભાર કહેવું હોયતો "માંગ રોઈયા" કહેછે.

જેમ કણી બારાખડી બણીને શબ્દ ગોઠવણીથી નામાં લખેછે તેમ આ પારશીનો ઉપયોગ કરેછે. જુઓ કે નાલેટાંકવુંછે કહે તો રાતે નાશી જવુંછે. એમ સમજવું. મારે નેર આવીશ કહે તો મારે ઘેર આવીશ એવું જાણવું. ને કહે કે કુંહડો આહુતિઓછે, ઉવણુ પેલાડવું છે, એરણ રટલાનો ખાર બાંધી લાવ્ય. તો સમજવું કે બ્રાહ્મણ આવ્યોછે રૂપું ગા-

જવુંછે. ચાર ગદીયાણા ત્રાંબું બાંધી લાવ. વળી પગારાં ઠોવાંછે=કર્જા કરવાં છે રૂંચો પેલી ગયો=કણબી મરી ગયો. એજ રીતે એક કહેવત કહેછે કે "હાક ઠોકને વેડા શેખ. સાચો સોનીને જુઠો લોક. તેનો અર્થ એવો કરેછે કે શું થનાર છે, ઘાટ ગડનાર મોટોછે ને લોક જૂઠોછે. પણ સોની સાચોછે કેમકે પોતાની ધારણામાં જીતેછે.

શમશ્યાના શબ્દોમાં શાખી–

શીખ તણાયા શેઢીમાં, નેશીઉ કુંહડાની પાસ;
લાંમાય તો લાંમજે, નહીં તો જાજે બેડાસ. ૧

એનો અર્થ એવો છે કે એક બ્રાહ્મણને સોની બે જણ શેઢી નદી ઉતરીને આવતા હતા. શોનીએ પોતાની પાસેનું શોનું બ્રાહ્મણને બંધાવ્યું હતું. સોની તણાવા લાગ્યો. તેથી તેણે આ શાખી તણાતાં તણાતાં બ્રાહ્મણને કહી. ને કહ્યું કે યાદ રાખીને ઘેર કહેજે. બ્રાહ્મણે વગર સમજ્યે સોનીને ઘેર આવીને સાખી કહી. પણ સોનું આપ્યું નહીં. તેણે જાણ્યું કે સોની મરી ગયો. તેની સાથે તણાઈ ગયું હશે એવું કહી છુટીશું. પણ શોનીઓએ મળીને અર્થ એવા કર્યા કે સોની તો શેઢી નદીમાં તણાઈ ગયો; પણ સોનું બ્રાહ્મણની પાસે છે, ને તમારાથી લેવાય તો લેજો; ને ન લેવાય તો સરકારમાં જજો. આ પ્રમાણેનો અર્થ કરી બ્રાહ્મણને સરકારમાં લેઈ જવાની ધાસ્તી આપી એટલે તેણે સોનું કબૂલ કરીને તેનેઘેર આપ્યું.

આ પ્રમાણે તેમની સમસ્યા એક જૂદીજ ભાષા તરીકે છે. ને ઉપર ઇસારો માત્ર કર્યોછે.

રાજારામ રૂપરામ.

---

## निशाळोनां इनाम पत्रक.

### રેવાકાંઠા પંચમહાલ.

જાંબુઘોડા. તા. ૨૫-૩-૮૧ મે. માહાલકરી સાહેબ ધનજીભાઈ દોરાબજી મોદી ૩૨) ઠાકોરસાહેબ દિપસિંઘજી જગતસિંઘજી ૩૨) દેશાઈ માણેકલાલ વિઠલદાસ ૩૧) જોસી હરિવલભ રણછોડ૩૧) શેઠ સોરાબજી દાદાભાઈ ૩૧) મોદી કીલાભાઈ ગોપાળદાસ ૩૧) શેઠ સુલતાનઅલી દાઉદજી ૩૧) મેહેરબાન ફોજદારસાહેબ ૨૦॥ શા. બાપુ કુબેરદાસ ૨૦॥ દેશાઈ વૃજભૂખણ હરિવલભદાસ ૨૦॥ દેશાઈ બગવાનજી ગિરધરદાસ ૨૦॥ દેસાઈ ગરબડ દામોદરદાસ ૨૦॥ શા. બાપુ શિવલાલ ૨૦॥ શા.

ગોકળ જગજીવન ૨ાા સા. દામોદર રઘનાથ ૨ાા શા. ગોવરધન કુબેરજી ૨ાા શેઠ હરલોચન હરજીવન ૨ા સુબેદાર બાલુજી ૨ા શા. રણછોડ કકુજી ૨ા કુલ ૨૧પા ઉપરના સદગ્રહસ્થોએ ૨ા ગરીબના છોકરાઓને ધોતીયાં અને ૨૫) ચોપડીયો—નાંદોદ તા. ૧૭ મી મારચ સને ૧૮૮૧ ને રોજ પેટલાદના મુનસફ સાહેબ પરમાનંદદાસ ભોળાભાઈ પારેખે છોકરાઓ તથા છોડીઓની પરીક્ષા લઈ ૨૧૫-૧૦-૧ નું ઇનામમાં ચોપડીઓ આપી છે—જાંબુઘોડા. જોસી હરિવલવ રણછોડ ૨ાા શેઠ મુલતાનઅલી દાઉદજી ૨ાા દેસાઈ ભગવાનજી ગીરધર ૨ા ઠાકોર દીપસંગજી જગતસંગજી ૦-૬-૦ સા. બાપુ કુબેરદાસ ૦-૬-૦ કુલ ૨૨) નું ઇનામ વહેંચ્યું—ભાદરવા. ઠાકોરસાહેબ અદેશંગજી મહારાજજી સ્વસ્થાન ભાદરવા ૨૨) કારભારી કલ્યાણભાઈ કાળીદાસ ૨૧) મુનસફ પુરશોતમ કાળીદાસ ૨૧) શા. મોતીભાઈ બીખાભાઈ ૨૧) શા. નથુભાઈ મુળજી ૨૧) શેઠ ગરબડ નારણદાસ ૨ાા હરજીવન તળશીદાસ ૨ાા ગોસાઈ એમગર ગોપાળગર ૨ાા કુલ ૨૭ાા.

(સહી) માધવલાલ હરિલાલ.
ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર.

બરચ. ૨૦-૫-૮૧-૧૫-૬-૮૧

ત્રાલસા. તા. ૧૬-૩-૮૧ ને રોજ વાર્ષિક પરીક્ષા વખત પોલીસ પટેલ ૨૧) ગરીબના છોકરાઓને ઇનામની ચોપડીયો—સાદપરા. વાર્ષિક પરીક્ષા લઈ ઇનામ આપ્યાં તે વખતે પટેલ. અંબાઈદાસ રણછોડ ૨ાા મેહેતાજી છગનલાલ દયારામ ૨ા પટેલ. હીરાભાઈ મનોરભાઇ ૨ા મતાદાર ઉકા જાદવ ૨ા બે બીજા ગ્રહસ્થોએ ૨ા કુલ. ૨૩ાા ઇનામ વહેંચ્યું—કળવણા. પટેલ મકનદાસે છોકરાઓને બેસવા સારૂ સાદડીયો. ૩૦-૧૦-૦ ની અપાવી—હળદર. વાર્ષિક પરીક્ષા લઈ ઇનામ આપતી વખતે તલાટી મંચ્છારામ મુલચંદ ૨ા ઇનામ વહેંચ્યું—ઝણર. કમિટીના મેમ્બરોએ પરીક્ષા લઇ ગામના ઉધરાતદારે ૨૧) સાકર વહેંચી—શામલોટ. વાર્ષિક પરીક્ષા વખતે ડબાળીના પટેલ. કચીબાઇ અવચળે ૨ાા મીઠાઈ વહેંચી—ભાડભૂત. સરકારી નિશાળનો કલાસ મોજે કાસવા ગામની વાર્ષિક પરીક્ષા વખતે ૨૨) પટેલ મુળજી ભગવાન વીગેરે ૨ાા) રાણા પરતાપસંગનારસંગે ૨ાા શેઠ હરિભાઈ પરભુદાસ ૨ાા ગરાસીયા નાનજી દીપસંગે—ખુવા. તા. ૨૪-૫-૮૧ ને રોજ પટેલ દાદાભાઈ ઉમેદભા-

ઇએ રૂ૧-૧૩-૦ ની ચોપડીયો વહેંચી—દહેજ. વાગરાના રાવસાહેબ મામલતદાર સાહેબે પરીક્ષા લીધી તે વખત રાણા દોલતસંગજી પ્રભાતસંગજીએ રૂ૦-૧૫-૦ મીઠાઈ—વહીઆળ. રા. સા. ડે. એ. ઈ. પરીક્ષા લીધી તે વખતે પટેલ. અંબાઈદાસ હરખા તથા રતનસંગ બાવસંગે રૂ૧) ની મીઠાઈ—દેવલા. ઉર્દુ નિશાળમાં. સારોદ વાંટાના તલાટી ગંગાશંકર રણછોડે છોકરાઓને કસરત કરાવી રૂ૦॥ ની મીઠાઈ વહેંચી—અંકલેશર કંન્યાશાળા. કામરેજના મહેતાજી રણછોડદાસે અને ગગડીયાના તલાટી હીમત મણીશંકરે રૂ૦॥ મીઠાઈ ચીફ કોન્સ્ટેબલ રા. ડાહ્યાભાઇ નારણદાસે પેન્સન લેવાથી રૂ૦॥ મીઠાઈ તા. ૧૫-૬-૮૧—કોલવણા. રા. સા. મામલતદાર સાહેબે પરીક્ષા લીધી તે વખતે મુકરદમ કડુજીમહમદે રૂ૦॥ મીઠાઈ વહેંચી—હાંસોટ. મેલીક મહમદ અહમદે રૂ૦॥ મીઠાઈ વહેંચી—અંકલેસર. શેઠ નાથુભાઈ સંકરદાસે રૂ૬-૬-૦ ખર્ચ કરી તા. ૨૦-૪-૮૧થીતા. ૨૦-૬-૮૧ સુધી ઉનાળામાં પાણીનો ખર્ચ આપ્યો—હાંસોટ કંન્યાશાળા. રા. સા. ડે. એ. ઇ. સા. ઇનામ વહેંચ્યાં તે વખતે શેઠ. ભીમજીભાઈ ભીખાજીએ રૂ ૨) મીઠાઈ રૂ૧) રેજા આપ્યા. શેઠ. મગનલાલ ફકીરચંદે રૂ ૫) રેજા રૂ૨) સ્લેટો રૂ૧॥ મીઠાઈ કુલ. રૂ૮॥ ઇનામ વહેંચ્યું, શેઠ. નગીનભાઈ હરકીસનદાસ પેટીવાળાએ રૂ૦॥ મીઠાઈ વહેંચી—દેવલા. પોલીસ પટેલ મુસે વલીભાઈ તથા મેમ્બર દાદા આદમે કસરત જોઈ રૂ૧) પતાસાં વહેંચ્યા—મનાડ. લખીગામના મેમ્બર શા. ભગવાનદાસ જમનાદાસે રૂ૨) ચોપડીયો વહેંચી મનાડના મેમ્બર પટેલ. કુલા કુબેરે રૂ૦॥ મીઠાઈ વહેંચી બ્રહ્મચારી મહારાજ અખંડાનંદ ઉકારનદે રૂ૧) ઇનામ વહેંચ્યું.

(સહી.) ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી.
ડે. એ. ઈ. ભરૂચ વિ.

ઝાલાવાડ.

નં. ૨૦૬ તા. ૨૫-૬-૮૧

શમળા. ઝાલા માધવસંગજી ભાવાભાઈ રૂ૦॥ મીઠાઈ—ગુદીઓળા. સ્કુલ કમિટી તર્ફથી રૂ૧ મીઠાઈ—મુળી. રા. અમુલ વીરચંદે પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૧) મીઠાઈ. મે. ઠાકોરસાહેબ બહાદુર તર્ફથી રૂ ૫) મેહેતાજીને પાઘડીના તથા નિશાળીઆને રૂ૧૯) ચોપડીયો તથા

મીઠાઈ કુલ રૂ ૨૪) શા. કચરા વ્રજપાલે ઉનાળામાં પાણી પાવાના ખર્ચના રૂ૬)—ઝીંઝુવાડા. તાલુકદાર સાહેબ તર્ફથી રૂ૨-૧-૦ ચોપડીયો ગરીબના છોકરાઓને—બજાણા. તાલુકદાર સાહેબ તર્ફથી રૂ૬) ચોપડીયો રૂ૨) મીઠાઈ—લીમડી કંન્યાશાળા. કમિટિના મેમ્બરોએ શીવણ કંટીજંટમાંથી શીવાઈ તૈયાર થએલાં કપડાં લાયક કંન્યાઓને રૂ૨-૪-૧—શીઆણી. માંડવીના ઇજારદાર શા. પરશોતમ શોમચંદ તથા લીમડીના વહીવટદાર તથા થાણદાર સાહેબે મળીને રૂ૧ા। મીઠાઈ—ખોડુ. મોરબીના મે. દરબાર સાહેબ તર્ફથી તથા કમિટીના પ્રશીડેન્ટ સાહેબ તર્ફથી રૂ૨-૬-૦ મીઠાઈ—ખરણટીંબા. જોડીવાના રહીશ હરીશંકર વાલજીએ રૂ૦ા। સાકર—સીધાવદર. ઝાલા દીપસાંગજી વિગેરે રૂ૨ા મીઠાઇ—મીણાપુર. મે. તાલુકદાર સાહેબ તર્ફથી રૂ૨ા ભુકો રૂ૦ા મીઠાઈ—એરાળી. માજી મહેતાજી હરિલાલ મનસુખરામે રૂ૩) ચોપડીયો રૂ૦ા મીઠાઇ—ભોઇકા. રાણા ગજસંગજી નારસંગજી તર્ફથી રૂ૨) સાકર—ખાંડીયા. આ. ભોઇકા થાણદાર તર્ફથી રૂ૦ા સાકર—પાણશિણા. મે. વહિવટદાર સાહેબે રૂ૩) મીઠાઈ—હડાળા. મે. વહિવટદાર સા. જીવણરામ લક્ષ્મીરામ તથા બીજા મેમ્બરોએ રૂ૫) રૂમાલ રૂ૧) સાકર રૂ૨) મહેતાજીને રૂ૦-૧૦-૦ ગરીબના છોકરાઓને—પચ્છમ. મે. હડાળાના વહિવટદાર સા. તથા પટેલીઆઓ તર્ફથી રૂ૧-૬-૦ રૂમાલ રૂ૦-૧૧-૦ ચોપડીયો રૂ૦ા મીઠાઈ રૂ૨) મહેતાજીને—ધ્રાંગધ્રા. રા. વૈદ્યરાજ અંબાશંકર રૂ ૫) ચોભડાં—માલવણા. રાણા કેશરીસીંગ તથા બાવા નારણદાસ તર્ફથી રૂ૧) દ્રાક્ષ—કુડા. ઝાલા. જીવાજી રવાજી તથા ઝાલા ખેંગાર તર્ફથી રૂ૧) મીઠાઈ—ટીકર. મહેતા જેઠા ખોડીદાસ તર્ફથી રૂ ૫) છોકરાઓને જમાડ્યા—વાંટાવદર. શા. કરશનજી પારસીર તર્ફથી રૂ૧ા દરાક્ષ—દેવળીયા. બ્યાસ રૂગનાથજી વાલજી રૂ૧) દ્રાક્ષ—હળવદ. ધ્રાંગદરાના ભટ. ત્રંબકરામ વલભરામે રૂ૦ા મીઠાઈ—સુરેલ. મે. બજાણાના ઠાકોર સાહેબખાન તર્ફથી રૂ૧) મીઠાઇ રૂ૧) મહેતાજીને વાર્ષીક પરીક્ષા વખતે પોલીસ પટેલે ટીપ કરી રૂ૩), છોકરાઓને રૂ૨) ઇનામ—લીલાપુર. ઠકર. લાલજી માલજી તર્ફથી રૂ૦ા દ્રાક્ષ—રંગપુર. વિદ્યાર્થી તળશી નથુએ પોતાના અંતકાળ વખતે રૂ૧) પતાસાં વહેંચ્યાં—ગુજર. મહાલ લીમડીના વહિવટદાર તથા જીવલાલ લક્ષ્મીરામે રૂ૧ા। ચોપડીયો રૂ૦ા મીઠાઇ—દીગસર. બ્યાસ.

હરખજી કલ્યાણજી તથા પોલીસ પટેલ મોરારજી કુંવરજી રૂ૧॥ બરફી—સદાદ. સ્કુલ કમિટિ તર્ફથી રૂ૨॥ મેહેતાજીને— રૂ૦॥ મેવો—ચોકડી. ચુડાના કારભારી સાહેબ તર્ફથી રૂ૧) મીઠાઈ રૂ૦-૧૫-૦ ગરીબના છોકરાઓને ચોપડીઓ—વઢવાણ. મુદ્રાના શેઠ ખીમજી જેરામ તર્ફથી રૂ૩૦) ચોપડીયો તથા મીઠાઇ—વઢવાણ બ્રાંચ. નં. ૧ મુદ્રાના શેઠ ખીમજી જેરામ તર્ફથી રૂ૧૨॥ ચોપડીયો તથા મીઠાઈ—વઢવાણ નં. ૨ મુદ્રાના શેઠ ખીમજી જેરામ તર્ફથી રૂ૨૨॥ ચોપડીયો તથા મીઠાઇ—રામપુરા. સ્કુલ કમિટી તર્ફથી રૂ૧) મીઠાઈ—કોરડા. સરવૈયર જગજીવન કાનજી તર્ફથી ૦-૯-૦ મીઠાઇ શેઠ કાળીદાસ ઠાકરશી તર્ફથી રૂ૦-૯-૦ મીઠાઈ સંઘજી દુલજી તથા જેરાજ વધા તર્ફથી રૂ૦-૬-૦ વઢવાણ કંન્યાશાળા. મુદ્રાના શેઠ ખીમજી જેરામ તર્ફથી રૂ ૨૫) લુગડાં તથા મીઠાઈ—માલણીયાદ. રાણાશ્રી કરણશંગજી તર્ફથી રૂ૦॥ પતાસાં—કોઠ. બાગદારો તર્ફથી રૂ૧) સાકર—કુડા. બાયાતો તર્ફથી રૂ૦॥ મીઠાઈ—ચરણીટીબા. અનુજુજ પોપટને કેશવજી ભાઇચંદ રૂ૦॥ સાકર—વઢવાણ ઇંગ્રેજીસ્કુલ. મુદ્રાના શેઠ ખીમજી જેરામ તર્ફથી રૂ૨૦) ચોપડીયો તથા મીઠાઈ—સિંધવદર. તાલુકદાર સાહેબ તર્ફથી રૂ૨) ચોપડીયા.

(સહી.) કૃષ્ણલાલ ગોવિંદલાલ.
સ. ડે. એ. ઇ. પ્રાં. ઝાલાવાડ.

## ગોહીલવાડ પ્રાંત.

જા. નં. ૩૫૫ ૨૯-૬-૮૧

**ત્રાપજ.** ખપાડાના જોસી મુળજી ત્રીકમ તથા વાલા ડાહ્યાએ રૂ૦॥ મીઠાઈ—મહુવા કંન્યાશાળા. આ. સી. મુખ્ય કારભારી રા. વજેશંકર ગૌરીશંકરભાઇએ ૫-૧૦-૦ ચોપડીયો ૪-૬-૦ લુગડાં—દઠા. મુખી રેવાશંકર મહાદેવ તથા બીજા ગ્રહસ્થોએ મળી રૂ૦॥ સાકર વેહેંચી—લાખેણી. મેહેતા અનંતરાય ભીમજી રૂ૦॥ મેહેતા પરશોતમ ગીગા રૂ૦॥ પટેલ આંબા પરમા રૂ૦ પટેલ નથુ હીરા રૂ૦ પટેલ ભીમ વસરામ રૂ૦ શા. ઠાકરસી સુંદરજી રૂ૦ શા. ઝવેર મહાવજી રૂ૦ કુલ રૂ૨॥ ઉઘરાણું કરી ઉનાળામાં છોકરાઓને પાણી પાયું—કારીયાણી. પટેલ દલા જસમત પટેલ અજા રણછોડ શા. તારાચંદ રતનશીએ મળી કુલ રૂ૦॥ મીઠાઈ—સમઢીયાળા. મેહેતાજી હરદેવ પરભુરામ રૂ૦॥ મીઠાઈ—સણોસરા. થાણદાર ગીરજાશંકર અંબાશંકર રૂ૧) મીઠાઈ બાશ્રી અદીબા રૂ૧) મીઠાઈ—ખો-

પાળા. ગામલોકોએ ૨૦ મીઠાઈ—આંસોદર. શેઠ પીતાંબરે ૨૦॥ મીઠાઈ—ભીંગરાડ. આસી. વસુલાતી અધિકારી નંદલાલભાઈ ઇંદરજી લીલીયાના વહીવટદાર મગનલાલ ગોવિંદરામ થાણદાર રામપ્રસાદ લક્ષ્મીપ્રસાદ મળી ૨૩ા સાકર પટેલ આણંદજી ડાહ્યા ૨૦ મીઠાઈ—મોટીધરાઈ. વળાના આ. કારભારીસાહેબ બજીભાઈ ૧-૪-૬ ચોપડીયો—દરેડ. વ્યાસ હરિશંકર ૨૦॥ મીઠાઈ બાશ્રી બાઈરાજબા. ૩૧૫) ચોપડીયો બાશ્રી સજુબા ૨૧૦) પાઘડી મેહેતાજીને ભાવનગર એંગ્લો વર્નાક્યુલર સ્કુલ માસ્તર મોતીલાલ ૩૧) મીઠાઈ હડમતીયાના વહીવટી કારકુન ફુલશંકરભાઈ ૩૧) સાકર—હળીયાદ. રાજશ્રી સારાભાઈ અવલરામ ૩૧) રા. ભગવતરાય માધવરાય ૨૦॥ દેશાઈ સવજી જગવ પટેલ લાલા ૨ડા પટેલ ગીલા કાળા ૨૪ા ગામલોકોએ મળી ૨૦॥ મીઠાઈ કુલ ૨૭॥ તેમાંથી ૨૩) ચોપડીયો બાકીના વધ્યા તે ગરીબના છોકરાઓને ફીને વાસ્તે અનામત રાખ્યા—પછેગામ. આ. અમારડીના થાણદાર તથા ગામના તાલુકદારોએ મળી ૨૬૫) ની ચોપડીયો—બાબરા. તાલુકે અમારડી આ. થાણદાર તથા કામદાર મોતીચંદ વીગેરે ૨૦॥ મીઠાઈ—કોટડાપીઠા. જમીદાર પેલાભાઈ જાવજી ૨૦॥ સાકર—લાઠી. ખુદાવંદ ઠાકોરસાહેબે ૨૪) મીઠાઈ મુખ્ય કારભારી માણેકલાલ લાધાભાઈ કંન્યાયોને ૩૧)ચોપડીયો—લીમડા. સ્કૂલ કમિટિ તરફથી ૨૧॥ ચોપડીયો ૨૦॥ મીઠાઈ કુલ ૩૨)

(સહી) કનૈયાલાલ ગિરધરલાલ
સ. ડે. એ. ઈ. પ્રાં. ગોહીલવાડ.

## પ્રાંત હાલાર.

જા. નં. ૩૫૮ ૧૦-૭-૮૧

જોડીયા. મે. ડાકટરસાહેબને ત્યાં કુંવરનો જન્મ થવાથી ૨૧॥ મેવો વહેંચ્યો—વણથળી. મે.મામલતદારસાહેબ અને બીજા કચેરીમંડળે ૩૦-૧૦-૦ મીઠાઈ ૨૦॥ ગરીબના છોકરાઓને કાગળ—વડાળા શેરના. વાર્ષીક પરીક્ષા વખતે પ્રેસીડેન્ટ મહાલકરીસાહેબે તથા કમિટિના મેંબરોએ ૨૦॥ પતાસાં—ભાડળા. આજમ ન્યાયાધીસસાહેબે પહેલા આ. કેશવજી ૨૦॥ બી. આ. પ્રભાશંકર ૨૦ મોળીયું દફતર બાંધવા સારૂ ૩૨॥ સાકર—કાળાવડ. નવાનગરના દીવાનસાહેબ મે. મગનલાલ બાપુભાઈ તથા મોરબીના કારભારી રાવબહાદુર પોપટભાઈ તથા ધ્રોળના કારભારી આ. પ્રેમાનંદદાસ ૨૧)—કાળાવડ કંન્યાશાળા. ૩૦-૯-૦ પતાસાં ઉપરના ગ્રહસ્થોએ—વવાણીયા. દેશાઈ મનજી કેશવજી ૨૦॥ ખારેક ટોપરાં—પુનડા. કિ

હરખજી કલ્યાણજી તથા પોલીસ પટેલ મોરારજી કુવરજી રૂ૧ાા ખરકી- **સદાદ.** સ્કુલ કમિટિ તર્ફથી રૂ૨ાા મેહેતાજીને— રૂ૦ાા મેવા—**ચોકડી.** ચુડાના કારભારી સાહેબ તર્ફથી રૂ૧) મીઠાઈ રૂ૦-૧૫-૦ ગરીબના છો- કરાઓને ચોપડીઓ—**વઢવાણ.** મુદ્રાના શેઠ ખીમજી જેરામ તર્ફથી રૂ૩॰) ચોપડીયો તથા મીઠાઇ—**વઢવાણ બ્રાંચ.** નં. ૧ મુદ્રાના શેઠ ખીમજી જેરામ તર્ફથી રૂ૧૨ાા ચોપડીયો તથા મીઠાઈ—**વઢવાણ નં. ૨** મુદ્રાના શેઠ ખીમજી જેરામ તર્ફથી રૂ૨૨ાા ચોપડીયો તથા મીઠાઇ—**રામપુરા.** સ્કુલ કમિટી તર્ફથી રૂ૧) મીઠાઈ—**કોરડા.** સરવૈયર જગજીવન કાનજી તર્ફથી ૦-૯-૦ મીઠાઇ શેઠ કાળીદાસ ઠાકરશી તર્ફથી રૂ૦-૯-૦ મીઠાઈ સંઘજી દુલજી તથા જેરાજ વધા તર્ફથી રૂ૦-૬-૦ **વઢવાણ કંન્યાશાળા.** મુદ્રાના શેઠ ખીમજી જેરામ તર્ફથી રૂ ૨૫) લુગડાં તથા મીઠાઈ—**આલ- ણીયાદ.** રાણાશ્રી કરણશંગજી તર્ફથી રૂ૦ાા પતાસાં—**કોઢ.** ભાગદારો ત- ર્ફથી રૂ૧) સાકર—**કુડા.** ભાયાતો તર્ફથી રૂ૦ાા મીઠાઈ—**ચરણીટીબા.** ચત્રભુજ પોપટને કેશવજી ભાઇચંદ રૂ૦ાા સાકર—**વઢવાણ ઇંગ્રેજીસ્કુલ.** મુદ્રાના શેઠ ખીમજી જેરામ તર્ફથી રૂ૨૦) ચોપડીયો તથા મીઠાઈ— **સિંધવદર.** તાલુકદાર સાહેબ તર્ફથી રૂ૨) ચોપડીયા.

(સહી.) ક્રષ્ણલાલ ગોવિંદલાલ.
સ. ડે. એ. ઇ. પ્રાં. ઝાલાવાડ.

## ગોહીલવાડ પ્રાંત.

જા. નં. ૩૫૫ ૨૯-૬-૮૧

**ત્રાપજ.** ખપાડાના જોસી મુળજી ત્રીકમ તથા વાલા ડાહ્યાએ રૂ૦ાા મીઠાઈ—**મહુવા કંન્યાશાળા.** આ. સી. મુખ્ય કારભારી રા. વજેશંકર ગૌરીશંકરભાઇએ ૫-૧૦-૦ ચોપડીયો ૪-૬-૦ લૂગડાં—**દઠા.** મુખી રેવા- શંકર મહાદેવ તથા બીજા ગ્રહસ્થોએ મળી રૂ૦ાા સાકર વહેંચી—**લાખેણી.** મેહેતા અનંતરાય ભીમજી રૂ૦ાા મેહેતા પરશોતમ ગીગા રૂ૦ાા પટેલ આંબા પરમા રૂ૦ા પટેલ નથુ હીરા રૂ૦ા પટેલ ભીમ વસરામ રૂ૦ા શા. ઠાકર- સી સુંદરજી રૂ૦ા શા. ઝવેર મહાવજી રૂ૦ા કુલ રૂ૨ા ઉઘરાણું કરી ઉના- ળામાં છોકરાઓને પાણી પાયું—**કારીયાણી.** પટેલ દલા જસમત પટેલ અજા રણછોડ શા. તારાચંદ રતનશીએ મળી કુલ રૂ૦ાા મીઠાઈ—**સમ- ઢીયાળા.** મેહેતાજી હરદેવ પરભુરામ રૂ૦ાા મીઠાઈ—**સણોસરા.** થાણદાર ગીરજાશંકર અંબાશંકર રૂ૧) મીઠાઈ ખાજી અદીબા રૂ૧) મીઠાઈ—**ખો-**

પાળા. ગામલોકોએ રૂ૧ મીઠાઈ—આંસોદર. શેઠ પીતાંબરે રૂ૦॥ મીઠાઈ—ભીંગરાડ. આસી. વસુલાતી અધિકારી નંદલાલભાઈ ઈંદરજી લીલીયાના વહીવટદાર મગનલાલ ગોવિંદરામ થાણદાર રામપ્રસાદ લક્ષ્મીપ્રસાદે મળી રૂ૩ાા સાકર પટેલ આણંદજી ડાહ્યા રૂ૧ મીઠાઈ—મોટીધરાઈ. વળાના આ. કારભારીસાહેબ બજીભાઈ ૧-૪-૯ ચોપડીયો—દરેડ. વ્યાસ હરિશંકર રૂ૦ા મીઠાઈ બાઈ બાઈરાજબા. રૂ૧૫) ચોપડીયો બાઈ સજુબા રૂ૧૦) પાઘડી મેહેતાજીને ભાવનગર એંગ્લો વર્નાક્યુલર સ્કુલ માસ્તર મોતીલાલ રૂ૧) મીઠાઈ હડમતીયાના વહીવટી કારકુન ફુલશંકરભાઈ રૂ૧) સાકર—હળીયાદ. રાજશ્રી સારાભાઈ અવલરામ રૂ૧) રા. ભગવતરાય માધવરાય રૂ૦॥ દેશાઈ સવજી જગવ પટેલ લાલા રૂડા પટેલ ગીલા કાળા રૂ૪ા ગામલોકોએ મળી રૂ૦॥ મીઠાઈ કુલ રૂ૭ા તેમાંથી રૂ૩) ચોપડીયો બાકીના વધ્યા તે ગરીબના છોકરાઓને ફીની વાસ્તે અનામત રાખ્યા—પછેગામ. આ. ચમારડીના થાણદાર તથા ગામના તાલુકદારોએ મળી રૂ૬૫) ની ચોપડીયો—બાબરા. તાલુકે ચમારડી આ. થાણદાર તથા કામદાર મોતીચંદ વીગેરે રૂ૦ા મીઠાઈ—કોટડાપીઠા. જમીદાર પેલાબાઈ જીવજી રૂ૦ા સાકર—લાઠી. ખુદાવંદ ઠાકોરસાહેબે રૂ૪) મીઠાઈ મુખ્ય કારભારી માણેકલાલ લાધાભાઈ કંન્યાયોને રૂ૧)ચોપડીયો—લીમડા. સ્કૂલ કમિટિ તરફથી રૂ૧ાા ચોપડીયો રૂ૦ા મીઠાઈ કુલ રૂ૨)

(સહી) કનૈયાલાલ ગિરધરલાલ
સ. ડે. એ. ઈ. પ્રાં. ગોહીલવાડ.

**પ્રાંત હાલાર.**

જા. નં. ૩૫૮ ૧૦-૭-૮૧

જોડીયા. મે. ડાકટરસાહેબને ત્યાં કુંવરનો જન્મ થવાથી રૂ૧ાા મેવા વહેંચ્યો—વણથળી. મે.મામલતદારસાહેબ અને બીજા કચેરીમંડળે ૨૦-૧૦-૦ મીઠાઈ રૂ૦ા ગરીબના છોકરાઓને કાગળ—વડાળા રોકના. વાર્ષીક પરીક્ષા વખતે પ્રેસીડેંટ મહાલકરીસાહેબે તથા કમિટિના મેંબરોએ રૂ૦॥ પતાસાં—ભાડળા. આજમ ન્યાયાધીસસાહેબે પહેલા આ. કેશવજી રૂ૦॥ ખી. આ. પ્રભાશંકર રૂ૧ મોળીયું દફતર બાંધવા સારૂ રૂ૨॥ સાકર—કાળાવડ. નવાનગરના દીવાનસાહેબ મે. મગનલાલ બાપુભાઈ તથા મોરબીના કારભારી રાવબહાદુર પોપટભાઈ તથા ધ્રોળના કારભારી આ. પ્રમાનંદદાસ રૂ૧)—કાળાવડ કંન્યાશાળા. ૨૦-૯-૦ પતાસાં ઉપરના ગ્રસ્થોએ—વવાણીયા. દેશાઈ મનજી દેશવજી રૂ૦ા ખારેક ક્રોપરાં—ધુનડા. કમિ-

## केळवणी खातानो रीपोर्ट सने १८८०-८१

### ઉપજ ખરચ.

આ વરસે મુંબાઇ ઇલાકાના કેળવણી ખાતાને કેટલા રૂપિયા મળ્યા ને તે કયે કયે ખાતે તથા પાછલા વરસ કરતાં તેમાં કેટલો વધારો ઘટારો થયો તે જણાવવા ડીરેક્ટર સાહેબ નીચલો કોઠો આપેછે.

| | | વધારો | ઘટારો |
|---|---|---|---|
| પ્રાવિન્શિયલ ફંડ. | રૂ. ૧૦૮૯૧૧૮ | ,, | રૂ. ૧૩૫૧૧ |
| સેસ (જીલ્લાના લોકલફંડ) | ૭૪૯૯૫૮ | ,, | ૧૯૨૦૫ |
| ફી. પ્રાવિન્શિયલ | ૧૮૦૪૫૧ | ૧૯૨૪૭ | ,, |
| ,, લોકલફંડની | ૧૨૯૧૭૭ | ૯૭૦૦ | ,, |
| દેશી રાજ્યોના ફંડ | ૧૫૩૯૯૫ | ૬૦૩૭ | ,, |
| ઉઘરાણું | ૨૪૭૪૩ | ૧૦૧૨૨ | ,, |
| મ્યુનિસિપાલ મદદ | ૮૧૧૮૦ | ૭૩૧૦ | ,, |
| ચાપણોનું વ્યાજ | ૫૭૭૨૩ | ૬૭૯૭ | ,, |
| પરચૂરણ | ૧૮૧૦૩ | ,, | ૭૮૦૯ |
| | ૨૫૨૦૭૮૮ | ૫૯૨૧૩ | ૪૦૫૨૫ |

આ હિસાબમાં કેળવણીખાતાના વહીવટ હેઠના નાણાંજ ગણેલાછે તેથી દેખરેખ નીચેની નિશાળોની ઉપજ પણ ઉમેરતાં સરકારી ઠરાવમાં બતાવ્યા પ્રમાણે આ ઇલાકાની ઉપજ નીચે પ્રમાણે થાયછે.

| | |
|---|---|
| પ્રાવિન્શિયલ | રૂ. ૧૦૮૯૦૦૦ |
| સેસ (લોકલફંડ) | રૂ. ૭૦૦૦૦૦ |
| ફી, ઉઘરાણું, ચાંપણ, વગેરે ખાનગીરીતે | રૂ. ૧૩૬૦૦૦૦ |
| | કુલ રૂ. ૩૧૪૯૦૦૦ |

આ આંકડા જોઈ સરકાર એમ અભિપ્રાય આપેછે કે જાહેર કેળવણીનું કામ પોતાનાજ હાથમાં ન લેતાં સરકારે ખાનગી મહેનતને

મદદ કરવી જોઇએ એ વિચારને અનુસરતુંજ અત્રે કામ ચાલે છે. ૪૩૯૮ સરકારી નિશાળો કહેવાયછે પણ સરકારી (પ્રાવિન્શિયલ) પૈસાથીજ બધી રીતે ચાલતાં ખાતાં તો ફક્ત એમાં ૯૯ તથા ૯૬૯૮ વિદ્યાર્થીઓ છે. બાકીની ૪૨૯૯ નિશાળો જેમાં ૨૫૫૦૯૪ છોકરા ભણેછે તેતો, થોડીક ગ્રાંટની મદદથી, લોકલફંડથી, ફીથી, કે દેશી રાજ્યોના પૈસાથીજ ચાલેછે. એ નિશાળોને લગતા માણસોના પેન્શન વગેરેનું જોખમ સરકારને માથે નથી.

### નિશાળ તથા નિશાળીઆની સંખ્યા.

દેખરેખ નીચેની પણ ગણતાં કુલ નિશાળો ૫૩૪૩ તથા નિશાળીઆં ૩ લાખને ૧૬૯૭૪ હતા. મુંબાઈ ઇલાકાનું ક્ષેત્રફળ ૧૮૧૯૦૪ ચોરસ મૈલ અને વસ્તી ૨ કરોડને ૩૦ લાખ માણસની છે. ગામો ગણતાં દશ ગામે એક નિશાળ પડેછે. વસ્તીના પ્રમાણમાં સેંકડે ૧.૫૪ બ્રિટિશને ૧.૦૨ દેશી રાજ્યોમાં ભણનારની સંખ્યા જણાયછે એ સરાસરી ગૂજરાતમાં ઘણામાંઘણી અને સિંધમાં થોડીછે. કાઠીયાવાડમાં સરાસરી ૧.૪૦ જોઈ સરકાર એ પ્રાંતના દરબારોને શાબાસી આપેછે.

ગયા વર્ષ કરતાં ૪૬૮ નિશાળો અને ૪૧૮૪૧ નિશાળીઆનો આ વરસે વધારોછે. તેની વિગત નીચે પ્રમાણે.

| પ્રાંતનું નામ | નિશાળો વધી | નિશાળીયા વધ્યાં |
|---|---|---|
| મધ્યપ્રાંત | ૧૯૧ | ૮૮૫૭ |
| ઇશાનપ્રાંત | ૭૯ | ૫૫૬૦ |
| ઉત્તરપ્રાંત | ૪૭ | ૧૨૦૦૨ |
| દક્ષિણપ્રાંત | ૧૨૬ | ૧૩૫૮૩ |
| સિંધ | ૨૧ | ૧૪૧૨ |
| એડન | ૪ | ૪૨૭ |

આ જોતાં માલમ પડેછે કે સઘળા પ્રાંતોમાં આ વરસે સારો વધારો છે. નિશાળીયાના વધારામાં તો ઉત્તર ને દક્ષિણ પ્રાંત એટલે આપણું ગૂજરાત ને દક્ષિણમહારાષ્ટ્ર હમેશની માફક સૌની ઉપર આવેછે.

ઇંગ્રેજી ભણનારની સંખ્યા ૨૨૨૩૭ હતી. એટલે, ગયાં વરસ કરતાં એકંદર વધારો ૨૩૦૭ છોકરાનો જણાયછે.

સંસ્કૃત ભણનારા જુમલે ૩૨૯૫ હતા, એમાં ૨૭૭ નો વધારો છે. ફારસી ભણનારની સંખ્યા ૧૧૮૦ ને આ વરસે ૫૧૩ નો વધારો હતો.

એ મેથી ઉતરતે દરજ્જે લાટિનનો અભ્યાસ થતો જણાયછે. આ વરસે ૭૩૯ જણ એ બાષા ભણતા હતા, પણ પાછલા વરસ કરતાં ૧૧૫ ઓછા હતા. ૧૦૪ માણસ ફ્રેંચ ભણતા હતા. એ. પણ એક નોંધવા લાયક હકીકત છે.

દેશી બાષા ભણનારા ૧૭૩૭૦૬ હતા. જેમાં ૧૦૭૧૮૫ ગ્રેસ ભરનારનાં છોકરાં હતાં. ગયા સાલ કરતાં એવુના છોકરાની સંખ્યામાં ૭૯૬૮. નો વધારો છે.

### યુનિવર્સિટીની પરીક્ષાઓ વગેરે.

બધી. પાઠશાળાઓમાંથી કેટલાક વિદ્યાર્થીઓ યુનિવર્સિટીના જૂદી જૂદી પરીક્ષાઓ આપવા આવ્યા, કેટલા પાસ થયા, અને તેમાં દરેક જાતના કેટલા હતા તે નીચેના કોઠા ઉપરથી જણાશે:

| પરીક્ષાનું નામ | કેટલા ઉમેદવાર | કેટલા પાસ | જાત | | | |
|---|---|---|---|---|---|---|
| | | | ખ્રીસ્તી | હિંદુ | મુસલમાન | પારસી |
| ફર્સ્ટ. એગ્ઝા ઇન આર્ટસ | ૧૫૦ | ૭૧ | ૧ | ૫૬ | ૧ | ૧૩ ,, |
| પ્રીવીઅસ એગ્ઝા મિનેશન | ૨૫૫ | ૧૦૮ | ૧ | ૮૭ | ૧ | ૧૯ ,, |
| બી.એ.એટલે બાચેલર આવઆર્ટસ | ૧૦૦ | ૩૪ | ,, | ૨૫ | ,, | ૯ ,, |
| ફર્સ્ટ. બી. એસ. સી. | ૨ | ૨ | ,, | ૧ | ,, | ૧ ,, |
| માસ્તર આવ આર્ટસ. | ૭ | ૪ | ,, | ૨ | ,, | ૨ ,, |
| બાચેલર આવ લૉઝ | ૨૫ | ૧૭ | ,, | ૧૨ | ,, | ૪ ૧ |
| ફર્સ્ટ એલ. એમ. એસ | ૨૮ | ૨૧ | ૪ | ૫ | ૧ | ૯ ૨ |
| એલ. એમ. એસ. | ૨૮ | ૨૪ | ૧ | ૭ | ,, | ૧૬ ,, |
| ફર્સ્ટ. એલ. સી. ઈ. | ૩૯ | ૨૯ | ૧ | ૧૯ | ૧ | ૮ ,, |
| એલ. સી. ઈ. | ૨૩ | ૧૭ | ,, | ૧૩ | ,, | ૪ ,, |

અમદાવાદ ખાતેની આપણા પ્રાંતમાંની ગુજરાત કાલેજમાં ગયે વર્સે ૧૭ ભણનાર હતા તે વધીને આ વર્ષના ઘણા ભાગ સુધી ૩૨ ની સરાસરી હાજરી હતી, પણ યુનિવર્સિટીની પ્રીવિઅસ પરીક્ષામાં એ કાલેજની સારી ફતેહ ન થવાથી તે ઘટીને પાછી ૨૪ ની થઈ ગઈ હતી. એ પરીક્ષામાં ૩૭ મોકલ્યા તેમાંથી માત્ર ૧ જણજ પાસ થયા હતા. ફીની ઉપજ આખા વરસમાં રૂ. ૧૯૪૨ હતી.

દક્ષિણમાં આ વરસે કોલ્હાપુરની રાજારામ હાઇસ્કૂલને વધારી કાલેજ કરવામાં આવી હતી તેનું પરિણામ સારૂં જણાયછે. ત્યાંથી પ્રીવિયસ પરીક્ષામાં ૫ ઉમેદવાર ગએલા તેમાંથી ૨ પાસ થયાછે.

---

# ઇંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઇતિહાસ.

## પ્રકણ ૨ જું. જેમ્સનો પ્રજાવિરોધ.

સત્તરમા સૈકડાનો પૂર્વાર્દ્ધ, એટલે, ઇ. સ. ૧૬૦૩ થી ૧૬૪૯ સુધીનો વખત ઇંગ્લાંડના ઇતિહાસમાં બહુ અગત્યનો છે. દુનિયામાં પહેલાં કોઇએ ન કરેલું, કે ન સાંભળેલું, એવું એક મહા દારૂણ પરાક્રમ ઇંગ્રેજોએ આ સમે કર્યું. રાજાના અતિશય જુલમનું આ ઓસડ તો પરમેશ્વરેજ કરી રાખ્યુંછે કે આખરે કોઇ મરણીઓ થઇ તેની સામો ઉઠે, અને ઝેર ખંચર, કે જુદ્ધથી દુનિયાનું દુઃખ હરે. પણ ઇંગ્રેજ લોકે તો પ્રથમ રાજાને પોતાના હકને સારૂ બહુ બહુ વીનવ્યો; ઘણી ઘણી જુક્તિઓ કરી; અને જ્યારે તે નજ સમજ્યો, ત્યારે બધા એક તંતે હથીઆર લઈ ઉભા થયા, મોટી જંગ મચાવ્યો, અને આખરે તેને હરાવી, પકડી, તથા સાધારણ ગુનેહગારની માફક તેની ઉપર કાયદેસર કામ ચલાવી, જાહેરમાં તેને ગર્દન માર્યો! આવું જગતમાં પૂર્વે કોઈ પણ દેશમાં થયું જણાયું નથી. એને મળતું કાંઇક ઉદાહરણ ભરતખંડના વેનરાજાનું મળી આવેછે.

આ મોટા પ્રજાપ્રકોપના મૂળ જેમ્સ રાજાએજ રોપ્યાં હતાં માટે આ રાજાનો સ્વભાવ, રાજનીતિ, તથા પાર્લમેંટ સાથના ટંટા બરાબર જાણવા જોઇએ કે તે ઉપરથી આવતા રાજમાં જે મોટો એ બનાવ બન્યો તે બરાબર સમજાય.

જેમ્સનો સ્વભાવ. આ રાજા બેશક ઘણો વિદ્વાન અને બુદ્ધિવાળો પણ હતો. તોપણ ઇતિહાસમાં એ બેવકુફનો સરદારજ લખાયોછે, અને તે વાજબીછે. એનામાં બે મોટી ખામીઓ હતી. એકતો એને દેશ કાળનું સાન નહિ, અને બીજું મમત બહુ ભારે. પારકાનું મન વર્તવાની એનામાં શક્તિ થોડીજ હતી, અને કાંઈ હતી તેપણ એના મમત્વ આગળ નકામી થઈ પડતી. એને ખબર નહોતી કે હેત પ્રીતથી જેટલું કામ થાયછે, તેટલું મમતામમતીથી થતું નથી. આ સંસારમાં લોકનું મન રાખી વર્ત-

વાની જરૂર રાજા અને રંક સર્વેનેછે. આખું જનમંડળ એકના વિચારથી દોરાય એમ ધારવું એ જેટલું અન્યાયી તેટલુંજ મૂર્ખાઈ ભરેલુંછે. જન વિચારનો પ્રવાહ કાળાનુસાર જે દિશામાં ચાલતો હોયછે તે દિશામાંથી તે
૪ કોઈને પણ કદી પાછો હઠતો નથી. સમયનાયકો થાયછે તે આ દિશાને ઓળખી અગ્રણીપદ ધારણ કરવાથીજ.

સમો ઓળખ્યા વિના કોઈની સિદ્ધિ નથી. સમાની વિરુદ્ધ મથનારા હમેશાં હારજ ખાયછે. દેશકાળનું અજ્ઞાન એ સ્ટુઅર્ટ વંશનો મોટો ગુનોહ હતો, અને તેથીજ તેમના પૂરેપૂરા ભોગ મળ્યા. આપણે જોઇશું કે તેઓ કાંઈ પાછલા રાજાઓ કરતાં છેક વધારે જુલમી હતા એમ તો નહોતું, પણ તેમની રીત સમાવિરુદ્ધ—લોક વિરુદ્ધ—હતી, એજ તેમની સઘળી કમબખ્તીઓનું મૂળ કારણ હતું.

**જેમ્સની રાજનીતિ.** પાછળ આપણે કહીગયા તે પ્રમાણે આ સમે ઇંગ્લેંડમાં ધર્મ સુધારાની ઇચ્છા ઘણીવધી ગઈ હતી. બધા પ્યુરિટાન કે પ્રેસ્બિટારિઅન નહોતા, તોપણ ઘણાખરાની રૂખ રોમિશ માર્ગની તો વિરુદ્ધજ હતી. પહેલાં એ માર્ગને તેઓ જેટલા આધીન હતા, તેટલાજ આજ વૈરી થઇ રહ્યા. તેઓની ઝનુંત આ બાબત એટલી વધી ગઇ હતી કે યૂરોપના ધર્મ જુદ્ધમાં ઇગ્લાંડે ખૂબ ઘૂમવું એમ તેઓની ઇચ્છા હતી. જેમ્સ રાજાનો વિચાર એથી કેવળ ઉલટો હતો. એને પરદેશ સાથે લડાઈ કરવાનું કોઇ કહેતું, તો ભારે ચીડ ચડતી.

બીજું, આખી પ્રજાના મનમાં એમ હતું, કે યુવરાજને કોઈ પ્રોટેસ્ટંટ કન્યા સાથે પરણાવવો જોઇએ; પણ જેમ્સે તો સ્પેન (જે પ્રોટેસ્ટંટોને પીડનારા રાજ્યોમાં અગ્રેસર હતું) તેનીજ કુંવરી લાવવા જીઓ ત્યાં સુધી ઘણું કરીને ભાંજઘડ ચલાવ્યા કીધી, પોતાના જમાઇનું રાજપાટ ગયું તોપણ એ તેની મદદે લડાઇમાં ન ઉતરતાં આ સગપણ બાંધવાની લાલચમાંજ લપટાઇ રહ્યો.

પોતાના દીકરાને સ્પેનમાં પરણાવવાની આટલી બધી એને લલુતા હતી તેનાં બે કારણ હતાં. એક તો એ લગનથી મોટી પહેરામણીની એ આશા રાખતો હતો, અને પૈસાની શી વિશેષ જરૂર હતી તે આગળની હકીકત ઉપરથી સ્પષ્ટ સમજાશે.

બીજાું એ એમ ધારતો હતો કે સ્પેન સાથે સગપણ થાય, તો તેના
વસીલાથી હું મારા જમાઇને આસ્ત્રિયા પાસેથી તેનું રાજ પાછું અપા-
વી શકીશ. એ હમેશાં અભિમાનથી બોલતો કે રાજકાજની વાતમાં પાર્લામેં-
ટવાળા શું સમજેછે. એ લોક લડાઇ લડાઇ કરી રહ્યાછે, પણ મારી ગત ૨
એવીછે કે વગર લડાઇએ જે જોઇએ છીએ તે સઘળું મળી આવશે.
શી ગાંડાઇ ! રાજ મામલાનો ફડચો તે કોઇ દહાડે પણ બાઇ બાપાથી
આવ્યોછે? રાજ્યોના સંબંધમાં તો ભય વિના પ્રીત નહિ એજ કહેવત
ખરીછે, અને પરિણામે જેમ્સને તેમ માલમ પડ્યું.

પરદેશ સાથે લડાઇઓ ન ઉઠાવવામાં રાજાની બીજી પણ મોટી મ-
તલબ હતી. લડાઇઓ ઉઠાવે તો લખલૂટ નાણાંનો ખપ પડે; તે આપ-
વાં પાર્લામેંટને હાથ; અને તે આખરે આપે તો ખરી, પણ આપતી વેળા
પ્રજાના હક તે સાંભળ્યા તથા વધાર્યા વિના રેહે નહિજ. હવે રૈયતના હક
તોડવાને, પોતાની સત્તા ઇશ્વરીછે એમ મનાવું, એતો આ રાજા પોતાનું ક-
ર્તવ્યજ સમજી બેઠો હતો. તેથી જે થાય તે ખરૂં, પણ લડાઇના ખર્ચમાં
ન પડવું એ એની રાજનીતિનો મૂળ પાયો હતો. આ સમજ પણ એની
ગાંડીજ હતી. ધર્મ રક્ષણને કાજે ઇંગ્રેજો એવા આ સમે આતુર થઇ
રહ્યા હતા, કે જો જેમ્સે તેમની મર્જી પ્રમાણે પરદેશમાં લડાઇઓ ચલા-
વી હોત, તો હોંસે હોંસે પૈસા આપત; અને એની ઉપર એવા રાજી
રાજી થઇ જાત કે દેશમાં એ આપ અખત્યારી ચલાવતો હતો તેની
પણ વખતે દરગુજર કરત.

ટ્યુડર વંશીઓની રાજકળા એજ હતી. તેઓ દેશાવરખાતે એવા
જય જયકાર ઉડાવતા, કે આખી પ્રજા તેમની ઉપર મોહીત થઇ રેહેતી.
તેમજ સ્વદેશ કાર્યમાં કાંઇ સુધારાની તૃષ્ણા લોકોને બહુ થએલી દેખતા,
તો તે તેઓ પોતાની મેળેજ કરતા. આમ કરવાથી પ્રજાને હક દાખલ
માગવાની જરૂર થોડીજ પડતી, અને એ રીતે હક માગવાનો અભ્યાસ
ઓછો થઇ જવાથી કોઇ પ્રસંગે જરૂર પડતી, તોપણ તેમનાથી બોલી
શકાતું નહિ. તે છતાં કોઈ સમે લોકોની ઉડાવણી બહુજ દેખતા, તો તેઓ
સમજીને લટી જતા. ટ્યુડર રાજાઓની બીજી ગત એ હતી, કે લોકોના
મન કચવાએલાં હોય તે સમે રાજનો ખર્ચ એવી કરકસરથી કરતા, કે

પાર્લામેંટ બોલાવવાની જરૂરજ પડે નહિ, અને એ દરમ્યાન કાંઈ લોક પ્રિય કામ આદરી પાછા બધાને વશ કરી લેવા. જેમ્સની રીત આથી ઉલટી હતી. ઇલિઝાબેથને લડાઈ સમે જેટલો ખર્ચ થતો તેથી દોઢો બમણો તો આ રાજાને આડે દહાડેજ થઇ જતો, અને તેથી એને જાત જાતના જુલમ કરવા છતાં આખરે પાર્લામેંટ બોલાવવાની પણ જરૂર પડતી.

જેમ્સની રાજનીતિમાં આથી પણ મોટી ભૂલ એ હતી કે એ ધર્મ સુધારાની આડે આવ્યો. એ ધર્મ સુધારો હાલ હદપાર જવા માગતો હતો અને રોમન કાર્થોલિકોનો દ્રોહ તો બેશક ગેરવાજબી અને ખોટોજ હતો. એ વાત સઘળી ખરી, તોપણ લોક વિચારનો પ્રવાહ એ દિશામાં દોડતો હતો એમાં કાંઈ શક નથી, અને એમ હતું તો જેમ્સ રાજાએ ઇલિઝાબેથની પેઠે તેને અનુસરીનેજ ચાલવું હતું. એ વેહને અટકાવતાં તેનું બળ ઉલટું વધ્યું, અને તેણે ઉથલી રાજવંશનેજ મૂળથી ઉખેડી નાખ્યો. પ્રજા સાથે ધર્મવિરોધ બાંધી કોઇ રાજાએ સાર કાઢ્યો નથી.

**રાજદરબારની બેહ્યા બદફેલી.** ધર્મવિરોધ ઉભો કરી રાજા લોકને અળખામણો તો થઇજ રહ્યો હતો, તે સમે દરબારના એવા ઢંગને ફજેતા હતા, કે તે જોઇ લોકોમાં પરંપરાની રાજ ભક્તિ કાંઇક રહી હતી તે પોતાની મેળેજ નાશવા લાગી. આ સમે ઇંગ્લાંડના દરબારની અનીતિઓ નીચ, ગંદી, ને હેવાનીઅત ભરેલી હતી. રાજા પંડે એક નીચ જુવાનીઆ ઉપર ફિદા હતો. તેને મોટે માન મરતબે ચડાવી દઇએ એ તેનુંજ કહ્યું કરતો. આ માનીતો એક ઊંચ કુળની ઠકરાણી સાથે લાગેલો હતો અને આ નાપાક મોહોબતને તોરો ખોસાવવા જેમ્સ રાજાએ તેના ધણીથી છૂટા છેડા કરાવી આપી તેને એની સાથે જાહેરમાં પરણાવી! આ કુપાત્ર જોડું આખરે ધતર મતર તથા ઝેર દેવાના કામમાં પકડાયું, અને તોપણ રાજાએ તેને દેહાંત ડંડથી ઉગારી લીધું.. પછીથી રાજાએ બીજાને માનીતો કર્યો, અને તેને પણ જોતજોતાં ચડાવી ચડાવી બકિંગહામનો ઠાકોર બનાવી દીધો. આ માનીતો પેહેલા કરતાં પણ વધારે દુષ્ટ ને દુરાચરણી નીકળ્યો, અને તેથી રાજાને સઘળા ફિટ ફિટ કરવા લાગ્યા. પ્યુરિટાન લોકોને જે રાજ સામું ઉંડું વૈર આવ્યું તેનું મૂળ કારણ આ સમેની બેહાઇ ભરી અનીતિઓજ હતી. એ લોક કેવા ચોખા, વૈરાગ્ય યુ-

દિવાળી; અને દરબાર કેવું વિષયી, પાપી! તેમનાથી આવી બેહાઇ કેમ જોઈ શકાય? જોઈ શકાતી નહોતીજ. તેઓ દાંત કકડાવીને રહ્યા હતા, અને ફકત અટકાવ રાજાનો ડર એજ હતો. એ ડર ધીમે ધીમે ધસાઇ ગયો, અને તેનું કારણ પણ જેમ્સની તથા એના દીકરાની નાદાની ભરેલી નબળી રાજનીતિજ.

મંત્રી મંડળનો ભાર જેમ્સ રાજાએ પોતાની મેળેજ ભાગી નાખ્યો. ઇલિઝાબેથનો જૂનો, અનુભવી, તથા ખબરદાર કારભારી સેસિલ જીવ્યો, ત્યાં સુધી તો આ રાજા તેના કહ્યામાં કાંઈ રહ્યો; પણ તે મરી ગયો ત્યાર પછી એ પોતાની અથવા પોતાના નીચ માનીતાઓની મર્જી પ્રમાણે ચાલવા લાગ્યો. મંત્રી મંડળ તો નામનુંજ થઇ રહ્યું. તેનું કાંઇ ચાલે નહિ, અને તેથી તે તઈનો લોકમાં જે દામ પડતો હતો તે જતો રહ્યો.

આઃમો હેવી કે ઇલિઝાબેથ ગમે એવા સ્વચ્છંદી સ્વભાવનાં હતાં, તોપણ રાજકાજમાં પોતાના મંત્રી મંડળનીગંભીરાઇથી સલાહ લીધા વિના એક ડગલું ભરતા નહિ, અને તેથી દેશ પરદેશમાં તેઓ જે જે કામ આરંભતા તેમાં તેમની ફતેહજ થતી. રાજનું વહાણ, અનુભવી ને શાણા સુકાનીઓની સંમતિ લીધા વિના કદી પણ સલામતીથી ચાલી શકતું નથી.

જેમ્સ પોતાની અક્કલથી ચાલી પરદેશમાં શી આબરૂ કમાવો તે લોકોએ જોઇ લીધી, અને રાજા નામનો જે ટયુડરવંશીઓએ લોકોમાં પ્રતાપ બેસાડ્યો હતો તે હવેથી બંધ પડ્યો. પરદેશમાં આ સમે ઇંગ્લાંડના ભળની જે હાંસિ થતી તે સાંભળી લોકો બળી જતા, ને પોતાના રાજાને બાયલો કહી ભાંડતા. પ્રજા જ્યારે પરદેશ સાથે જંગ મચાવવાને તત્પી રહી હોય, તે સમે રાજા તે વાતની ના પાડે, તો પછી તે લોકની નજરમાં હલકો પડે એમાં શી નવાઈ?

આ રીતે પ્રજાપ્રકોપને ઉભો કરનારાં જે ત્રણવાનાં રાજાની સામા વેરભાવ, ધિક્કાર, અને તુચ્છકાર, તે સઘળાં જેમ્સના જુલમ, દરબારની બદફેલી, અને પરદેશમાં અપજશથી પેદા થયાં. એનો ભાર ભાગી ગયો, બગેમો ઉડી ગયો, ને લોકો પોતાના હકને માટે નિડરપણે બહાર પડતા શીખ્યા. આ સમે રાજાપ્રજાનો સંબંધ કેવી સ્થિતિમાં આવી રહ્યો હતો, તે પાર્લામેંટ સાથના ઝઘડા વાગે કાંઇક જણાવીએ છઇએ તે ઉપરથી જણા-

કર માલમ પડશે.

૧ લી પાર્લામેંટ એણે ઈ. સ. ૧૬૦૪ માં બોલાવી. તેના નિમંત્રણ પત્રમાં એણે સાફ લખ્યું કે પ્રજાના હક રાજાની મહેરબાનીની ઉપર આધાર રાખેછે, અને તમારે આવા આવા મુખ્ત્યારો પસંદ કરવા. પુત્રનાં લક્ષણ પારણામાંથીજ જણાયાં. રાજા ઇશ્વરી હકનો દાવો કરેછે એ વાત કાંઈ કાંઈ તો લોકોની જાણમાં આવી હતી, અને તેને આ બનાવથી ટેકો મળ્યો. એને ગાદીએ બેઠાને હજી વરસજ થયું હતું, તો પણ એટલામાં એની વર્તણુક જે જણાઈ તે ઉપરથી સર્વેને ભય ઉત્પન થયો કે એ પ્રજાના હક લૂટી લેવા ધારેછે. સ્કાટલાંડથી ગાદી લેવા આવતો હતો, તે સમેજ વાટમાં એના લસ્કરમાં કોઈ ગજવા કાતરૂ પકડાયો, તેને એણે લાગલો ફાંસી દેવડાવ્યો હતો. એ ગુનેહગાર હતો ખરો, પણ તેની ધારા મુજબ તપાસ કે ઇનસાફ થયો નહિ, એ ઇંગ્રેજ લોકોને સારૂં લાગ્યું નહિ. વળી જેમ્સનું બેડોળ શરીર તથા ચાલવાની ઢપછપ, ગામડીયા રીતભાત, ને અનાડી સાહી પતરાજી, એ સઘળું ટયુડરવંશના ભવ્ય ભૂપતિઓ જેણે નિરખેલા તેને તિરસ્કારે યુક્ત હાંસિપાત્ર હતું. તેમજ ધર્મસભા મેળવી હતી તેમાં એણે આખરે જેપ્યુરિટાન લોકને ધમકી આપી હતી તે ઘણાને ખૂબ સાલ્યા કરતી હતી.

આ કારણથી જેમ્સે પહેલીજ પાર્લામેંટ બોલાવી તે ધૂધવાતી અને પોતાના હક માટે બોલવા તૈયાર થઇને આવી. આવી કે તુર્ત તેણે કેટલાક ધર્મસુધારાની માગણી કરી, જેમાંનો એકે રાજાના જૂના મતને અનુસરતો નહોતો; અને તેની સાથે સાફ એમ પણ લખી જણાવ્યું કે પાર્લામેંટની સંમતિ વિના કંઈ પણ ફેરફાર રાજકે ધર્મની બાબતમાં કરવાનો આપઅખ્તીયાર ઇંગ્લાંડના રાજાઓને નથી, અને છે એમ કોઈ આપને સમજાવવું હોય, તો તે ફકત ભમાવેછે એમ જાણજો. પણ તેમની અર્જી ઉપર કાંઈ પણ લક્ષ ન આપતાં ઉલટો જેમ્સ તો પ્યુરિટાન લોકોપર જુલમ કરવા લાગ્યો. એણે એ મતના ૩૦૦ પાદ્રીઓની જીવાઈ લઈ લીધી, પોતે એપિસ્કોપલ માર્ગનો ખુલો હિમાયતી થઈ પડ્યો, અને તે ઉપકારના બદલામાં એ પંથના પેગંબરો ધર્માસન ઉપરથી લોકને બોધ કરવા લાગ્યા કે રાજાનો હક ઇશ્વરીછે તેથી તે જે કહે તે તમારે

માન્ય કરવું જોઇએ, અને તેની આજ્ઞા ગમે એવી હોય તો પણ તે તમારે સદા માથેજ ચડાવવી.

આ રીતે પાર્લામેંટને દુબાવ્યા કેડે તેની પાસે નાણાં માગતાં રાજાની હિંમત ચાલી નહિ, અને નાણાં તો જોઇએ તેથી એણે આપ ખૂદીથી જકાત ઉઘરાવવા માંડી. પાછલા રાજાઓ કોઈ વખ્ત એમ જકાત ઉઘરાવતા હતા ખરા, પણ જેમ્સને તો આપત્કાળ વિના એ રીત મમતમાંજ પકડવા માંડી તે રૈયતને બહુ ખોટું લાગ્યું. આ રીતની સામા પાર્લામેંટ વાંધો ઉઠાવવાનો પ્રસંગ શોધતી હતી તેવામાં તેને પાછી મેળી કરવાની રાજાને આપોઆપ જરૂર પડી, કેમકે એનો ઉડાઉ ખર્ચ જકાતની ઉપજમાંથી કાંઈ પૂરો થયો નહિ. પાર્લામેંટે આવતાંજ રાજાની ધણીએ મના છતાં આ જકાતની વાત પહેલ વહેલી હાથમાં લીધી, અને આગ્રહ લઈ બેઠી કે હવેથી એવો કાયદો થવો જોઇએ કે પાર્લામેંટની રજાવિના જેજે જકાતો મૂકી હોય તે રદ. તેજ પ્રમાણે ધર્મની બાબતમાં પણ પાર્લામેંટની સત્તાજ સર્વોપરી છે એ વાતનો મમત પકડ્યો. આ જોઈ રાજા ચોડવાયો,ને પાર્લામેંટને વિસર્જન કરી. ઈ.સ.૧૬૧૦

આ પ્રમાણે પાર્લામેંટને કાઢી મૂકી જેમ્સ એકલોજ રાજ ચલાવવા લાગ્યો. પણ નાણાં આપનાર જે પાર્લામેંટ તેના વિના આ ઉડાઉ રાજાને શીરીતે ચાલે? ચાર વર્ષ પછી હારીને બીજી પાર્લામેંટ બોલાવવી પડી.

બીજી પાર્લામેંટ માં મોકલવાના મુખ્તીયારો પસંદ કરતી વેળા લોકોએ રાજપક્ષના પુરૂષોને જેમ બને તેમ ઓછાજ મૂક્યા. આ પાર્લામેંટમાં ત્રણસેં માણસ તો એવા વર્ગના આવ્યાં કે જેમણે પહેલાં પાર્લામેંટનું કોઈ દહાડો મોંજ નહોતું જોયું; અને તે પ્યુરિટાન પંથના નિડર હિમાયતી હતા. આ નવા લોહીથી ઇગ્લાંડના પ્રજાસમાજનો દેખાવજ બદલાઈ ગયો. હર્ષ કે તિરસ્કારના ઉદ્ગાર વડે સભા ગજાવી મૂકવાનો ધારો પહેલવહેલો આ વખ્તથીજ નીકળ્યો છે. આ જોઈ રાજાતો ચોંક્યો. પાર્લામેંટને બોલાવી તેવીજ વિસર્જન કરી, અને તેમના ચાર મુખ્યોને કિલ્લામાં પૂર્યા.

**પાર્લામેંટ વિનાનું રાજ.** હવેથી રાજાએ મમતમાં ભરાઈ પાર્લામેંટ વિનાજ રાજ ચલાવવાનો નિશ્ચય કર્યો, અને જે જે વાતના પાર્લામેંટે વાંધા ઉઠાવ્યા હતા તે તે વાતો એ જાણીજોઇને કરવા લાગ્યો. જકાતથી

પૂરૂં નહિ થયું ત્યારે ઉછીતા આપો એ નામે લોકો પાસેથી બળાત્કારે નાણાં કઢાવવા માંડ્યા. આથી દેશમાં ભારે પોકાર ઉઠ્યો, ને બે ત્રણ પરગણાંવાળાઓએ તો રાજાએ ગમે તે કર્યું પણ એકે દોકડો પરખાવ્યો નહિ. બીજા પણ કેદમાં જવાનો વખત આવતો, ત્યારેજ કાંઈ પરાણે આપતા. તેથી આખા ત્રણ વરસમાં આ રીતે ૩૦ હજાર પૌંડજ રાજાને મળી શક્યા. ત્યારે હવે એણે નાણાં કઢાવવા નવી નવી જાતના અધર્મો આરંભ્યા. જાગીરદારોના સગીર બાળકોનું વાલીપણું અસલથી રાજાને સ્વાધીન હતું તે ધારાનો ગેરઉપયોગ કરી રાજાએ ખાનદાનની કન્યાઓનો વિક્રય કરવા માંડ્યો. અમીરાઇના ખિતાબની તો એ હરરાજીજ લઈ બેઠો એટલે, ગમે એવો નીચ પણ જો એને પેટપૂરે નાણાં આપે તો તેને અમીર બનાવી દેતા એ જરા પણ વિચાર કરે નહિ. આ રીતે એના એક રાજમાં આશરાઉ ૯૦ જણ અમીરો થઈ ગયા. આથી ખરા અમીરોનું માન ભંગ થવાથી તેમનાં મન બહુ ખાટાં થઈ ગયા.

આ રીતે ચોતર્ફ રૈયત ચીડવાઇ રહેલી હતી તે સમે રાજાએ ન્યાયાધીશો ઉપર બળાત્કાર કરી બળતામાં પૂરૂં ઘી હોમ્યું. આ સમેના ન્યાયાધીશો હાલના જેવા કોઇ સ્વતંત્ર બુદ્ધિના તો હતાજ નહિ. તે બિચારા બને ત્યાંસુધી રાજાની તર્ફનાજ ચૂકાદા આપતા, પણ રાજાને આ ટલુંએ પરવડ્યું નહિ, અને કોઈ કામમાં તેમણે રાજવિરૂદ્ધ ફૈસલો આપ્યા તે ઉપરથી તેમને રૂબરૂ બોલાવી ગાળોનો વરસાદ વરસાવ્યો, ને તાકીદ આપી કે ફરીથી એની વાતમાં મને પૂછ્યા વિના કાંઈ કરવું નહિ. બધા તો દબી ગયા, પણ મુખ્ય ન્યાયાધીશે દૃઢતાથી જવાબ આપ્યો કે ઇનસાફના કામમાં તમને પૂછવાનો કાંઈ આ દેશનો કાયદો નથી અને મારાથી તે નહિ બને. આ સાંભળી રાજાએ તેને તત્કાળ પદભ્રષ્ટ કર્યો. એ જુલમથી આખી પ્રજાના દિલમાં કારી ઘા વાગ્યો, કેમકે આ સમે ઇંગ્રેજ લોક સર્વને માથે *શાસ્ત્રછે એમ સમજતા થયા હતા.

આજ ટાંકણાપર યૂરોપમાં ઇલિક્ટર પાલેટાઇન પોતાનું રાજ પણ ખોઈ બેઠો, અને તે સાંભળી ઈંગ્લાંડના લોક તેની વાહારે જવા આતુર થઈ ગયા. લડાઇનો જુસ્સો દેશમાં એટલો બધો વધી ગયો કે રાજાએ

* કાયદો.

પણ તે રંગે ચડી પાર્લામેંટને બોલાવી.

ત્રીજી પાર્લામેંટ. આ પાર્લામેંટ તો પ્રેમભાવે આવી, ને રાજાની વીરવાણી સાંભળી ટોપીઓ ઉછાળી ઉછાળી હરખાવા લાગી. પણ રાજાનો ઉત્સાહ બતાવવાનોજ હતો. એની દાનત આ નિમિત્તે પૈસા કઢાવવાનીજ જણાઈ. લડાઇની વાત ધીમે ધીમે ટાઢી પડવા માંડી એટલુંજ નહિ પણ સ્પેનમાં હથીઆર મોકલવાની એણે વેપારીઓને છૂટ આપી. આથી પાર્લામેંટને ઘણી ચીડ ચડી, ને જુસ્સામાં રાજ-કાજની ખબર લેવા માંડી. વેપારના ઇજારા બંધ કરવાનું ઇલિઝાબેથે વચન આપ્યું હતું તે છતાં એ બાબતનું દુઃખ પાછું આ રાજમાં બહુ વધી પડ્યું હતું. તેથી પાર્લામેંટે ઇજારદારોને પકડી તેમની ઉપર પોતે કામ ચલાવવા માંડ્યાં. તેમાંના કેટલાક તો દેશ મૂકી નાઠા, ને બધાને એવો ડર પેસી ગયો કે હવેથી ઇજારો રાજા આપે તો પણ કોઈ લે નહિ એમ થઈ રહ્યું. પછી આથી પણ પાર્લામેંટે મોટું પગલું ભર્યું. રા-જાના લાંચીઆ કામદારોને ટપોટપ શિક્ષા કરવા માંડી, અને પહેલેજ ઝપાટે પેલો સરફ્રાન્સિસ બેકન, જે મોટો અમલદાર, ને રાજાનો માનીતો હતો, તેને લાંબી તપાસ કરી રૂસ્વતખોર ઠેરવ્યો. રાજાએ જોયું કે આ મારા હકમાં ખોટું થાયછે, પણ તેનાથી કાંઈ બોલી શકાયુ નહીં, અને આ વિદ્યાના વર્ગને નિત્યનું લાંચ્છન લગાડનાર "જડ વિદ્યાના પિતા" પોતાનો અપરાધ સ્વીકારી કારાગ્રહમાં પધાર્યા.

ભૂંડા કારભારીઓને સજા કરવાનો અખ્તીઆર દોઢસો બસેં વર્ષથી બંધ પડ્યો હતો તે આ પાર્લામેંટે ઝપાટાબંધ પાછો આ રીતે મેળવ્યો, અને પછી મદમાં આવી એથી પણ આગળ ચાલી. ઇલેક્ટર પાલેટા-ઇનની ખરાબી સાંભળી કોઈ રોમન કાથોલિક હરખાઈ ખાનગીમાં તેને માટે તોછડા બોલ બોલ્યો હશે. તે ઉપરથી પાર્લામેંટે તેને પકડી જોર-બંધનો માર મરાવ્યો, કાનમાં ખીલીઓ ખોસાવી દીધી, ને જીભમાં સાર પડાવ્યો! કબૂલ કરવું જોઇએ કે આ કામ કેવળ દુષ્ટતાનું અન્યાયીજ હતું. રાજાએ ચીડવાઈ પાર્લામેંટને મોકુફ કરી, પણ જતાં જતાં સર્વાનુ-મતે એવો ઠરાવ તે લખતા ગયા કે ધર્મના તથા ઇલેક્ટર પાલેટાઇનના રક્ષણને અર્થે અમે અમારા પ્રાણ તથા ધનદોલત અર્પણ કર્યાં છે.

કેટલેક વખતે પાછી એ પાર્લામેંટ મળી ત્યારે તેમણે આવતાંવાંતજ રાજા ઉપર ખુલ્લી એવી બે માગણી લખી મોકલી કે યુરોપમાં લડાઈ કરવાનો તમે ઠેરો કાઢો, અને દેશના યુવરાજને કોઈ રોમન કાથોલિક કન્યાવેરે પરણાવશો મા. આ બંને વાત રાજાને આંખના પાટા જેવી હતી. એણે ગુસ્સાથી અર્જી ફાડી નાખી, ને લખી જણાવ્યું કે આવી વાતમાં તમે ફરીથી જો કાંઈ પણ બોલ્યા, તો હું તમને તુરંગમાંજ મોકલાવી દઈશ.

આવો જવાબ સાંભળી તેમણે શું કર્યું તે, તે સમેના ઇંગ્રેજલોકનો ભક્તિમય ગંભીર સ્વભાવ બરાબર બતાવેછે. પાર્લામેંટનો પ્રમુખ આ જવાબ વાંચ્યા કેડે એટલુંજ બોલ્યો કે "ભાઇઓ, ચાલો આપણે પ્રથમ ઇશ્વરપ્રાર્થના કરીએ, અને પછી આ મહત્કાર્યનું શું કરવું તે વિચારીએ" આ પ્રમાણે તેમણે કર્યું, અને નાના પ્રકારની લાગણીઓથી બધાના મન એવાં ગદગદિત થઈ ગયાં કે થોડાક વખત સુધી કોઈ એક શબ્દ પણ બોલ્યું નહિ. ઘણાની આંખમાંથી આંસુની ધારા ચાલી, અને બધાનો પ્રાણાત્મા ઉથલ પાથલ થઈ ગયો. આ વિન્હળતા જરાપણ ભયભીતપણાની હોય એમ સમજશો નહિ. મુઝવણ એજ હતી કે અત્યારસુધી રાજાની ભક્તિ કરતા આવ્યા હતા તેમને માથે હવે રાજદ્રોહ કરવાનો વખત આવી પડ્યો. સલાહ સંપથી પોતાનું ધાર્યું થયું હોત, તો તેમનો આત્મા વધારે પ્રસન્ન થાત. પણ ઇશ્વરેચ્છા. હવે તો રાજાનું થાય તે ખરૂં, પણ આપણે આપણી દેશ તર્ફની ફરજ તો બજાવવીજ એવો તેમણે પોતાના મન સાથે દ્દઢ નિશ્ચય કર્યો. તે છતાં તેઓ ઉછાંછળા થયા નહિ. આવી ગંભીર વૃત્તિના લોક ઉછાંછળા થતાજ નથી અને જે ધાર્યું હોય તે કરવાને ચૂકતા પણ નથી. ઠાઉકાઇથી બધાએ એકમતે આ પ્રમાણે ઠરાવ કર્યો "પાર્લામેંટના હક પરંપરાથી નિર્વિવાદ ચાલ્યા આવેછે, અને રાજકાજ, દેશનું તથા ધર્મ સમાજનું રક્ષણ, કાયદા બનાવવા તથા ચલાવવા, અને પ્રજાના દુઃખો નિવારણ કરવાં, એ સઘળી બાબતની ચર્ચા, વિચાર, તથા નિર્ણય કરવો એ પાર્લામેંટનું કામ છેજ, અને એ કામ કરવાને પાર્લામેંટના સઘળા મેમ્બરોની મર્જીમાં આવે તેમ બોલવાની, ચર્ચા કરવાની, વાંધો લેવાની, ને છેવટનો ઠરાવ કરવાની સંપૂર્ણ છૂટ છે અને તે હોવીજ જોઇએ."

રાજાએ ક્રોધાંધ થઈ પાર્લામેંટનું દફતર મંગાવ્યું, તેમાંથી પોતાને હાથેજ એ પાનાં ફાડી નાખ્યાં, પાર્લામેંટને એકદમ વિસર્જન કરી અને તેમાંના કેટલાકને બંદીખાનાં સેવાડ્યાં. ઈ. સ. ૧૬૨૨. આ સમયથી રાજા પ્રજા વચ્ચે પૂરેપૂરો વિરોધ બંધાઈ ચૂક્યો, અને જો એક દૈવયોગી બનાવ વચમાં બન્યો હોત નહિ, તો જે પ્રજાપ્રકોપ આગળ જતાં ઉઠ્યો ને પર્યંતે રાજાનેથી પણ બરાબર શાંત થયો નહિ, તે પ્રજાકોપનો ભડકો આ સમેજ ઉઠત, અને જેમ્સનાજ બૂરા હાલ થાત.

સ્પેન સાથે લડાઈ અણચીંતવી ઉઠી, ને લોકનો રોષ થોડા વખતને સારૂ તો બિલકુલ સમી ગયો. બન્યું એમકે એક દહાડો લહેરી બકિંગહામે યુવરાજને સૂચવ્યું કે આપ જાતે સ્પેનમાં પધારો તો વખતે સ્વયંવર લગનજ થઇ જાય. આ યુક્તિ જુવાન રાજકુંવરને ખૂબ પસંદ પડી, અને તે બંને જણા છડી સ્વારી ત્યાં જવા નીકળ્યા. વાટે ફ્રાન્સની રાજકન્યાને જોઈ ચાર્લ્સ તેની ઉપર મોહિત થઈ પડ્યો. પછી સ્પેનમાં ગયો ખરો, ને માગું પણ કર્યા કર્યું; પરંતુ એને તે કામમાં કેટલો ઉત્સાહ રહ્યો હશે તે આપણેજ ધારી શકીશું. બકિંગહામેતો પોતાની બુનીઆત ત્યાં બરાબર બતાવી દીધી. આવા ઢંગ જોઈ સ્પેનનું મન જેમ પાછું હઠવું ગયું, તેમ ઇંગ્લાંડમાં પડ્યો પડ્યો જેમ્સ તો એ વિવાહને સારૂ બહુજ ઘેલાઈ કાઢવા લાગ્યો. એ વિવાહની વિધિમાં સ્પેને જે જે માગણી કરી તેની એ હા હાજ કર્યા ગયો. રોમન કાથોલિક ઉપર રહેમ તો એ ક્યારનો આશા બંધી રાખ્યાજ કરતો હતો, અને હવે કહ્યું કે તેમની સામેના સઘળા કાયદા રદ કરવા તો કે હા, સંતતિ થાય તેને રોમન કાથોલિક પંથની કેળવણી આપવી તો કે હા, કન્યાને સઘળા માણસો એજ માર્ગના આપવા તો કે હા, અને એ પ્રમાણે એણે સઘળી વાતની એવી હા હા કરવા માંડી કે સામાને ઉલટો વહેમ ગયો.

જેમ્સ રાજા આટલું કરતો હતો તે છતાં સ્પેનનો વગ ઇલેકટર પાલેટાઇનના લાભમાં તો કાંઈ જણાયો નહિ, પણ ઉલટું પોતાનું રાજપાટ ખોઈ તેને દેશવટો લેવો પડ્યો. ચાર્લ્સ પાકી તો રહ્યોજ હતો તેણે આ પ્રસંગે સ્પેન દરબારને તાણ કરી રોકડો જવાબ માગ્યો ત્યારે રોકડો જવાબ મળ્યો કે આષ્ટ્રિયા સામે લડાઈ કરવી એતો અંગારા દેશની રાજ

નીતિથીજ વિરૂદ્ધછે. હવે સાફ જણાવ્યું કે બાળો જેમ્સ સમજતો નહોતો પણ સ્પેનનો વિચાર મૂળથીજ વાતમાં વાહ્યા કરવાનો હતો. ચાર્લ્સને બે-કિંગહામ ટપ ત્યાંથી ચાલી નીકળ્યા, અને વિલાયતમાં આવી રાજા પાશે આડ લઇ બેઠા કે સ્પેન સાથે લડાઇ કરવી ને કરવીજ. આ રીતે વિ-વાહ તૂટ્યાની ખબર સાંભળી લંડનમાં તેઓ આવ્યા તે રાત્રે આખા શેહેરમાં ઘેરેઘેર લોકે દીવાળી કરી, અને યુવરાજને જેજેકારના પોકારથી વધાવી લીધો.

હવે રાજાનું શું ચાલે? તે એકલો પડ્યો. મમત મૂકી સ્પેનસાથે લડાઇ કરવાનો નિશ્ચય કર્યો, અને તે માટે ચોથી પાર્લામેંટ બોલાવી આ પાર્લામેંટે આવી માગ્યાં તેટલાં નાણાં આપ્યાં, પાછલો સઘળો વિરોધ વિ-સારે પડ્યો અને હોંસથી લડાઇની તૈયારીઓ થવા લાગી. પણ એટલા-માં રાજાનો કાળ થયો અને એ લડાઇનું કામ ચાર્લ્સ જેણે ઉઠાવ્યું હતું તેનેજ માથે પડયું. તે કેવી રીતે બન્યું, ને તેનાં શાં ફળ થયાં તે આવતા રાજ્યમાં જોવામાં આવશે, પણ એ ઉપરથી એટલું તો સાફ સમજાયછે કે રોમન કાથોલિકની સામેનું વેર એજ અત્યાર સુધીના પ્રજા વિરોધનું ખરૂં કારણ હતું.

---

## વ્યાપારાદિ ઉદ્યોગકરી રિદ્ધિ વધારવા વિષે.

દોહરા.

વ્યાપારે રિદ્ધી વધે, વધે વળી સન્માન;
નીતિ ધર્મ સંભાળતાં, અલભ્ય લાભ નિદાન. ૧
સદ્બુદ્ધિ શોધક થઈ, વર્ત્તો વ્હાલા યાર;
સર્વે સુખ અનુકૂળછે, સંશય નહિ લગાર. ૨
સદ્ઉદ્યોગે સર્વદા, મેળવિને ધન ધાન્ય;
પરમારથ પ્રેમે કરો, ધરી દેશ અભિમાન. ૩
(આ.) શૂક્ષ્મ સમય અનુસરી, ધરીને હિંમત ધીર;
ઉલટ અને આદર થકી, કરો કાર્ય ગંભીર. ૪
સતકરણી સુખદા મણી, પ્રભુ નિષ્ટા વિશ્વાશ;
સત્ સભ્યતા રાખીને, પામે વિજય પ્રકાશ. ૫
દીર્ઘ દ્રષ્ટિથી દેખશો, દોલત કેરાં દ્વાર;

સંપ શૌર્ય ઉદ્યોગથી, સફળ થશો નિર્ધાર. ૬
ગ્રાહકનું મન સાચવી, સ્વહક વિચારી હમેશ;
અદલપણું નહિં બદલવું, લેવા લાભ વિશેષ. ૭
શાણપણે સંભાળતાં, શાહુકારનો કાર;
પામો માન મહાનમાં, સંશય નહિ લગાર. ૮
શાહુકાર સરકાર એ, મુખ્યકાર આકાર;
ઉદારતાથી તો નકી, કરવા પર ઉપકાર. ૯
યોગ્ય પાત્રતે પરખિને, પવિત્ર પંથે નિત્ય;
પરદુઃખ ભંજન સુજન થઈ, ખરચો વીત્ત અમીત.૧૦
કરવા ઉદય સ્વદેશનો, સદગુણી ગ્રહસ્થ જેહ;
તનમન ધન અર્પણ કરે, સત્ય બતાવી સ્નેહ.૧૧
ધન તેનાં પિતુ માતને, ધન તેની વિદ્યાય;
કુળ ઉજ્વળ સુંદર તનય, વિશ્વ વિષે પંકાય. ૧૨

### કુંડળીઓ.

જુઓ આજ અંગ્રેજનો, મોજ સાજ ઉછરંગ;
હિમતને યુક્તિ થકી, રૂડો રાખ્યો રંગ;
રૂડો રાખ્યો રંગ, વિશ્વ વિરદાક વગાડી;
કર્યાં કામ અદભૂત, તારને અગન ગાડી.
ઉઠો આર્યજન આજ, નૂરને શૂર ન ખુઓ;
કરો વિત્તની વૃદ્ધિ, આંખ ઉઘાડી જુઓ. ૧

---

## रावबहादुर गोपाळजी सुरभाइ.

આપણા ખાતાના આ એક જુના, ઉદ્યોગી, ને મહાખંતી અમલદારને સરકારની તર્ફથી રાવબહાદુરનો ખિતાબ મળ્યાના શુભ સમાચાર અમે ગયા અંકમાં પ્રગટ કરી ચૂક્યા છઈએ. ઉત્તરપ્રાંતના કેળવણી ખાતામાં આ માન પહેલવહેલુંજ આપવામાં આવ્યું છે અને તેથી અમે એ બાબત રાવબહાદુર ગોપાળજીભાઈને મુબારકબાદી આપતાં આ પ્રાંતને પણ તથા તેમાં વિશેષે કરીને કાઠીઆવાડને અમે મુબારકબાદી આપીએ છઈએ.

આ ખિતાબની મદદ આપવાનું કાઠીઆવાડના પોલિટિકલ એજંટ

સાહેબ ઉપર લખાણ આવવાથી તેમણે ભાવનગરે મુકામે દબદબા ભરેલો દરબાર ભરી તે પ્રમાણે કર્યું હતું. એ દરબારનો સત્તાવાર હેવાલ તા. ૨૩ મી. માર્ચ સને ૧૮૮૨ ના કાઠીઆવાડ ગેઝીટમાં છપાયો છે તે અમે ઘણું કરીને તેનાજ શબ્દમાં અમે અમારા વાંચનારને સારૂ નીચે ઉતારીએ છઇએ.

તારીખ ૮ મી માર્ચ સને ૧૮૮૨ ને બુધવારે રોજ સાંજનાં સાડા-પાંચ વાગતાં ભાવનગર મુકામે કાઠીઆવાડ પ્રાંતના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર રાવસાહેબ ગોપાળજી સુરભાઇને રાવબહાદુરની સનદ આપવા માટે હાઇસ્કૂલના મકાનમાં પોલિટિકલ એજંટ સાહેબે દરબાર ભરેલો હતો.

તે વખતે સંસ્થાન ભાવનગરના મહારાજા ઠાકોર સાહેબ સરતખ્તસિંહજી કે. સી. એસ. આઇ, આઝમ ગૌરીશંકર ઉદેશંકર, સી. એસ. આઇ. તથા શેહેરમાં જે સાહેબલોકો તથા મડમો હાજર હતાં તે, તેમજ એજન્સીના અમલદારો અને સંસ્થાન ભાવનગરના દીવાન તથા બીજા અમલદારો તથા કાઠીઆવાડના સંસ્થાનોના પોલિટિકલ એજંટ સાહેબની સ્વારી સાથેના વકીલો હાજર હતા.

દરબારી બેંડ તથા સલામતી આપવાની ગાર્ડ પણ હાજર હતી.

દરબારમાં બધા આવી ગયા પછી મહારાજા ઠાકોરસાહેબ તથા પોલિટિકલએજંટ સાહેબ દરબારમાં પધાર્યા હતા, અને તેમને તેમના દરજ્જા પ્રમાણે તોપોનું માન આપવામાં આવ્યું હતું. પોલિટિકલ એજંટ સાહેબે એ દરબારમાં નીચે પ્રમાણે ઇંગ્રેજીમાં ભાષણ કીધું હતું:—

મહારાજા ઠાકોરસાહેબ, લેડીઝએન્ડ જેન્ટલમેન,

"આ પ્રાંતના લાયક ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર રાવબહાદુર ગોપાળજી સુરભાઇને માન આપવા માટે આજ આપણ ભેળા થયા છઇએ. સારી નોકરીના બદલામાં હિંદુસ્થાનના નામદાર વાઇસરાય અને ગવર્નરજનરલ સાહેબ બહાદુરે રાવબહાદુર મોસુફને જે સનદ બક્ષેલીછે, તે સનદ આપવાનું કામ અમારા હાથથી થાયછે તેથી અમને અત્યંત આનંદ થયોછે, કેમકે અમે તેમને ઓછામાંઓછા પચાશ વર્ષ થયાં ઓળખીએ છઇએ, અને તેમની માન ભરેલી કારકીર્દી હમેશાં વધારે અને વધારે હોંશથી અને જોતા આવ્યા છઇએ.

"સને ૧૮૫૩ ની સાલમાં સરકાર તથા તાલુકદારોના ખર્ચથી

ચાલતી આ પ્રાંતમાં ફકત એકજ નિશાળ રાજકોટની એંગ્લોવર્નાક્યુલર સ્કૂલ હતી, તે વખતે આ રાવબહાદુરની કારકીર્દીની શરૂઆત હતી, અને સને ૧૮૫૮ માં રાજકોટની એ સ્કૂલમાં તેઓ એક માસ્તર હતા, તે સાલના ચોમાસામાં અમે એ નિશાળની પરીક્ષા લેવામાં હતા, તે વખતે એજન્સીના હાલના દફતરદાર આજમ ભીમજી મોરારજી ત્યાં એક નિશાળીયા હતા, જેની બાબતમાં તે વખતે બાંધેલી આશા તેમણે પૂરી પાડેલી છે.

એ વખતે કાઠીયાવાડના બાકીના ભાગમાં ખરૂં કહીએ તો કેળવણીનો કાંઈ પ્રસારો નોહોતો. કેળવણીના કામમાં તાલુકદારો હોંસ લે તેમ કરવા માટે પોતાથી બને તેટલી મહેનત માયાળુ અને ધૈર્યવાન કર્નલ લાંગ સાહેબે કેટલાક વર્ષસુધી લીધી હતી. તેઓ સાહેબની દરખાસ્તથી ઇનફનટીસાઇડ ફંડમાંથી એક લાખ રૂપિયા અલગ રાખી તેનું વ્યાજ કેળવણીના કામમાં વાપરવાની વાત સરકારે મંજુર રાખી હતી, અને મોટા મોટા રાજાઓ જેમાં અમારા દોસ્ત ભાવનગરના ઠાકોર સાહેબના પિતાનું નામ માન ભરેલી રીતે દર્શાવવું જોઇએ, તેમણે રાજકોટમાં એક નિશાળનું મકાન બાંધવા તથા બીજે કેટલાએક શેહેરોમાં નિશાળો ખોલવાના ખર્ચ માટે એક ઉઘરાણું કર્યું હતું. એ રીતે આશરે રૂપિયા ૧૭૦૦૦ ભેળા થયા હતા, પણ તેણે કરીને કેળવણીનો ફકત થોડો વધારો થયો હતો, અને મેહેરબાન કર્નલ કીટીંજ સાહેબના પધારવા પહેલાં એજ પ્રમાણે તેની સ્થિતિ રહી હતી, પરંતુ એ ગૃહસ્થનું દઢ વિચારપણું આપ બધાના જાણવામાંછે. કાઠીયાવાડનું કેળવણી ખાતું ફતેહમંદ કરવાનો તેઓ સાહેબે ઠરાવ કીધો. દરમિયાન રાવબહાદુર ગોપાળજી સુરભાઇની બદલી આ પ્રાંતમાં થઈ હતી, અને સને ૧૮૬૪ માં અમારા તળે રેવાકાંઠામાં તેઓ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર હતા. તેમની સારા ભાગ્યે બીજે વર્ષે ત્યાંથી બદલી થઈ, પાછા એજ હોદા ઉપર કાઠીયાવાડમાં તેઓ નીમાણા, અને ત્યારપછીથી આજસુધીમાં થએલું ફળ ઘણું કરીને તેમનીજ કળ, સ્વભાવ, અને વિવેક બુદ્ધિને લોધેજ છે. સને ૧૮૬૫ માં એક મોટી તકરાર સ્કૂલફી બાબત ઉઠી. મેહેરબાન કીટીંજ સાહેબે જાહેર કર્યું કે, તમામ છોકરાઓ પાસેથી ફી લેવાની અવશ્યકતા છે, પરંતુ સંસ્થાનોના કારભારીઓ જેમાં માન આપવા જોગ

મારા દોસ્ત મીસ્તર ગૌરીશંકર, જેઓને આ ઠેકાણે આજ અમે જોઇને ખૂશ થઇએ છઇએ, તેઓ પણ હતા. તે કારભારીઓએ ઘણીજ મજબુત રીતે એવી હઠ લીધી કે, કાંઇ પણ ફી લેવીજ નહિ. તે વખતે ફી એ શબ્દ આ આખા પ્રાંતમાં ઘણોજ અણગમતો હતો, તે એવી ધારણાથી કે, તેમાં કાંઇ બીજો બયંકર હેતુ રહેલો છે, અને જો ફી દાખલ કરવામાં આવે તો ત્યારપછી પીનલકોડ, ક્રીમીનલ પ્રોસીજર કોડ તથા સરકારના બીજા બધા કાયદા કાનુનો દાખલ થશે. તો પણ કર્નલ કીટીંજ સાહેબ આગ્રહથી મંડ્યા રહ્યા અને એટલે સુધી જાહેર કીધું કે, ફીની રીત દાખલ કરવામાં નહિ આવે તો સેંટ્રલ કમિટિના પ્રેસીડેંટની જગો તેઓ છોડી દેશે. અને આખર તેઓ સાહેબ પોતાની મતલબમાં ફતેહ મેળવી. જેનું પરિણામ આજ એછે કે, દરસાલ આશરે ૨૨,૦૦૦ રૂપિયા ફીના આવેછે, અને તે રીતની વિરૂદ્ધ હાલ કોઇ માણસ એક શબ્દ પણ બોલતું નથી.

"પોતાની નોકરીનો ચાર્જ રાવબહાદુર ગોપાળજી સુરભાઇએ સને ૧૮૬૫ માં લીધો, તે વખતે કેળવણીખાતું બાલ્યાવસ્થામાં હતું, એટલુંજ નહિ, પણ તેનું શું થશે તે કહી શકાય નહી તેવી નબળી હાલતમાં હતું, અને ફીના સવાલથી તે તદન ટૂટી જવાની બીક હતી. તે વખતે મહેતાજીઓના પગાર ઘણા થોડા હતા, તેઓ જોઇએ તેવા હોંશીયાર નહિ હતા, તેમના પેનસનની બાબત કાંઇ નેવડ થએલી નહિ હતી, કોઇ ટ્રેનિંગસ્કૂલ નહિ હતી, કોઇ હાઇસ્કૂલ કે સ્કોલરશીપો નહિ હતી, કંટીજંટ કે ઇનામને માટે કાંઇ વધારો નોહોતો, નિશાળની ઇમારતો, પુસ્તકશાળાઓ કે સામાન પણ નહિ હતો. આ તમામ ખોટ મટાડવા માટે રાવબહાદુર ગોપાળજી સુરભાઇ બહાદુરીથી કામે લાગ્યા. કાઠીયાવાડમાં તમામ જગોએ તેઓ ફર્યા. દરેક શેહેરના રાજાઓ તથા ગામડાના લોકોને તેઓ મળ્યા, અને એ મેહેનતનો બદલો એ મળ્યો કે, તેમણે જેજે માગણી કીધી તે ઉદારતાથી રાજાઓએ પૂરી પાડી. તેઓ ઓદ્ધા ઉપર આવ્યા ત્યારે ૫૪ નિશાળો અને આશરે ૩૫૦૦ નિશાળીયા હતા, અને હાલ કુલ ૬૨૫ નિશાળો અને આશરે ૩૫૦૦૦ નિશાળીયા છે. હાલ આપણે ત્યાં ૪ હાઇસ્કૂલો છે; અને હાલ જે મકાનમાં આપણે ભેળા થયા છઇએ તે ઉમદું મકાન મગરૂરીની સાથે આપણે બતાવી શકીએ છઇએ તે માહા-

રાજા ઠાકોર સાહિબને ખર્ચે બંધાએલું છે.

તે સિવાય જૂનાગઢ અને રાજકોટના સુંદર મકાનો વાલાશાન નવાબ સાહેબની ઉદારતાથી બંધાએલાં છે, અને દરેક ઠેકાણે, સારાં અને મજબૂત નિશાળનાં મકાનો બંધાએલાં છે. મહેતાજીઓ પણ હોશીઆર છે, અને આપણું ફંડ આબાદ સ્થિતિમાં છે. કેળવણી ખાતાના ફંડમાં આશરે સાડાત્રણ લાખ રૂપિયા ભેગા થએલા છે, અને તે શિવાય આ પ્રાંતના રાજાઓની અમીરી બક્ષીશ રૂપી ન ખુટે એવી દોલત આપણને ટેકો દેવાને તૈયાર છે. આજ કાંઈ અડધા આનાની ફી કે બીજાં કાંઈ કેળવણીના દર બાબત સવાલ નથી, આજતો આપણને એકલાખ રૂપિયાની જરૂર હોય તો આપણા રાજાઓની સ્વભાવિક ઉદારતા ઉપર આપણે ભરોસો રાખી શકીએ.

"કાઠીયાવાડના કેળવણીખાતા સંબંધી આપણી સરકાર લખેછે કે "કેળવણીખાતા સંબંધીની હકીકતોમાં દેશી રાજસ્થાનોના કેળવણીખાતાના ફંડોની હાલત કાંઈ થોડી ખૂશી પેદા કરે તેવી નથી અને ડીરેકટર સાહેબ લખેછે કે કાઠીઆવાડ એજન્સી તથા બીજા આગળ વધેલાં દેશી સંસ્થાનોની નિશાળો આપણા નબળા પ્રાંતોની નિશાળો કરતાં ઘણા વરસ થયાં સરસ થએલીછે, અને થોડા વખતમાં બેશક આપણા સર્વેથી શ્રેષ્ટ પ્રાંતોની સાથે બરોબરી કરશે. મુંબાઇ ઇલાકાના દેશી રાજસ્થાનો (વડોદરાં શિવાય) માં કેળવણી સંબંધી કુલ ખર્ચ રૂપિયા ૫,૬૩,૭૩૨ છે. જેમાં રૂપિયા ૨,૭૯,૧૭૫ કાઠીઆવાડના છે, અને તેનો વહિવટ ઘણોજ સરસ રીતે થતો જણાયછે.

"હવે આ પરિણામો ઘણું કરી રાવબહાદુર ગોપાળજી સુરભાઇએ જે વખાણવા લાયક રીતે પોતાની નોકરી બજાવીછે તથા જે રીતિ તથા નિયમો દાખલ કરીને અમલમાં આણેલાછે તેને લીધે ઘણું કરીનેછે."

ત્યાર પછી રાવબહાદુર ગોપાળજી સુરભાઇ પોલિટિકલ એજંટ સાહેબ આગળ હાજર થયા, અને પોલિટિકલ એજંટ સાહેબે સનંદ મોટેથી વાંચીને તેમને આપી, અંતઃકરણથી મુબારકબાદી અને હવે પછી તેમનું સારૂ થવાની ઇચ્છા જણાવી.

ત્યાર પછી રાવબહાદુર ગોપાળજી સુરભાઇએ નીચે પ્રમાણે ઇંગ્રેજીમાં જવાબ આપ્યો:—

મેહેરબાન કરનલ બાર્ટન સાહેબ બહાદુર, ભાવનગરના મહારાજા સાહેબ તથા લેડીઓ અને સદ્ગૃહસ્થો!

"હિંદુસ્તાનના નામદાર વાઇસરાય અને ગવર્નર જનરલ સાહેબ બહાદુર તર્ફથી "રાવબહાદુર" નો માન ભરેલો ઇલકાબ મળ્યો તેને માટે અંતઃકરણ પૂર્વક ઉપકાર માનતાં હું નમ્રતાથી બોલવાને રજા લઉછું કે, મારી જીંદગીમાં આ શુભ અવસરને અતિ આનંદકારક બનાવ તરીકે હમેશાં યાદ રાખીશ. આ પ્રાંતમાં કેળવણીખાતામાં ફરજ તરીકે બજાવેલી મારી જુજ નોકરીની કદર તરીકે પરમકૃપાળુ વડી સરકાર તર્ફથી આ મોટી ઇજતને માટે મને લાયક ગણ્યો, તેથી હું ઘણોજ રાજી થયો છું. મારા જેવી સ્થિતિના માણસે પોતાના ઉપર આવેલી ફરજ અદા કરવામાં જેટલું કરવું જોઇએ તે કરતાં મેં કાંઇજ વધારે કર્યું નથી.

તે છતાં હું પોતાને ઘણો ભાગ્યશાળી સમજુછું કે, મારા કદરદાન ઉપરી સાહેબો જેવા કે મેહેરબાન દાકતર બ્યુલર સાહેબ. માજી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર ઉ. ભા. મેહેરબાન જાઇલ્સ સાહેબ હાલના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર, મેહેરબાન ચાટફીલ્ડ સાહેબ ડાયરેકટર ઑફ પબ્લીક ઇનસ્ટ્રકશન, અને મેહેરબાન કર્નલ બારટન સાહેબ આપે પોતે-કાઠીઆવાડની કેળવણીખાતાની મુખ્ય કમિટિના પ્રેસિડેન્ટ તરીકે મારી જુજ નોકરીની ઘણી બુજ કરીછે. ડાકતર બ્યુલર સાહેબ સરકારી નોકરી છોડીને સ્વદેશ જતી વખતે એ ઇલકાબ આપવાને માટે દફતરમાં ભલામણ મુકતા ગયા હતા જેને પાછળ વર્ણવેલા બધા સાહેબો ઘણી મેહેરબાનીથી અને દીલોજાનથી ટેકો આપ્યો તેથી એ બધા સાહેબોનો મારા ઉપર ઘણોજ આભાર થયોછે. તેમજ મુંબઇના નામદાર ગવર્નર સાહેબ બહાદુરે એ ભલામણ યોગ્ય લખાણ સાથે નામદાર વડી સરકાર તરફ મોકલવા કૃપા કરી તેથી તે સાહેબ બહાદુરનો પણ ઘણોજ આભાર માનુંછું.

"ખરૂં જોતાં કાઠીઆવાડના કેળવણીખાતામાં જે સંતોષકારક પરિણામ આવ્યુંછે તેનાં મુખ્ય કારણ એછે કે—કાઠીઆવાડના નામદાર રાજા સાહેબોની મોટી ઉદારતા, અને તેમના ચાલાક કારભારી સાહેબો વકીલો, અને સલાહકારોએ રૂડી ઇચ્છા બતાવી વખતે વખત મારી વિનતિને ટેકો આપ્યોછે. તેમજ નામદાર પોલિટિકલ એજંટ સાહેબ અને તેમના આસિસ્ટંટ સાહેબો કે જેઓ મુખ્ય અને પ્રાંતની કેળવણીખાતા-

ની કમિટિના પ્રેસિડેન્ટોછે, તેઓની દીલોજાનથી મદદ મળીછે, તેછે. એ બધા સાહેબો તેમજ એજન્સી ખાતાના બીજા અધિકારીઓ વગેરે જે એ કેળવણીનો વિસ્તાર કરવામાં મદદે આવ્યાછે, તે બધાનો આ રૂડે અવસરે ઘણોજ ઉપકાર માનુંછું; અને એમના કેટલાક મેહેરબાનો આ પ્રસંગે આ દરબારમાં બિરાજેલા જોઈ મને ઘણોજ આનંદ થાયછે.

"મને ઘણોજ સંતોષ ઉપજેછે કે, મારી જુજ નોકરી છતાં નામદાર વડીસરકાર તરફથી તથા કાઠીયાવાડની મુખ્ય કેળવણીખાતાની કમિટિ તરફથી યોગ્ય કરતાં વધારે બદલો મળ્યોછે અને હું સર્વશક્તિમાન ઇશ્વરને આતુરતાથી પ્રાર્થના કરૂંછું કે, વડીસરકારની મેહેરબાનીની જે નિશાની મળીછે તેને હુ વધારે લાયક થાઉં.

"મેહેરબાન કરનલ બાર્ટન સાહેબ બહાદુર, હું આપને અરજ કરૂંછું કે, મારા નમ્રતા ભરેલા મનોભાવ નામદાર મુંબઇના ગવર્નર સાહેબ બહાદુરને મેહેરબાની કરી એવી વિનતિ સાથે જણાવશો કે, તેઓ સાહેબ કૃપાની રાહે નામદાર હિંદુસ્તાનના વાઇસરાય અને ગવરનર જનરલ સાહેબ બહાદુર તર્ફ ઘટતા લખાણ સાથે નિવેદન કરે, એમ થવાથી હું આપ સાહેબનો ઘણોજ આભાર માનીશ.

"વળી રાવબહાદુરના ઇલકાબની સનદ મને આપ મુબારક હાથે આપીને વધારે માનઆપવા માટે આપ સાહેબે કાઠીયાવાડમાં સુધારાને માટે સૌથી આગેવાન સંસ્થાનના મુખ્ય શેહેર ભાવનગરમાં ઘણી ઉલટથી આ ખાસદરબાર ભરી તેને માટે પણ આપ સાહેબનો અંતઃકરણ પૂર્વક ફરીને ઉપકાર માનુંછું."

મહારાજા સર તખ્તસીંહજી અને બીજાઓએ રાવબહાદુરને મુબારકબાદી આપી, અને અત્તર, પાન, સોપારી, તથા ફુલ વહેંચ્યા પછી દરબાર બરખાસ્ત થયો.

## निशाळोनां इनाम पत्रक.

**ગોહીલવાડ પ્રાંત. ૫૧૪૨ તા.૯-૭-૮૧**

ભાવનગર નં. ૨. શા. કેશવજી કચરા રૂ ૧) મીઠાઇ—ભુમલી. ગઢડાના ડાકતર સા. મોતીલાલ ફુલજી રૂ ૧) પતાસાં—ભંડારીઆ. ઉંચડીના તાલુકદાર વેરાભાઇ અજુભાઇ આના ૮ મીઠાઇ—કોળીઆક. મોદી દ્વારકાં પુંજા રૂ ૦। સાકર —ખુંટવડા. ત્રવાડી. ગિરધર કેશવજી ૦-૧૦-૦

મીઠાઇ—તલ ગાજરડા. મહાજન તર્ફથી રૂ૦ા મીઠાઇ—જીનાસાવર. પટેલ પ્રેમજી માધુ રૂ૦ા ની સાકર—જીર. પટેલ કાનજી રામ રૂ૦ા સાકર મોટા જીંજોડા. શેઠ જગદાસ ભાણજી. રૂ૦ા સાકર—વાવેરા. સ્કૂલ કમિટિના પ્રેસિડેન્ટ તથા મેમ્બરોએ રૂ૦ા સાકર—વરલ. સ્કૂલ કમિટિના પ્રેસિડેન્ટ તથા મેમ્બરોએ રૂ૧) મીઠાઈ—દીમાણા. ભંડારીઆના મુખી ગાંડા ગલા. રૂ૦ા સાકર—સેહીશાળા.ભાવસાર ગોપાળજી રામજી ૦-૫ ૦ મીઠાઇ. પારેખ ભુરા સુંદરજી રૂ૦ા મીઠાઈ. પટેલ વાઘા હરિ રૂ૦ા મીઠાઇ પાટણા. થાણદાર રા. પરસોતમરાવ સખારામ તથા બોટાદ ફોજદાર રા. નાનાલાલ આણંદલાલ રૂ૨) મીઠાઇ—ઉમરાળા. ભાવનગરના દરબાર શ્રી તર્ફથી રૂ૬)—ગુંદળા. ભાવનગરના મે. ન્યાયાધીશ સાહેબે રૂ૦ા મીઠાઈ—મોડવધાર. સંસ્થાન નવાનગરના માહાલ ભરવાળાના વહીવટદાર સાહેબ તથા તેમના કારકુન રામકૃષ્ણ વીઠલરાય રૂ૧) સાકર—જાંત્રોડા. સલડી ટપાના કારકુન રા. ચતુરભાઈ વહાલાભાઈ રૂ૦-૬-૦ પતાસાં—પછેગામ. આજમ ચમારડીના થાણદાર તથા તાલુકદારો તર્ફથી રૂ૧૬) ચોપડીઓ તથા લુગડાં—વડોદ. શેઠ નારણ દેવશી રૂ૦ા સાકર—લાઠી. બાઈ શ્રી રામબા તર્ફથી રૂ૪) મીઠાઈ—લાઠી કન્યાશાળા. મે. કામદાર માણેકલાલ લાધાભાઈ રૂ૧) મીઠાઈ—સોનગઢ. સ્કૂલ કમિટી તર્ફથી રૂ૦ા—કોટડાપીઠા. કામદાર હરખજી શામજી રૂ૦ા સાકર.

(સહી.) કનૈયાલાલ ગિરધરલાલ.
સ. ડેપુટી. એ. ઈ. પ્રાં. ગોહીલવાડ.

ખેડા વિ. ભાગ. ૮૯૦તા.૧૨-૮-૮૧

વીણા. ત્રવાડી કીરપાશંકર હરિભાઈ હાયજમાં છોકરાને નિશાળે બેસાડી રૂ૦-૭-૦ મીઠાઈ. શેઠ ભાઇજી રણછોડ રૂ૦-૭-૦ મીઠાઈ—ત્રાજ. સોજીત્રાના પટેલ છોટાભાઈ લાખાભાઇએ પોતાને ઘેર શાદી હોવાથી રૂ૭-૧-૦ ચોપડીઓ—નાપાડ કન્યાશાળા. સોજીત્રાના પટેલ ગોકળભાઈ મુળજીભાઈ તથા પટેલ મથુરભાઈ દલાભાઈ તથા ગીરધર વલભભાઈ તા. પટેલ લાલભાઈ જીવાએ મળી રૂ૦-૧૩-૩ ઇનામ—નાપાડ તા. સ્કૂ. સોજીત્રાના સદગૃહસ્થોએ રૂ૦-૮-૬ ઈનામ વહેંચ્યું તથા ચા. મગનલાલ કુબેરદાસે રૂ૧)ના ચોપડીઓ વહેંચી—કપડવંજ ઉર્દુ નિ-

શાળ. મેહેરબાન ડીસટ્રીક્ટ કલેક્ટર સાહિબે રૂ૧) ચોપડીઓ—કપ ઘ્રાંચ. મેહેરબાન ડીસટ્રીક્ટ કલેક્ટર સાહેબ રૂ૦-૯-૬ ઇનામ—કપ. વંજ તાલુકા સ્કુલ. મેહેરબાન ડીસટ્રીક્ટ કલેક્ટર સાહેબ રૂ૩ ૪-૬ ઇનામ વહેંચ્યુ—શસ. મેહેરબાન કલેક્ટર સાહેબ રૂ૧) મીઠાઈ—ડાકોર કન્યાશાળા. શ્રી રણછોડજી મહારાજના મંદીરના ભંડારી બાવાએ રૂ૦-૧૦-૦ મીઠાઈ—ખડોલ. પોલીસપટેલ નાગરદાસ વૃજભાઈ રૂ૨)—વિરસદ કન્યાશાળા. સ્ત્મ્યાન છોટા ઉદેપુરના મુખ્ય કારભારી ઝવેરભાઈ નાથાભાઈ રૂ૩ાા—રકુ. ઠકર ગીરધર મેઘજીએ પોતાના દીકરાને નિશાળે બેસાડી રૂ૧ાા ઇનામ વહેંચ્યું—વીરસદ. સ્સ્થાન છોટા ઉદેપુરના મુખ્ય કારભારી ઝવેરભાઈ નાથાભાઇએ રૂ૧) પતાસાં વહેંચ્યાં—સીંગલાવ. મલેક રાજા નનુએ પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૧ાા પતાસાં વહેંચ્યાં—માતર. મેહેરબાન કલેક્ટર સાહિબે રૂ૫-૧૨-૬ છોકરા તથા છોકરીઓને રૂમાલ, ઓરણાં ચોપડીઓ વીગેરે ઇનામ વહેંચ્યું—ચ્યાંકલાવ. દવે મનસુખભાઈ નરોતમદાસે રૂ૦ાા ઇનામ.ગોસાંઇ ઇશ્વરગર હંથગરે રૂ૩ાા ઇનામ વહેંચ્યું. ગોરજી પ્રેમરતનજી અમરતનજી રૂ૦ાા કંદોઈ અંબાલાલ ત્રીકમે પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૦ાા પતાસાં વહેંચ્યાં શા. ભાઇચંદ હીરાચંદે પોતાના ભાણેજને નિશાળે બેસાડી રૂ૦ાા પતાસાં—ચાંગણા. વારષીક પરીક્ષા વખતે મુખી નાથાભાઈ દાદાભાઈ રૂ૧)મીઠાઈ—કંજરી. ઇનામદાર સાહેબ ગણેશ તાંબેકરે રૂ૪) ચોપડીઓ તથા પતાસાં—દાવાળ. શા. દામોદર ઇશ્વરે રૂ૧-૧-૦ ઉનાળામાં છોકરાને પા ી પાવાનો ખર્ચ પુરો કર્યો.

(સહી.) મણિધરપ્રમાદ તાપીપ્રસાદ.
ડેપ્યુટી. એ. ઇન્સ્પેક્ટર. જીલ્લે ખેડા.

---

જાહેર ખબર. નંબર ૬૮૦૧

સને ૧૮૮૧ના સપટેંબરમાં અમદાવાદ મુકામે સરકારી નોકરીના સર્ટિફિકેટની પરીક્ષા થઈ ત્યાંની કમિટી આગળ અમદાવાદ જીલ્લે ગામ ધોળકાનો રેહેવાસી રણછોડલાલ બાપાલાલ જોશી ઉમરનું ખોટું સર્ટિફિકેટ લઇને હાજર થયો હતો માટે તેને મેહેરબાન ડિરેક્ટર આવ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબના હુકમથી હવે પછી સરકારી નોકરીમાં દાખલ થવામાંકોઈ પણ પરીક્ષા આપવા આવવાની મનાકરવામાં આવીછે.

મુ. દેવગઢબારીઆ (ઇંગ્રેજી સહી.) ઈ. જાઇલ્સ (સાહેબ)
૨૬—૩—૮૨ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર. ઉ. પ્રાં.

(તૈયારથાયછે.)

આબતો ક્રિમિનલ પ્રોસીજર કોડ સને ૧૮૭૨ નો આક્ટ ૧૦ મો રદ થઈ સને ૧૮૮૨ નો આક્ટ ૧૦ મો બહાર પડ્યો છે તે આક્ટ આખો અને તેની કલમો ઉપર હાઇકોર્ટોના ૧૦૦૦ થી વધારે ફેસલા વગેરે સાથે ટીકા તૈયાર થાયછે કીમત રૂ. ૪ આર ટપાલખર્ચ જુદું. નકલ રાખવી હોય તો નીચેને સરનામે લખવું.

તા. ૨૫ મી માર્ચ સને ૧૮૮૨ વળા કાઠીઆવાડ — ત્રીકમરાય ઉદેશંકર ડે. ન્યા. મ્ય. વળા.

## નાણાંની પહોંચ.

ગુજરાત શાળાપત્રના લવાજમ વિગેરે નાણાંની પહોંચ.

તારીખ ૧ લી ડીસેંબર સને ૧૮૮૧ થી તારીખ ૨૮ જાન્યુઆરી ૧૮૮૨ સુધી.

| કોના તર્ફથી. | પાછલી સાલના. | ચાલતી સાલના. |
|---|---|---|
| રા. નથુરામ મહાદેવ. | | ૨-૬-૦ |
| રા. સા. રે. પં. ડેપ્યુટી. એ. ઇન્સ્પેક્ટર સાહેબ. | | ૧૧૮-૦-૦ |
| મે. અમદાવાદ ફીમેલ ટ્રેનિંગ કોલેજના હે. મા. | ૧- ૦-૦ | |
| આ. સાણંદ તાલુકા સ્કૂલ માસ્તર. | | ૧-૦-૦ |
| રા. જીવરામ વજેશંકર. | | ૧-૩-૦ |
| મે. લાઠીના ન્યાયાધીસ સાહેબ. | | ૨-૬-૦ |
| આ. અમદાવાદ પ્રાક્ટીસીંગ સ્કૂલના હેડમાસ્તર. | ૧- ૦-૦ | |
| આ. બીલીમોરા. સર જમસેદજીની નિ. હે. માસ્તર. | | ૧-૩-૦ |
| આ. જુનાગઢ નાગર સ્કૂલના હેડ માસ્તર. | | ૧-૩-૦ |
| આ. વઢવાણ કાંપ. એ. વ. સ્કૂ. હે. મા. | | ૧-૬-૦ |
| આ. વલસાડ અંગ્રેજી સ્કૂલના. હે. મા. | | ૧-૬-૦ |
| રા. બા. મગનભાઈની કન્યાશાળાના મેતાજી. | ૧- ૦-૦ | ૧-૦-૦ |
| રા. મનસુખભાઈ રેવચંદ (ખંભાત.) | | ૧-૩-૦ |
| પાટણ કન્યાશાળાની મેતીજી. | | ૧-૩-૦ |
| મે. દિલ્હીના શાહજાદા મીરઝામહમદ કમરદીન શીરશાહ બાહાદુર | ૨-૧૨-૦ | |
| રા. જીબાઈ ગોકળદાસ. (પેટલાદ) | | ૧-૩-૦ |
| રા. હરિવલભ શીવરામ. (સોજીત્રા) | | ૧-૩-૦ |
| | ૫-૧૨-૦ | ૧૩૫-૧૩-૦ |
| કુલ. | ૧૪૧-૯-૦ | |

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER.

MAY 1882.

પુસ્તક ૨૧ મું. મે. અંક ૫ મો.

મોટાઈ ઓછું મોઢું સુઝે, નામ તેમ છે કામ;-
કરે અંતે મન સેવની, ભરી એતી પરી હામ.

અનુક્રમણિકા પૃષ્ઠ



CONTENTS PAGES.





(કેળવણી ખાતાના હુકમથી.)

अमदावादमां

ભાભાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટીંગ અને જનરલ એજન્સી કંપની લિમિટેડના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.

મૂલ્ય { (૧) વરસનો અગાઉથી. } ટપાલ ખર્ચ
{ (૦)= ફુટક એક અંકના } જુદું.

# ગૂજરાત શાળાપત્ર.

પુસ્તક ૨૧ મું   મે.   સન ૧૮૮૨.   અંક ૫ મો.


## ઇંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઇતિહાસ.

### પ્રકરણ ૩ જુ. ૧ લો ચાર્લ્સ સને ૧૬૨૫ થી ૧૬૪૯ સુધી.

ચાર્લ્સનો સ્વભાવ. રાજા, લોકોના જયજયકારની સાથે, ગાદીએ બેઠો. આ સમે એ બેશક ઘણોજ લોકપ્રિય હતો, અને એના કેટલાક ગુણ, પણ તે સમેના ઇંગ્રેજોની પ્રીતિ મેળવે એવા હતા. એના બાપનું વિષયાસક્તપણું એનામાં જરાએ નહોતું, અને દરબારનો મેલો દેખાવ એ ગાદીએ બેઠો કે તુર્ત બદલાઇ ગયો. એના શરીરનો ઘાટ ભવ્ય, ને સ્વભાવ ગંભીર તથા ભક્તિમાન હતો. રાજકાજમાં એ અહોનિશ ધ્યાન આપતો. તેથી લોકોએ ધાર્યું કે જેમ્સ મરી ગયો, તો સારૂં થયું, અને હવે બધો પ્રજા વિરોધ મટી જશે.

પણ ઉપલો દેખાવ ઘણીવાર ભૂલ ખવડાવેછે. સારૂં દેખી રાચીએછીએ તેજ પાછળથી દુઃખનું મોટું કારણ થઇ પડેછે. આપણે જેના મંગળ ગાતા હોઇએછીએ તેજ પાછળથી મહા અમંગળ થઈ પડે છે. તેમજ આ બિચારા ચાર્લ્સને થયું. રૈયતે જેને રાજ્યાભિષેક સમે અપૂર્વ જયજયકારથી વધાવી લીધો, તેજ રાજા પોતાની રૈયતને હાથે એક ખૂની દાખલ દેહાંત દંડ પામવાને સર્જિત હતો!

આ પ્રમાણે અણધારી આવી ભયાનક ખરાબીનાં કારણ વિચારવા જઇએ છઇએ, તો ત્રણ માલમ પડેછે. એક એનું જીદ્દીપણું, બીજું, રાજા પ્રજાનો ધર્મવિરોધ, ને ત્રીજું રાજાના ઇશ્વરી હકે સંબંધી એનો મમત, ચાર્લ્સનો એ મમત જેમ્સ કરતાં પણ બહુ વધારે હતો, અને એમ હોય એમાં કાંઇ નવાઇ નથી. જન્મ્યો ત્યારથી એ વાત દરબારમાં એ બાપજાને મોંદે એ સાંભળતો આવ્યો હતો, અને તેથી તે એના મનમાં

એવી ઠસી બેઠી હતી કે તેને એ એક ધર્મના સિદ્ધાંતની દાખલ માનતો હતો. રાજાનો ઇશ્વરી હક, તે એપિસ્કોપલ પંથ એ બેવાનાં તો એને પ્રાણસમાં હતાં. જો આ વેળા કોઇ સારો મંત્રી એની પાસે હોત, તો એને સમજ પાડત કે આ તમારો વિચાર ભૂલ ભરેલો છે, અને તે ન સમજતે તોપણ એટલું તો તેના મનમાં ઉતારતજ કે હાલ દેશકાળ એ વિચારને અનુકૂળ નથી. પણ એના દુર્ભાગ્યે એણે પોતાનું મંત્રીપદ છાકેલ બકીંગહામનેજ પૂર્ણ ભરોસાથી સોંપ્યું હતું, તેતો એને વારંવાર બદલે પ્રજાના હક તોડવાની નિરંતર ઉશ્કેરણીજ કર્યા કરે એવો હતો.

તેમજ એની રાણી ફ્રાન્સની કુંવરી, જેની સાથે એણે બાપ મૂઆને ત્રણ મહીના નહોતા થયા એટલામાં લગ્ન કર્યાં, તે પણ પ્રજા વિરોધનીજ સલાહ આપનારી હતી. લોકો રોમના કાથોલિક કન્યા ન લાવવાનું કહેતા હતા તે કેવી ડાહી રાજનીતિ હતી તે હવે બરાબર સાબીત થયું. રાણીની ખેંચ પોતાના ધર્મ તર્ફ હોય એતો સ્વભાવિકજ છે, પણ તેની સાથે એ બહુ દુરાગ્રહી હતી. વળી તેની ફ્રેંચ રીતભાત પણ આ જમાનાના ઇંગ્રેજોને આંખના પાટાજેવી હતી. એ ફ્રેંચ રાણી હમેશાં આનંદકારી રમત ગમતમાં મગ્ન રહેતી હતી, અને પ્યુરિટાનને મતે તો નાટક જોવા જવું એ પણ મહા પાપનું કામ હતું.

તે છતાં જો એનામાં જૂઠાણું અથવા બેવચની પાણું હોત નહિ, તો એની આટલી ખરાબી નજ થાત. આનો થયું શું કે એણે વારંવાર પોતાનો બોલ ન પાળવાથી જ્યારે એણે પાછળથી તે પાળવાનું ધાર્યું ત્યારે પણ કોઇને એનો ભરોસો પડ્યો નહિ, અને પછી તો એના સામાવાળીઆઓને આરંભ્યું તે છેવટેજ પહોંચાડવાની જરૂર પડી. જૂઠાના માઠા પરિણામનો આ ઇતિહાસમાં મોટો અસરકારક દાખલો છે.

ધર્મવિરોધ આ રાજાએ કેવા આદર્યો તે આગળ કહેવામાં આવશે. હવે પાર્લામેંટવાર આ રાજાની હકીકત લખીએ.

**૧ લી પાર્લામેંટ.** ઇ. સં. ૧૬૨૫ માં મળી. તેણે આવી પ્રથમ કામ એ કર્યું કે ચાર્લ્સના ઘરના પાદ્રી દાક્તર માન્ટેગ્યુ જેણે એક ધર્મબોધના પુસ્તકમાં રાજાના ઇશ્વરી હક પ્રતિપાદન કરનારૂં કાંઇ છાપ્યું હતું, તેને પકડી મંગાવી કેદમાં નાંખ્યો. પછી રાજાને નાણાં આપ્યાં, પણ તુર્નના

બાબ જોગાંજ: અને તેની સાથે પાછલી પાર્લામેંટે આપેલાં નાણાંનો હિસાબ માગ્યો. તેમજ જે વેરા ઉઘરાવવાનો હક રાજાને જન્મ સુધીનો આપવામાં આવતો હતો તે પણ એને તો એક વરસનોજ આપ્યો. આમ ગુસ્સે થવાનું પાર્લામેંટને કારણ એ હતું કે હજી રાજાએ સ્પેન સાથે લડાઇ જાહેર કરી નહોતી, અને તે નિમિત્તે મંજુર થએલાં નાણાં ક્યાંહીના ક્યાંહી વાપરી નાખ્યાં હતાં. બીજું તેમના સાંભળવામાં એમ આવ્યું હતું કે ફ્રાન્સના પ્રોટેસ્ટંટોની સામા ત્યાંના રાજાની મદદે ચાર્લ્સે ઇંગ્રેજી વાહાણ મોકલ્યાં હતાં. આથી તો તેઓ ક્રોધાયમાન થઈ ગયા અને રાજાને સાફ લખી મોકલ્યું કે અમારી ફર્યાદોનો ખુલાસો કરશો ત્યાર કેડેજ અમે તમને વેરા ઉઘરાવવાની મંજુરી આપીશું. રાજાએ બહુએ કળવકળ ચલાવી, પણ તેઓ એકના બે થયા નહિ. રાજાએ ઓડવાઇ તકરારી જકાતો પોતાની મેળેજ ઉઘરાવવા માંડી, પાર્લામેંટે જે પેલા પાદ્રીને કેદ કર્યો હતો તેને છોડી મોટો ધર્માધિકારી બનાવી દીધો, અને લંડનમાં મરકી ચાલતી હતી તે બહાને એ પાર્લામેંટને તુરતની તુર્ત વિસર્જન કરી.

૨. જી પાર્લામેંટ તે છતાં રાજાને બીજે વરસેજ બોલાવવી પડી. (ઇ. સ. ૧૬૨૬.) એણે ઉછીનાં નાણાં લઇ પાર્લામેંટ વિના ચલાવી લેવાની તજવીજ તો કરી. તેમજ કાંઇ કરતાં ફતેહ થાય તો લોકોની પ્રીતિ પાછી સંપાદન કરૂં એમ ધારી, એણે સ્પેનના કેડિઝ બંદર ઉપર એક વાહાણનો જબરો કાફલો મોકલ્યો, પણ તેમાં કાંઇ વળ્યું નહિ.

આ પાર્લામેંટ બોલાવવામાં પણ તજવીજ તો બહુ કરી હતી, પરંતુ પરિણામે તે મૂર્ખાઇ નીવડી. ગઇ પાર્લામેંટના કેટલાક અગ્રેસરોને એણે શેરિફ બનાવી દીધા કે તેમનાથી એ સરકારી નોકરીના સબબે આ પાર્લામેંટમાં અવાય નહિ. પણ થયું એમકે આ કારણથી તેમના કરતાં પણ કેટલાક વધારે શૂરા દેશાભિમાનીઓ પાર્લામેંટમાં આ વખતે પેઠા. એમાં સરજાન ઇલિયટનું નામ પૂર્ણ માનથી નોંધી રાખવા જોગ છે. એ હવેથી કેટલાક વર્ષ સુધી સ્વતંત્રતાનો ઝુંડો લઇ ડાહાપણને નિડરપણેથી પાર્લામેંટમાં ઘૂમ્યો.

૩ કોઇ બે અમીરોને બકિંગહામના શત્રુ જાણી તેમનું આ પાર્લામેંટમાં નોતરૂંજ કાપ્યું. પરંતુ અમીરોની સભા મળી તેણે પહેલીજ એ

ત્રીજી પાર્લામેંટમાં તો જે આવ્યા તે ઘણાખરા શૂરવીર દેશ હિતેચ્છુઓજ હતા. લોકોએ આ વેળા પોતાના મુખ્તીઆર પસંદ કરવામાં એજ ધોરણ રાખ્યું હતું કે રાજાની સામા કમર બાંધી જેણે દુઃખ વેઠ્યાં હોય તે પહેલા અને પછી બીજા, અને રાજપક્ષનો છે એમ જેના પર વહેમ જાય તેને તો મોકલેજ નહિ. આ સમે પાર્લામેંટમાં જે સભાસદો આવ્યા તેના જેવા બુદ્ધિમાન, વિદ્વાન, શ્રીમાન કે ગૌરવવાન કોઈ વેળાજ આવ્યા હશે. મૂર્ખ રાજાએ આવી સભાને ધમકી આપી, કે તમે નાણાં નહિ આપો, તો તમે જાણોછો કે મારા હાથમાં ઘણા ઉપાય છે. આ સાંભળી તે સુદ્દઢ મંડળ ડરી નહિ. ને આકળી થઈ નહિ, પરંતુ ધીરજથી તેમણે એક મહાં અગત્યનો કાયદાનો ખરડો ઘડી કાહાડ્યો. અને રાજાએ તરફડીયાં તો બહુએ માર્યા પણ તેની પાસે આખરે અંતને હિંમતથી સહી કરાવી લીધી ત્યારેજ નાણાં મંજુર કર્યાં. આ કાયદાને "પીટીશન આવ રાઈટ્સ" એટલે "હકની અર્જી" કહેછે. એને ઇંગ્લાંડમાં બીજો "માગ્ના ચાર્ટા" કહીએ તો ચાલે.

એ કાયદાની મુખ્ય કલમો આ મતલબનીછે:—૧. ઉછીતા કે બળાત્કારે નાણાં માગવાં નહિ, અને એ પ્રમાણે જે કરવામાં આવ્યું હતું તે ગેરકાયદેસર હતું. ૨. પાર્લામેંટની મંજુરી વિના જે જે કર નાખ્યા હતા તે સર્વે ગેરવાજબી હતા અને હવે પછી તેમ કરવામાં નહિ આવે. ૩. કાયદાની કલમ લાગુ પાડ્યા વિના ફકત રાજાના હુકમથી, કોઇને કેદ કરવામાં નહિ આવે. (હામ્પડન વગેરેને એમ ફકત રાજાના હુકમથીજ કેદ કર્યા હતા.) ૪. સિપાઇઓને ઘરમાં રાખી અમુક મુદત સુધી ખવડાવવા પીવડાવવાની જરૂર પાડી હતી તે કાયદા વિરૂદ્ધ હતું, અને હવે પછી તેમ નહિ કરીએ. ૫. લશ્કરી કાયદો દેશ શાંતિને વખતે કદી પણ ચલાવીશું નહિ. એટલે કોઇને પકડી પરાણે સિપાઈગીરી કરાવવી નહિ, વગેરે.

આ કાયદાનો ઘણોખરો સમાવેશ "મેગ્ના ચાર્ટા" માં થઇ જાય છે ખરો, પણ અમલ એટલાં બધાં વરસથી એ વિરૂદ્ધ થતો આવ્યો હતો કે તે ઉપર જ્યારે રાજાની સહી થઈ ત્યારે લંડનમાં ઘેરે ઘેર દીવાળી ને ઉજાણી મિજમાનીઓ કરવામાં આવી. ચાર્લ્સને તો એ બાબત ઉપર સહી કરવી એ પોતાનું અમારા ગુપ્તીનું મધજ બોળ્યું ચાહ્યું પોતે

પાપું ચાટવા જેવુંજ હતું. એથી એણે સહી કરતાં બહુ વાર લગાડી, ને ઘણાંજ ગલ્લાં તલ્લાં માર્યાં.

"રાજહકને નડતું હોય નહિ તો" એટલા શબ્દ ઉમેરાવવાને એ બહુ મથ્યો, ને અમીરોની સભાને તો ભોળવીએ નાખી, પણ આમના લોકો તિલમાત્રે ડગ્યા નહિ. તેમણે હવે જોયું કે સરજાન ઇલિયટની સલાહ ન માની તેનું આ ફળ થાયછે. તેથી આ પ્રસંગે સરજાન ઇલિયટે રાજાના ગેરબંદોબસ્તની સામાજ જે શબ્દ વાંધો રજુ કર્યો, તે બધાએ એક મતથી સાંભળ્યો. એ ભાષણમાં આ શૂરવીર વક્તા બકિંગહામને બરતર્ફ કરવાની આવશ્યકતા વિષે બોલવા જતો હતો એટલે સ્પીકરે (પ્રમુખે) તેને અટકાવી કહ્યું કે "રાજાનો મારા ઉપર હુકમ આવ્યોછે કે અમારા મંત્રીઓ સંબંધી કોઈને કાંઈ પણ બોલવા દેવું નહિ" ઇલિયટ પોતાનું વાક્ય અધૂરૂંજ મૂકી ટપ બેસી ગયો, અને બધાની સામું જોયું કે બોલો હવે તમારે શું કરવું છે. "આ સમે સભાનો દેખાવ," એક જાતે જોનાર લખેછે કે, "વર્ણાય નહિ એવો થઈ ગયો. કેટલાક સ્વતંત્રતાને ખાતર રોયા, કેટલાક ચીડવા, કેટલાક પોતાનીજ અત્યાર સુધીની નાહિંમતને નિંદવા, અને દેશની ભવિષ્ય સ્થિતિને માટે હૈયાશોક કરવા લાગ્યા. કેટલાક ઉઠીને બોલવાનું કરે પણ છાતી ભરાઈ આવવાથી બોલી શકે નહિ. સો કરતાં વધારે સભાસદોની આંખમાંથી આ સમે દેશ દાઝના ડરડર આંસુ પડ્યાં હશે." આવા દેશભક્તો શું કરે તે કહેવાની જરૂર નથી. બંધી બંધાને ઠેકાણે રહીને બધાએ મનમાનતી ચર્ચા કરી એકમત ઠરાવ કર્યો કે એ વાંધામાં બકિંગહામનું નામ લખવુંજ.

રાજાએ જોયું કે હું મારો મમત વધારે વાર રાખી રહીશ, તો મારો વાહાલો બકિંગહામ માર્યો જવાનો. તોપણ એ હજી શુદ્ધભાવે વર્ત્યો નહિ. ખાનગીમાં મોટા મોટા ન્યાયાધીશોને બોલાવી પુછ્યું કે હું આ "અર્જી" ઉપર સહી કરૂં, તો મારો હાલ અખ્તીઆર છે તેવો રહેશે કે નહિ. તેઓ તો હાજી હાજ કરનારા હતા એટલે બોલ્યા કે, મહારાજ, ગભરાવું નહિ, આપનો અધિકાર છે તેવોને તેવોજ રહેશે, કેમકે એ લોક ગમે એવા કાયદો બાંધે પણ તેનો અર્થ કરી અમલમાં આણવો એ અમારાજ હાથમાં છે. રાજાનું આ કેવું અપ્રમાણિક પણું; વચન આપ્યા પહેલાંજ

તેને તોડવાના રસ્તા શોધેછે! આવા રાજાનો વિશ્વાસ ઉઠી જઈ બૂરા હાલ થાય એમાં શી નવાઈ?

આ રીતે આ કાયદા ઉપર સને ૧૬૨૮ ના જ્યુન માસની ૭ મી તારીખે રાજાની સહી થઈ. પણ તે માટે રાજાનો, મનોમન સાક્ષી એ ન્યાયે, કાંઈ ઉપકાર પાર્લામેંટે પોતાના મનમાં ગણ્યો નહિ, અને ચાર્લ્સના રાજકારભારની સામા જે રીતે વાંધો લખી મોકલવા ધાર્યો હતો તેજ રીતે લખી મોકલ્યો. આ ઉપરથી રાજાનો મિજાજ ગયો, પાર્લામેંટ મોકુફ કરી, અને હૈયે હતું તે હોઠે આવ્યું. તેમને વિદાય કરતાં રૂબરૂ બોલાવી મોટા દોરની સાથે જાહેર કર્યું કે મેં તમારી "હકની અર્જી" ઉપર સહી કરીછે ખરી, પણ હું વર્તવાનો તો બીજા રાજાઓ વર્તતા આવ્યા છે તેમજ એ તમે નિશ્ચય કરીને જાણજો. શી મૂર્ખાઈ!

એ પાર્લામેંટ ફરી મળી તે દરમ્યાન એક અણધાર્યો બનાવ બન્યો. બકિંગહામના હાથનીચે પહેલા નોકરી કરી કોઈ નારાજ થએલો સિપાઈ હશે, તેણે આ ટાંકણે એના મહેલમાં પેસી ખંજર વડે એનો પ્રાણ લીધો, અને કોરટમાં રજુ કર્યો ત્યારે ખાનગી અદાવતનો બિલકુલ ઇનિકાર કરી એટલુંજ કહ્યું કે મેંતો બકિંગહામને દેશનો શત્રુ જાણી મારી નાંખ્યોછે. આથી રાજાને વહેમ ગયો કે એને કાંઈ ઉશ્કેરનાર બીજા હશે, અને તેથી એની પાસે મારીને મનાવવા માંડ્યું. પણ પાર્લામેંટે વચમાં પડી તેમ કરવા દીધું નહિ અને આ વખતથી મારીને મનાવવાનો ધારો ઇંગ્લાંડમાં બંધ પડ્યો. આ ખૂનીને અલબત્ત ફાંસીની શિક્ષા થઈ, પણ સાધારણ લોકમાં તો તે મોટો ગાઝી મર્દ ગણાયો, અને ફાંસીને લાકડે ચડ્યો ત્યાંસુધી તેના જય બોલાયા. આવે સમેજ મૂર્ખ રાજાએ ધર્મવિરોધ પણ ઘણો વધારી દીધો.

આખા યૂરોપમાં પ્રોટેસ્ટંટ પંથીઓ હાલ ઘણામાં ઘણી દુર્દશાએ પહોંચ્યા હતા; ને તેથી ઇંગ્રેજો ફિકરમંદ તો રાત દહાડો રહેતાજ હતા, તેમાં ચાર્લ્સે હાલ બિશપલૉડ નામના એક ધર્માંધ પાદ્રીને તે બાબતનો ઇંગ્લાંડમાં સઘળો અધિકાર સ્વાધીન કરી દીધો. તેણે ચોતર્ફ પોતાનો ગજ બજાવવા માંડ્યો. આથી દેશમાં એટલો બધો ગભરાટ થઈ રહ્યો કે મરજાન એલિયટ જે ધર્મ વિષયમાં જરાએ ઝનુની નહોતો તે પણ આપ-

ણો માર્ગ જોખમમાં આવી પડ્યો છે એમ કહી ભરે પાર્લામેંટમાં બોલી ઉઠ્યો કે "ચાલો આપણે પ્રતિજ્ઞા લઇએ કે સ્વધર્મનું રક્ષણ આપણે વાણીથીજ નહિ પણ કૃતિથી એ કરીશું. પૂર્વ તર્કના ધર્માલયોમાં એવો ધારો છે કે સ્તવન સમે લોકો નાગી તરવાર કાઢીને ઉભા રહેછે એવું બતાવવાને કે અમે તેવડે પણ ધર્મનું રક્ષણ કરવા તૈયાર છઇએ. હું કહેવાની રજા લઉંછું કે એ ધારો ઘણો વખાણવા લાયક છે" આ સાંભળી બધાએ પ્રતિજ્ઞા લીધી કે જે થાય તે ખરૂં પણ ધર્મનું સંરક્ષણ કરવું. પછી એવા ઠરાવ કર્યા કે જે કોઈ ધર્મમાં ફેરફાર, પોપરી (પોપનો પંથ) વગેરે દાખલ કરશે અથવા રાજાને પાર્લામેંટની રજાવિના કાંઈપણ વેરો લેવાની ભલામણ કરશે અથવા તે વેરો રૈયતમાંથી જે કોઈ આપશે, તે સઘળાને હવે પછી દેશના શત્રુ ગણવામાં આવશે. આ ઠરાવ પાસ થતી વેળા પાર્લામેંટમાં જોવા જેવો તમાસો થઈ રહ્યો હતો. એ વાતની પ્રથમ દરખાસ્ત થઈ ત્યારે પ્રમુખે કહ્યું કે રાજાનો મને હુકમ છે કે એ પ્રમાણે થવા દેવું નહિ, અને એમ કહી ખુરશી ઉપરથી ઉઠી સભા બરખાસ્ત કરવા જતો હતો. પણ બીજાએ એને પકડીને બેસાડ્યો, બેજણ એને જોર જુલમથી ઝાલી રહ્યા, અને પછી સભાએ બારણા બંધ કરી પોતાનું કામ તાળીઓના તડાકા સાથે ચલાવવા માંડ્યું. આ ખબર સાંભળી રાજાએ જાસુસ મોકલ્યો પણ જ્યાં સુધી આ ઠરાવ બધો વિધિ પૂર્વક પસાર થઈ રહ્યો ત્યાં સુધી કોઇએ બારણાં ઉઘાડ્યાં નહિ. પછી તેણે આવી સભાને બરખાસ્ત કરી.

રાજા તો હવે છેક ક્રોધાંધ થઈ ગયો. એણે થોડા દિવસમાં પાર્લામેંટને ગાળો દેઈ વિસર્જન કરી, અને પછી એક જાહેરનામું કર્યું કે હવે પછીહું પાર્લામેંટ વિના રાજ ચલાવનાર છું. ઈ. સ. ૧૬૨૯, સર જાન ઇલિયટ અને બીજા જે ઉપલા ધાંધલમાં આગેવાન હતા તેને પકડી મંગાવી કામ ચલાવ્યું. તેમણે જવાબ આપ્યો કે પાર્લામેંટના સભાસદ દાખલ અમે જે જે કામ કર્યું છે તેને માટે પાર્લામેંટ વિના બીજા કોઈને કાંઈ પણ અમને પૂછવાનો અખત્યાર નથી, અને તેથી અમે જવાબ દેવાના નહિજ. કેદમાં મોકલ્યા તો ગયા, પણ તેમણે લેશમાત્ર પણ નમણું આપ્યું નહિ: સારી ચાલનાં જામીન આપો તો છોડીએ એમ કહ્યું તોપણ તે

એટલુંજ બોલ્યા કે તમારો એ માગવાનો કાંઈ અખત્યાર નથી. સર જાન ઇલિયટ તો એ ટેકમાં ને ટેક ત્રણ વર્ષે કેદમાંજ મરી ગયો.

આ રીતે રાજા પ્રજા વચ્ચેનો વિરોધ છેક જોશમાં આવી ગયો. ઈંગ્લાંડનો રાજ્યમામલો જડમૂળથી કથળી ગયો. શાણા રાજાને પણ તે પાછો સમારી લેતાં બહુ પરસેવા ઉતરે એમ હતું, તો ચાર્લ્સનું શું ગજું કે ડુબતા વહાણને તે તરાવે? એણે શું કર્યું તે આપણે જોઇએ.

---

# स्थानिक सत्ताना वधारा संबंधी मुंबाई सरकारे करेला ठरावनो सार.

મુંબાઈ ઇલાકાની અંદર સ્થાનિક સ્વરાજ્યના વધારાનો સવાલ ઘણી ચર્ચેલો ભરેલો છે. આ ઇલાકાની મ્યુનિસિપાલીટીઓ અને ડીસ્ટ્રીક્ટ અને તાલુકા લોકલફંડ કમિટિઓને હાથ મોટાં ફંડ છેજ, કે જેના ખરચ ઉપર આપ અખત્યારી અધિકાર તેઓ ભોગવેછે. અને હાલ જેવી છે તેવી એ મંડળીઓને ખરચના બીજાં ખાતાં લાભકારી રીતે સ્વાધીન કરી શકાય કે નહિ તે શક ભરેલું છે.

જે ફંડોની વ્યવસ્થાપર સરકાર અને તેના અધિકારીઓ દેખરેખ રાખેછે તેના મોટા ભાગ, સ્થાનિક મંડળીઓને સોંપવાથી એ કામ કેટલું અઘરૂં થશે તે પ્રોવિન્શિઅલ ખરચ અને ઉપજનાં જૂદાં જૂદાં ખાતાની અનુક્રમે તપાસ ઉપરથી જણાય છે. "નાનાં ખાતાં" ના સામાન્ય મથાળા નીચે સમાઈલી જૂદી જૂદી રકમો વિષે આકાઉન્ટન્ટ જનરલ એટલુંજ સૂચવેછે કે તેમાંની બે મથાળા નીચેની રકમોનો સ્થાનિક મંડળીઓએ કારબાર ચલાવવો. એમાંનું એક તો ઇલાકાનું સંગ્રહસ્થાન છે, કે જેને માટે ફકત રૂ૩૩૦૦ નીજ રકમ છે. હાલમાં આ રકમ કેળવણી ખાતાના ડીરેકટરના તાબામાં છે. અને આ જૂજ રકમ ઉપર દેખરેખ રાખવાને એક ખાસ મંડળી ઉભી કરવી તે ઘટારત છે કે નહિ એ શક ભરેલું છે. બીજી રકમ વાળી ઘોડા અને બળ ઉછારવાના ખરચ સંબંધી છે. પરંતુ સરકારનો એવો અભિપ્રાય છેકે આ કામને માટે પ્રોવિનશીઅલ ઉપજમાંથી મળતી રકમ, ઘોડાને ઉછેરવાનું કામ, લોકલફંડ કમિ-

ટિઓ અને એ કામ ઉપર દેખરેખ રાખવા ખાતાની વચે વહેંચાઈ જવાના બદલામાં, તે ખાસરીતે સ્થાપેલા એક નવાજ ખાતાની હસ્તક રાખવું એ હાલતો વધારે સારૂં છે.

એકજ અધિકારીને આપેલી સત્તા અને સમાન પદ્ધતિની આ કામની ફતેહમંદીને માટે આવશ્યકતા છે, અને આવાં કાર્યોને અર્થે ખરચની યોગ્યતા સંબંધી જૂદાં જૂદાં મત ધરાવનારી લોકલફંડ કમિટિઓના હસ્તકમાં એ રકમની વ્યવસ્થા સોંપવાથી એ પ્રાપ્ત કરવું મુશ્કેલ છે.

કેળવણીની બાબતમાં પ્રોવિન્શિયલ ફંડમાંથી જે ખરચ થાયછે તે ઘણો મોટો છે, અને તેના સંબંધમાં કેટલાક સ્થળોમાં લોકલફંડ કમિટિના હાલના બંધારણમાં થોડો સુધારો કરી સ્થાનિક સ્વસત્તા વધારવી એ ડાહાપણ ભરેલું છે અને ફાયદાકારક છે. કેળવણીખાતે સ્થાનિક મેળાની ઉપજનો જે ભાગ ઠરાવેલો છે તેની વ્યવસ્થા કરવામાં લોકલફંડ કમિટિઓ અતિ વિશેષ સત્તા ભોગવેછેજ, પરંતુ જે નિશાળો હાલમાં લોકલફંડ કમિટિની સત્તા હેઠળ નથી તે નિશાળોની નાણાં સંબંધી અને બીજી બાબતની વ્યવસ્થા કરવાને સારૂ ખાસ સ્કૂલ બોરડો અને કમિટિઓ ઉભી કરવાથી કેળવણીની બાબતમાં સ્થાનિક તંગાસો ખસેડવામાં અને સ્થાનિક પ્રયત્નોને ઉત્તેજન આપવામાં લાભ થશે કે નહિ તે વિશે કેળવણી ખાતાની સરકારે વિચાર કરવાનો છે. ઉત્તર પ્રાંતના કમિશનર તથા બીજા અધિકારીઓના મત પૂછેલા તેઓનો એવો અભિપ્રાય છે કે કેળવણીખાતે સરકાર જે રકમ ખરચે છે તેનો અતિ વધારે ભાગ ઊંચી કેળવણી ખાતે ખરચાયછે; કે ઊંચી કેળવણી લેનારાઓએ એ ખરચમાં વધારે ભાગ આપવો જોઇએ, અને કેળવણીખાતે પ્રોવિન્શિયલ ઉપજમાંથી જે રકમ અપાયછે તેનો વધારે ભાગ ગામડાંમાં નિશાળો સ્થાપવાને તથા તેમને ચલાવવાને આપવો જોઇએ. ખેતી અને હુનરોના વર્ગોને વધારે રકમ આપવાની પણ મી. શેપર્ડ તર્કણ કરેછે અને તે એવું ધારેછે કે ઊંચા વર્ગની શાળાઓને મુકાબલે ગામઠી નિશાળો ઉઘાડી હોય અને જે ખાસ વર્ગોની તે ભલામણ કરેછે તે વર્ગોને વિશેષ ઉત્તેજન આપ્યું હોય તો તેની વ્યવસ્થા કરવાને કદાચ યોગ્ય લોકલ કમિટિઓ મળી શકે. આ સુચનાઓ અને બાબતો વિશે કેળવણીખાતાને

લગતી સરકાર યોગ્ય રીતે વિચાર કરી શકે. હિંદ સરકારની ઉમેદો બર લાવવા માટે તથા સ્થાનિક કેળવણીની બાબતમાં લોકોની હોંશને ઉત્તેજન આપવાને કરેલી હરકોઈ દરખાસ્તો મેહેસુલ ખાતાની સરકાર ખુશીથી મંજુર કરશે, અને કેળવણીખાતે હાલમાં જે રકમ ઠરાવેલી છે તે રકમ કરતાં વધારે રકમ મંજુર કરી શકાય એવી સ્થિતિમાં હજુ સરકાર નથી એ યાદ રાખવાની માત્ર તે સરકાર અરજ કરેછે.

'મેડીકલ'ના પેટામાં સરકાર જે રકમ હાલમાં આપેછે અને વ્યવસ્થા કરેછે તેનો જે ભાગ ગવર્નર સાહેબના અભિપ્રાયમાં સ્થાનિક મંડળીઓના હસ્તકમાં સોંપી શકાય તે ભાગ ડીસ્પેન્સરીઓ ચલાવવા માટે રાવેલી રકમ માત્ર છે. આ સંબંધી જુદા ઠરાવ હવે પછી બહાર પાડ‐ ામાં આવશે. સરકારનો એવો અભિપ્રાય છેકે સિવિલ હાસ્પિટલોને માટે રાવેલી રકમો હાલમાં છે તેમ વૈદક ખાતાની વ્યવસ્થામાં રહેવી જો‐ ઇએ. શિતળા અને સાનિટેશનની બાબતમાં હાલમાં ચાલતી પદ્ધતિમાં કાંઈ પણ ફેરફાર કરવાની અગત્ય પણ વિચારવા જેવી જણાયછે. શેતળા અને સાનિટેશનને માટે જે પ્રોવિન્શિયલ ગ્રાંટ ઠરાવેલી છે. તે મુખ્યતવે દેખરેખ પાછળ ખરચાયછે. એ રકમ એકંદર આ ચાલતી સાલમાં ૨૧,૪૮,૦૦૦ એકલાખ અડતાળીશ હજાર છે, અને એ રકમ‐ માંના ૨૧,૩૯,૮૦૦ એકલાખ ઓગણ ચાળીશ હજાર અને આઠશો કમિશનરનો, તેના ડીપ્યુટીઓના, શિતળાખાતાના સુપ્રિન્ટેન્ડન્ટોના, ઇન્સ્પે‐ કટરો અને આસિસ્ટંટોના પગાર અને તેમની આફિસના નોકરો વગે‐ રેના પગારખાતે ખરચાયછે, અને બાકીની રકમ મુસાફરીના ખરચ તથા બીજા કંટીજંટ ખરચખાતે ખરચાય છે. આરોગ્યતા જાળવવાને લીધેલા ઉપાયો અમલમાં લાવવાની અને તેમનાપર દેખરેખ રાખવાની ફરજ છોડવાનું સરકારને દુરસ્ત લાગતું નથી; અને નામદાર ગવર્નર સાહેબ એવું ધારેછે કે, આવા ફેરફારને લીધે દિલગીરી બતાવવામાં સે‐ નિટરી કમિશનરે રીપોર્ટ મોકલ્યો છે તેની જોડે એ ખાતાના નોકરોની સંખ્યા અને પગારમાં વધારો કરવા માટે વિશેષ લખાણથી દરખાસ્તો છે. એ દરખાસ્તો પાછળ પ્રોવિન્શિયલ રેવિન્યુખાતે ૩૪૬,૦૦૦ નો દરવરસે વિશેષ ખર્ચ થાય એમ છે. જે હેતુઓ મી. લમ્સડેઇન પ્રાપ્ત કરવાને

ઇચ્છેછે તે બેશક ચાહાવા લાયક છે પરંતુ નામદાર ગવર્નર સાહેબ દિલગીર છેકે ખરચનો આટલો બધો વધારો કરવાની જરૂર પાડે એવીયોજના હાલમાં મંજુર થઈ શકે તેમ નથી. વળી આવો વધારો પાછું પગલું ભરેલું થશે, તે એટલે સુધી કે દેખરેખનું કામ સરકારે પોતાના હસ્તકમાં રાખવું પણ ખરેખરૂં કરવાનું કામ ઘણેદરજે સ્થાનિક મંડળીઓએચલાવવું.

પબ્લિકવર્કસ ખાતાની સને ૧૮૮૨ની તા. ૫ મી જાન્યુઆરીની યાદી નં. અ—૧૩ માં દર્શાવેલાં કારણોને લીધે જાહેર બાંધકામો પાછળ પ્રોવિન્શિયલ ફંડનો ખરચ કરવાની તેમને જેટલી સત્તાછે તે કરતાં સ્થાનિક મંડળીઓને વધારે સત્તા આપવાનું દુરસ્ત નથી તથા તેમ કરવું એ કરકસરની રીતિ નથી, એવો પબ્લિક વર્કસખાતાના સેક્રેટરીનો અભિપ્રાય છે તેને મહેસુલ ખાતાની સરકાર અનુમત આપેછે.

(હિતેચ્છુ.)

---

## સ્ત્રીકેળવણી.

(સાંધણ પાને ૯૨ થી).

આપણો ભરતખંડ પ્રાચીનકાળમાં સુધરેલો અને સુખી હતો તે વેળા ઘણી સ્ત્રીઓ ભણતી હતી. આજે પણ સુધરેલા દેશોમાં સ્ત્રી કેળવણી અવશ્યની ગણાયછે. જે દેશમાં સ્ત્રી કેળવણી નથી તે દેશ કદીપણ સારી રીતે સુધરેલો ન કહેવાય. કારણ, જ્યાં સુધી સ્ત્રીઓએ સંપૂર્ણ રીતે વિદ્યાભ્યાસ કરેલો નથી, ત્યાં સુધી ત્યાંની વસ્તીનો અર્ધો ભાગ તો બેશક અભણ અને અજ્ઞાનજ રહે એમાં નવાઈ નથી. સ્ત્રી અને પુરૂષની સંખ્યા ઘણુંકરીને સરખી અટકળવામાં આવેછે. હવે જો પુરૂષોજ ભણે અને સ્ત્રીઓ નજ ભણે તો ઉપર કહ્યું તેમજ થાય. જ્યાં સુધી અર્ધા કે તેથી વધારે ભાગ અજ્ઞાન અવસ્થામાં રહે ત્યાં સુધી દેશોન્નતિની લગાર પણ આશા રાખવી તે વ્યર્થછે.

હિંદુ શાસ્ત્રવાળાઓએ સ્ત્રીને અર્ધાંગના એવું નામ આપેલુંછે. એ અર્ધાંગના શબ્દનો અર્થ એવો થાયછે કે "અર્ધા અંગવાળી" એટલે આ સંસારમાં પુરૂષનેજે જે દુઃખ અને સુખ મળે તેમાં અર્ધો ભાગ લેનારી. સ્ત્રી પુરૂષને માથે વખતે મહાભારત દુઃખ આવી પડેછે, ત્યારે સુપાત્ર

સ્ત્રી પોતાના પતિના દુઃખમાંથી અર્ધો ભાગ લેછે, અને પુરૂષને ખૂબ વિચાર કરીને સારી સલાહ આપેછે. પોતાનો પતિ વિચાર કરવામાં ભૂલતો હોય તો તેને બીજા એવી જાતનાં બનેલાં દૃષ્ટાંતો આપી તેના વિચારને સુધારે છે. અર્ધાંગના શબ્દના ગુણ હાલની સ્ત્રીઓમાં કવચિતજ જોવામાં આવેછે, કારણ વિદ્યારૂપી સૂર્યનો પ્રકાશ તેના અંતઃકરણમાં થયા વિના તેને આ વાતની ખબરે પડતીજ નથી કે હું પરણતી વેળા મારા પતિ સાથે આટલી આટલી વાતો વિધિ શાસ્ત્રની રીતે બંધાએલીછું. સુપાત્ર નારીઓ દુઃખની વેળા પણ બનતો શ્રમ કરી પોતાના ઘરની જતી આબરૂ રાખેછે, અને કુપાત્ર નારીઓ દુઃખની વખતે પોતાનું છિદ્ર બીજી જગાએ ઉઘાડું કરી પોતાના ઘરની આબરૂ ગુમાવે છે. આવા દાખલા ઘણા મળી આવે તેમ છે.

આપણા શાસ્ત્રમાં સ્ત્રીને મિત્ર બરોબર ગણેલી જણાયછે, અને આજના સુધરેલા લોકો પણ તેમજ ગણેછે. મિત્ર શબ્દનો અર્થ પણ સુખ દુઃખમાં ભાગ લેનારો એવોજ થાયછે. તો હવે સ્ત્રી ભણ્યા વિના મિત્રની ગરજ પણ સારતી નથી. આજના જમાનામાં ઘણે ઠેકાણે પુરૂષો ભણેલા અને તેમની સ્ત્રીઓ અજ્ઞાન માલમ પડેછે, તો તે ઠેકાણે તેવા સુધરેલા પુરૂષોને તે અજ્ઞાન સ્ત્રીઓ સુધારાના કે દેશહિતના કામમાં જરા પણ મદદ કરી શકતી નથી, પણ ઉલટી આડી આવેછે. કહેવતછે કે "એકલે હાથે તાળી ન પડે" તે પ્રમાણે અર્ધાંગનાની સાનુકુળતા વિના અલબત્ત સુધરેલા પુરૂષોને પણ બહુજ અડચણ પડેછે, અને હજી પણ જો સ્ત્રી કેળવણીનો પ્રસાર મનમાનતો ન થયો તો ઉછરતી પ્રજાના પણ એજ હાલ સમજવા.

ઉપર લખ્યા પ્રમાણે અર્ધો ભાગ જંગલી રહે, અને તે પણ પુરૂષને નડે; સિવાય પણ બીજી ગેરફાયદો એછે કે સ્ત્રી ભણ્યા વિના પુરૂષની કેળવણી પણ અપૂર્ણજ રહેછે. સ્ત્રીઓની અજ્ઞાનતાને લીધે પુરૂષો પણ એકાગ્રચિત્તથી સારી રીતે અને સંપૂર્ણ અભ્યાસ કરી શકતા નથી. આ પ્રમાણે બનતું ઘણે ઠેકાણે અને ઘણા જણના જોવામાં આવ્યું હશે. બાપ (સુધરેલો અને સુખી હશે તો) કહેશે કે હમણાં અઢાર, વીસ વરસનો થાય ત્યાંસુધી છોકરાને ભણાવવોછે, અને તેની મા કહેશે કે મારે તો ઝટપટ પરણાવીને લગનનો લાવો લેવોછે! તમે પુરૂષ તે ઘરના કામમાં શું જાણો! ફલાણા પાડોશીનો ફલાણો દીકરો તો કાંઇએ ભણ્યો નથી ને ઝટ પરણાવ્યો; અને

આતો થોડું પણ ભણ્યોછે, તોએ તમે ના કહોછો તે સારૂં કરોછો? બીજી પાડોશણો પડએથી ટેકો આપેછે કે હા બાઇ, ખરી વાત. જ્યારે કંગાલ, ભૂખે મરતા અને નીચકુળના માણસની પેઠે આપણાં છોકરાં પણ મોટાં હીજડાં જેવાં થઇને પરણે ત્યારે તેનામાં અને આપણામાં તફાવત શો! આપણે કુળવાન શાના?! મારા વાહાલા દેશી ભાઇઓ, આપણું કુલિનપણું અતિ નુકસાનકારી અને દેશના મોટા શત્રુ જેવા બાળલગ્નમાંજ આવી રહ્યુંછે એ અતિ ખેદકારક નથી વારૂ?

જે આર્યના પૂર્વજો નાનપણમાં બ્રહ્મચર્યવ્રત પાળી મોટી ઉમરે લગ્ન કરતા, તેનાજ તનુજો આજે આવા નાદાન વિચારના થઇ ગયાછે, એ આર્ય નામનેજ ઝાંખું પાડી દેછે, એમાં શક નથી. આવી રીતે હાલના જમાનાની સ્ત્રીઓ કેવળ અજ્ઞાનછે, તેથી પુરૂષની કેળવણીને પણ ધોકો પહોંચેછે, તો સ્ત્રીઓની કેળવણીને તો પહોંચે એમાં શી નવાઇ? હાલની ઉછરતી તરૂણ બાળાઓ પણ જો તેમની માતાઓની પેઠે અજ્ઞાન રહી, તો આવતા જમાનાને પણ મોટું નુકશાન થશે એ નિઃસંશયછે.

અગાઉના વખતમાં જ્યારે આપણા લોકો સુધરેલા હતા, જ્યારે આપણો ભરતખંડ પોતાની કીર્તિવડે પ્રકાશિત હતો, જ્યારે આ દેશની વિદ્યા બીજા દેશો કરતાં કેટલીક રીતે શ્રેષ્ઠ ગણાતી હતી, જ્યારે વિદ્યા ભણવા માટે આપણા લોકો ભરતખંડ છોડી વખતે બીજા દેશમાં જતા અને બીજા દેશથી લોકો વિદ્યા કે લક્ષ્મી મેળવવા માટે અહીં આવતા, ત્યારે આપણા દેશમાં પણ સ્ત્રી કેળવણી ઘણી હતી. જેમ હાલ યુરોપખંડમાં સ્ત્રી જાતિમાંનો ઘણો ભાગ ભણેછે, તેમ આપણામાં પણ આગળ ઘણી સ્ત્રીઓ ભણતી.તેના ઘણા દાખલા મળી આવેછે.આગળની કેટલીક સ્ત્રીઓતો વિદ્વાન ગણાતી હતી, અને કેટલીએકતો વિદ્વાન પુરૂષોને પણ વિદ્યા વિવાદમાં હરાવતી હતી. વળી કેટલીએકતો એ બાબતની યાદગીરીને માટે પોતાને હાથે મોટા વિદ્વાનોની પેઠે ગ્રંથો પણ લખી ગઇછે, કે તે ઉપરથી પણ વિચાર કરતાં આપણને કંઇક અસર થાય અને ચાનક ચડે. સીતા, દમયંતી, દ્રૌપદી, રૂક્ષ્મણી અને કુંતા વગેરે ઘણી સ્ત્રીઓ ભણેલી હતી. મોટા લોકની નહિ પણ બીજા ગરીબ લોકોની સ્ત્રીઓ પણ ભણતી હતી. મંડનમિશ્ર નામે પંડિતને સરસ્વતી નામે સ્ત્રી હતી તે ઘણું ભણેલી હતી. ભાસ્કરાચાર્ય

મૈત્રી વડે સુગમ માર્ગ સદા મળેછે,
મૈત્રી વિના કઈક મૂર્ખ કુપંથ લેછે—૧

(શાર્દૂલવિક્રીડિતની ચાલ.)

મૈત્રી મેવુંજ રત્ન એક સહુમાં, સદ્‍ભાગ્યથી સાંપડે;
પાળે જો સંભાળિ શુદ્ધ મનથી, તો સાર શિદ્ધી જડે;
રાખ્યાથી ચિતમાં વિવેક ગુણને, રે નેક નિશ્ચે ખરી,
જેમે પર્મ પવિત્ર માત્ર પ્રત્યે, તો પ્યાર નિશ્ચે કરી—૧

(દોહરો.)

યાચક ગરજુ જનને, જેહેમી મન ફરેલ;
તે શું પ્રીતી બાંધતાં, પછી પડે મુશ્કેલ—૧

ક્રોધી ક્રૂર જુગારીને, જાઠ વદે જે વાત; ... માને ...નન હરેત ભરેલી તેને અંતર આપતાં, અંતે પ્રમાણે કમિશન એમ જાહેર કરશે પૂર્ણ પ્રમાણિકમજ યૂરોપીઅનોમાં મરણોનાં સેંકડાનું પ્રમાણ કાન મુકરરેજુંછે, કાલેરાને ગટરોસાથ ઝાઝો સંબંધ નથી; પણ ...નના મોજા અને તે વખતે હવામાં જે વીજળી હોય ...થા વચ્ચે સંબંધ છે ખરો; અને ટુંકમાં આપણી તરફ થતાં પુ... સાથ કાલેરાના ફેલાવવાની સરખામણી કરી શકાય એમછે. આ સઘળું અચંબા ભરેલું છે, પણ ઉપલો લખનાર વિશેષ એમ જણાવેછે કે જે વાત ચાલી રહીછે તે પ્રમાણે અસાર-લગણ આપણ કાલેરાના રોગને તેની પ્રથમ સ્થિતિમાં નથી પીછાની શકતા, એ માત્ર ભૂલછે, કેમકે આગલાં વરસોના હિસાબો ઉપરથી આ બાબત લગભગ મુકરર થઈ શકે એમછે કે જૂદે જૂદે ઠેકાણે કાલેરા કયારે દેખાવ દેશે કેહેછે કે કાલેરા ...રે નિમાયેલી કમિટિ ભલામણ કરશે કે જ્યારે કાલેરાની મોસમ આવે ...રે તાવના દરેક દરદીની બહુજ ધ્યાનથી તપાસ લેવી, કે પછી કાલેરાનો ...વ બીજા તાવોથી કેમ જૂદો પડેછે તે મુકરર કરવામાં આવે.

મદ્રાસમાં ધર્મ ખાતાંઓની નેમણુકો—૧૮૭૩ માં ઇનામ કમિ...નરે કરેલાં લખાણની એક નકલ મદ્રાસની સરકારે વર્તમાન પત્રોમાં

છપાવ્યુંછે, તેમાં જણાવે છે કે ૧૮૭૧ ના માર્ચ સુધી હીંદુઓને ધર્મ-ખાતે સરકાર તર્ફથી રૂ ૨૨ાા લાખને સુમારે ઉપજની ૧૬૭૦૦૦ એકર જગા અને ખ્રીસ્તીઓને. રૂ૫૦૦૦) ની ઉપજની ૨૬૦૦ એકર જમીન મુકરર કીધી હતી હવે આ રકમ તે વરસમાં સરકારે બાહાલ રાખેલી છે અને-દરસાલ રૂ૬૨) લાખ જુદા જુદા ધર્મસ્થાનોને અપાય છે, જે ઉપરાંત બ્રાહ્મણો અને બીજાઓને જે ધર્મદાન મળ્યાંછે તેતો જુદાં સઘળાં ખ્રીસ્તી ધર્મસ્થાનોને રૂ ૪ાા લાખ મળેછે.

---

## नवां पुस्तक चोपानियां.

(મહાલક્ષ્મી સ્મરણાર્થ) નારીધર્મ. મૂળ બંગાળીમાંથી ભાષાંતર કરનાર શ્રી નારાયણ હેમચંદ્ર, અને તે પોતાની સ્ત્રી મહાલક્ષ્મીના જિવણ ચરિત્ર સાથે તેના સ્મરણાર્થે છપાવી પ્રગટ કરનાર ભાઈ ડાહ્યાભાઈ જમનાદાસ. એ મૂળ ગ્રંથની શૈલી એવી છેકે એકાદા શ્લોકનું પ્રથમ પ્રમાણ આપી તેને અનુસરી સ્ત્રીઓના ધર્મ સમજાવવા. એ પ્રમાણ ઘણા ખરા મનુસ્મૃતિને મહાભારતમાંના છે. શ્લોક ઉતારતા છાપવામાં કેટલીક ભૂલ થઈ ગએલી જણાયછે, પણ તે સારા ભાવવાળા, ને સુબોધકારી છે. કોઈ કોઈ સ્થળે એ વચનો સ્ત્રીનું દાસત્વ પ્રતિપાદન કરનારા છે ખરાં, અને તે બાબત ભાષાંતર કર્તા પ્રસ્તાવનામાં લખેછે કે "બાહડીઓએ પોતાનું કર્તવ્ય એ ભાવથી ગ્રહણ કર્યાથી તેઓનું મંગળ થાયછે." અને "જો પુરૂષધર્મ લખવાનું થશે તો તેને નારીઓના આધીનમાં રહેવાનું તે સ્થળે બોધવામાં આવશે." અમને તો આવી અતિશયોક્તિની રીત પસંદ નથી, અને બ્રાહ્મ (બ્રહ્મ સમાજથી) સંમત ગણનાર આવી પુરાણી ઢબ પસંદ કરે એ અમને કાંઈક વિપરીત ભાસેછે. તે છતાં બધું જોતાં આ પુસ્તક સારૂંછે અને આપણા દેશની સ્ત્રીઓ ભાવથી વાંચે ને સમજી શકે તો તેમને બેશક ઘણો ફાયદો થાય એમછે.

જે મહાલક્ષ્મીબાઈનું નામ અમર રાખવાને અર્થે આ ગ્રંથ પ્રગટ કર્યોછે તે શેઠ. બહેચરદાસ અંબાઈદાસની પુત્રી હતી અને તેની વાહગીરીને માટે એના એ ઉદાર બાપે. અમદાવાદમાં એક સ્ત્રીશાળા પણ

વર્ષથી બંધાવી છે. અને તેનું જે જિવન ચરિત્ર તેના ધણી ડાહ્યાભાઈ જમનાદાસે આપ્યું છે તેની છપાછપ ને વિગત પણ રાવ સાહેબ મહીપતરામે લખેલા પાર્વતીકુંવર આખ્યાનને બહુજ મળતી આવેછે.

આ ચોપડીના પૃષ્ટ ૮૦ ને કિંમત ચાર આના છે. જાહેર લાઈબ્રેરીઓ તથા રીડિંગરૂમ વાળાને જો, બક્ષિદા એક નકલ જોઇતી હશે તો અમદાવાદમાં એ ડાહ્યાભાઈ જમનાદાસ ઉપર ટપાલ ખર્ચનો ૧ આનો મોકલ્યાથી મળશે.

ઔદિચ્ય પ્રકાશ, એટલે, ઔદિચ્ય બ્રાહ્મણોને પ્રથમ મૂળરાજાએ બોલાવ્યા તથા કોને કોને ક્યાં વસાવ્યા એનું વર્ણન પહેલાં કોઈ વેણદત્ત નામના કવિયે સસ્કૃતમાં કરેલું તેનું મૂળ શ્લોક સાથે ગુજરાતીમાં ભાષાંતર કરી દ્વિવેદિ મૂળશંકર દયારામે વળાના મુખ્ય કારભારી રાજ્યશ્રી બાઉભાઈ મણિશંકરના આશ્રયથી છપાવીને પ્રગટ કર્યું છે. તેની એક નકલ અમને પહોંચી છે. ઔદિચ્ય બ્રાહ્મણોને એ ગ્રંથ વાંચવા જોગછે. એ ઉપરથી તેમને પોતાના ગોત્ર પ્રવર વિગેરે ઘણીક બાબતનું જ્ઞાન થશે. છાપાના અક્ષર મોટા ને સુંદર, તથા ભાષા સમજાય એવી છે. પૃષ્ટ ૨૩૪ ને કિંમત રૂ. ૧॥).

ખાંડ બનાવવા વિષે નિબંધ, બનાવનાર કુંડળાના નિવાસી વૈદ્ય મયારામ સુંદરજી. એમાં શેરડી શીરીતે થાયછે તથા તે થઈ રહ્યાપછી તેની ખાંડ કેવી કેવી રીતે બને તેનું વિગતવાર વર્ણન કર્યુંછે. અમે આ નાની પણ અગત્યની ચોપડી જોઈ ઘણા ખુશી થયા છઇએ, અને કારીગરીના કામોનો શોખ રાખનારાને ધ્યાન દઈ વાંચવાની ભલામણ કરીએ છઇએ. કારીગરીને ઉત્તેજન આપવા બાબત સામાન્ય બોધ કરવા તેનાં કરતા હુનરી કામનો આવી રીતે ખુલાસો કરનારાં વધારે અગત્યનાં છે. એથી મોટું એક એજ છેકે મૂડીવાળાએ તેના ખાનગી પ્રયોગ કરી જોઈ તથા ઉપજ ખરચનો વિચાર કરી લાભ પડતી રીતે તેવા કામનાં કારખાનાં કાઢવા. આ ચોપડીપરથી જણાયછે કે કુંડળાના નગરશેઠ પારેખ જુઠા જીવાભાઈએ ખાંડ બનાવવાનુ કામ ચલાવવા માંડ્યું છે. અમે ઇચ્છીએ છઇએ કે એ કામથી એ શેઠને તથા આપણા પ્રાંતને ઘણો લાભ થાઓ. આ ચોપડીના પૃષ્ટ ૫૨ તથા કિંમત આના ચારછે.

હુમર પ્રકાશ. એ નામનું માસિક ચોપાનીઉ ખેડામાંથી માધવરાવ

કૃષ્ણાજીએ પ્રગટ કરવા માંડ્યું છે તેના ચાર અંક અમને આજ સુધીમાં પહોંચી ચૂક્યાછે. એમાં ભાત ભતની ચીજો બનાવવાની જુક્તિઓ લખવામાં આવેછે; જેમક દીવાસળી બનાવવાની રીત, ફાસ્ફરસ બનાવવાની રીત, સાલમપાકનો મસાલો, ગુંદરપાક બનાવવાની રીત, ઉંદરો દૂર કરવાની યુક્તિ, રેશમી કાપડ ઉપરથી ડાઘ કાહાડી નાંખવાની યુક્તિ, કેરપત્રવી, મંજનો બનાવવાની રીત, સમસ્યા, કોહેડા, વગેરે અનેક પરચૂરણ બાબતોના ટુંકા ટુંકા ફકરા આવેછે. ઉપયોગી જ્ઞાનની અરેબરી ખાણછે, અને દરેક માણસે પોતાની પાસે રાખવું જોઈએ. એની કિંમત અગાઉથી આપે તો વર્ષની ટપાલખર્ચ સુધાં રૂ.૧ ૪-૦ રાખીછે. એના અધિપતિને અમારી ભલામણ છે કે ભાષા તથા જોડણી ઉપર કાંઈક વધારે ધ્યાન આપવું, અને બને ત્યાંસુધી દેશી સાહિત્યો વડેજ બનાવવાની રીત બતાવવી. એમ થવાથી એ માસિક વધારે સુંદર તથા ઉપયોગી થઈ પડશે એમાં કાંઈ શક નથી.

હલકી બાબતો. વડોદરા સ્વદેશ હિતવર્ધક સભા તર્ફથી પ્રગટ થતી પુસ્તકમાળાનો આ અગીયારમો અંક છે, અને તે રા. હરગોવનદાસની કલમથી લખાએલો છે જો એક પાઈજ તમારી પાસે ખર્ચવા જોગી હોય, તો દોડો ને આ ચો-પાનીઉં લો. એથી તમને મોહોર મોહોરની શીખામણ મળશે.

**The Children's Friend** એ નામનું ઈંગ્રેજી નિશાળમાં ભણનારા છોકરાના લાભને સારૂ મુંબાઈમાં પ્રગટ થતું છ પાનીકું પહોંચ્યુંછે. એનું વાર્ષિક લવાજમ ૦૫ રૂપિયો છે. એમાં રમુજી તથા છોકરાને ઉપયોગી બાબતો આવેછે. હાઇસ્કૂલના છોકરા એ લઈને વાંચે તો બેશક તેની કિંમત કરતાં સોગણો ફાયદો થશે.

બાળમિત્ર ઉપલીજ રૂપનું પણ ગુજરાતી ભાષાનું છ-પાનીઉં છે. અમને જે અંક મળ્યો છે તેમાં તો કાંઈ ઝાઝો માલ જણાતો નથી.

માલતી માધવ નામના પ્રખ્યાત સંસ્કૃત નાટકનું ભાષાંતર દ્વિવેદિ મણિલાલ નભુભાઈ. બી. એ. ની તર્ફથી લાંબા વખતપર પ્રગટ થએલું તેની તથા સ્વકૃત કાંતા નામના હાલ બનાવેલા નાટકની એક નકલ અમને પહોંચી છે. એ બંને વિષે વિચાર હવે પછી આપીશું.

---

## निशाळोनां इनाम पत्रक.

સોરઠ પ્રાંત. ૧૫-૮-૮૧. ૫૧૭

બગસરા. આ. રેવાશંકર અંબાશંકર રૂ૧૧) મીઠાઈ રૂ૧ મહેતાજીને—હડાળા. આ. રેવાશંકર અંબાશંકરે રૂ૧-૨-૦ ચોપડીઓ રૂ૧) મીઠાઈ.

ચુડા. રા. મણીશંકર તારણજી ૩૧) મીઠાઈ ૩૧-૨-૦ મહેતાજીને—વા-ધણીયા. કુમારશ્રી. જસવંતસીંહ એતાબાઈ ૩૧) ચોપડીયો ધાંધસ ખોડા-રામ ૩૧) મહેતાજીને—બરવાળા. સ્કૂલ કમિટિ તર્ફથી ૩||| મીઠાઈ—ગામલોકો તર્ફથી૨||| મહેતાજીને—ઢસા. દેશાઈ અંબાવીદાસ જીવાભાઈ ૨||| રા. વાલા ભગા ૩૨) વાલા મામૈયા ગાંગા ૨૨) વાલા ફકીરા મેંકા ૨૨) ઠકર. મીઠા પુંજા ૩૧) ગાંધી. વસરામસંઘજી ૩૧) શેઠ રૂપશી કાબા ૨||| ગાંધી મોતીચંદ સંઘજી ૩૧) શેઠ શામજી કરશન ૩૧) શેઠ રામચંદ ઓધા ૩૧) શેઠ વેલજી ઓધા ૩|| શેઠ હેમચંદ હરજી ૩|| ઠા. લવજી ઓધવજી ૩| પટેલ ગોવા દેવદાસ ૩૧) પટેલ મબા ઉકરડા. ૩૧) સોની હમીર વાલેરા ૩|| શેઠ ત્રીભોવનસંઘજી ૩||~ વાલ. ભોજા ૩૧|| કુલ ૩૨૬-૧-૦ નિશાળમાં વાંગનુ કરી છોકરાઓને જમાડ્યા—આણુકવાડા. આ. નર્મદેશ્વર હરેશ્વર ખીજડીયા વહીવટદાર ૩૧) મે. પેલાભાઈ લક્ષ્મી-દાસ ડે. આ. પો. એ પ્રાં. સોરઠ ૩૨|| આ. ભગવાનજી ભોળાનાથ જસદણ કારભારી ૩૧૫) આ. રૂદરજી કૃપારામ. જુનાગઢ વકીલ ૩૧૦) આ. લક્ષ્મીશંકર સેનકરાય ભાવનગર વકીલ ૩૧૦) આ. ઉમર નુરમામદ પાલીતાણા વકીલ ૩૫) આ. લક્ષ્મીશંકર પ્રભુદાસ પોરબંદર વકીલ ૩૫) આ. બાબરાના કામદાર તર્ફથી ૩૫) આ. કેશવલાલ પ્રીતમલાલ વડીયા વહીવટદાર ૩૩) જમાદાર બસારતખાં શેરખાં ૩૨) આ. રૂદરજી કૃપારામ જુનાગઢ વકીલ ૩૧૫) આ. છોટાલાલ સીવજી માંગરોળના કારભારી ૩૫) વાલા. રામસામત જેતપોર ભાગદાર ૩૫) વાલા ખોડાઆલા બીલખા કારભારી ૩૪) વાલા કાળા દેવા બીલખા કારભારી ૩૨) વાલા. હરસુર લક્ષ્મણ બગસરા ભાગદાર ૩૧) વાલા. જગી લક્ષ્મણ બગસરા ભાગદાર ૩૧) વાલા. મુળુ ભાયા બગસર ભાગદાર ૩૧) વાલા. ગોરખા જેતપોર ભાગદાર ૩૧) આ. મે. સો. પ્રાં. ડે. આ. પો. એ. સા. ૩૧૭) ઉના. ખુદાવંત નવાબ સાહેબ તર્ફથી ૩૪-૧૩-૬ ઉના. કન્યાશાળા. ખુ. નવાબ સાહેબ તર્ફથી ૩૧) દેલવાડા. ખુ. નવાબ સાહેબ તર્ફથી ૩૧) તથા કન્યા-શાળામાં ૩|| ભેરાઈ. હરખશંકર પોલીસ ફોજદાર ૩|| જમાદાર મનસાર સાલે ૩|| રા. લીલાધર મુળશંકર ૩|| કોટડી. વર વાલેરા. ૩|| ધાં-ખણ ભોજા. ૩|| વર દેક ૩| બારપટોળી. રા. ભેરાઈના વહીવટદાર તર્ફથી ૩૦-૬-૬.

(અપૂર્ણ.)

# જાહેર ખબરો.

નંબર ૬૯૨૯

હવેથી ઉત્તર પ્રાંતમાં ફર્સ્ટ ને સેકંડગ્રેડ પબ્લિક સર્વિસ સર્ટિફિકેટની પરીક્ષાના ઉમેદવારોને જે ઠેકાણે પરીક્ષા આપવી સુગમ હશે ત્યાં આપવાની છુટછે, અને જે જીલ્લા કે એજન્સીમાં પરીક્ષા આપવી હશે, ત્યાં પાછલા છમાસ સુધી રહ્યો હતો એવું સર્ટિફીકેટ લાવવાની જરૂરનથી.

પણ જે જીલા અથવા એજન્સીમાં હમેશ રહેતો હોય ત્યાંની કમિટિ આગળ ન જાય તો જે કમિટી આગળ હાજર થાય તેની ખાત્રી કરી આપવી પડશે કે તે ઠેકાણે પરીક્ષા આપવા આવવાના સારાં કારણોછે, એ પ્રમાણે નહિ કરે તો તેની પરીક્ષા લેવાની ના પાડવાનો અને તે જે જીલ્લા કે એજન્સીમા હમેશા રહે તો હોય તે કમિટી આગળ જવાનું કહેવાનો એ કમિટીને અખત્યાર છે.

કાંપ કાલોલ } (ઇંગ્રેજી સહી.) ઈ જાઈલ્સ.
૩૧મી માર્ચ. ૧૮૮૨ } એજ્યુકેશનલ. ઇન્સ્પેકટર. ઉ. પ્રાં.

નંબર ૬૯૩૦

પ્રાંત સોરઠમાં પીપળીના મહેતાજી વિસારામ પ્રચ્છારામે કાઠીયાવાડના જ્યુડિશિયલ આસિસ્ટંટ મહેરબાન એચ આસ્ટન સાહેબની આગળ જાણીને જુઠી અને ફરેબ ભરેલી સાક્ષી ખૂનના મુકદમામાં આપી તે માટે મહેરબાન ડિરેકટર આવ્ પબ્લિક ઇન્સ્ટ્રકશન સાહેબના હુકમથી કેળવણી ખાતામાંથી તેને બરતર્ફ કર્યોછે.

મુ. કાલોલ. } ઈ. જાઇલ્સ.
તા. ૩૧ મી માર્ચ ૧૮૮૨ } એજ્યુકેશનલ ઇન્સ્પેકટર. ઉ. પ્રાં.

નંબર ૩૦

જીલ્લેખેડા ગામ ખેડાસાણના મહેતાજી મુનશી શેખમીયા બડામીયા પોતાના રજીસ્ટર ફેરવાનો ગુનેહગાર તથા રજાવિના નિશાળમાં ગેરહાજર થએલો સાબીત થવાથી મહેરબાન ડિરેકટર આવ્ પબ્લિક ઈન્સ્ટ્રકશન સાહેબના હુકમથી કેળવણી ખાતામાંથી તેને બરતર્ફ કરવામાં આવ્યો છે.

કાંપ ચાંસવાડા, } (ઇંગ્રેજી સહી.) ઈ. જાઈલ્સ.
૩જી એપ્રીલ ૧૮૮૨ } એજ્યુકેશનલ ઇન્સ્પેકટર. ઉ. પ્રાં.

# ઇનામી નિબંધની જાહેરખબર.

## શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઇનું ઇનામ રૂ.૨૦૦)નું.

સર્વોત્તમ દેશીરાજ કેવું જોઇએ ? (A model Native State). એ વિષય ઉપર નીચેના સરતો પ્રમાણે ગૂજરાતી ભાષામાં ઉત્કૃષ્ટ નિબંધ લખનારને શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઇનું સને ૧૮૮૨ તથા ડી એ ને વરસોનું મળી રૂ.૨૦૦) નું ઇનામ આપવામાં આવશે. નિબંધ લખનારને નીચે પ્રમાણે સૂચના કરવામાં આવેછે તે ધ્યાનમાં રાખવી.

૧ રાજા પ્રજાના ધર્મ તથા તેમના હકવિષે ખુલાસાવાર સમજુત અને દ્રષ્ટાંતો સાથે લખવું જોઇએ, તથા પ્રત્યેક બાબતમાં વહીવટ કેવા હોય તો રાજ્યની ઉન્નતિ અને પ્રજાનું કલ્યાણ થાય, એ બાબત સ્પષ્ટ દર્શાવવી જોઇએ.

૨ મુકાબલા માટે પુરાતન રાજ્યરીતિ તથા રાજ્ય ધર્મની જરૂર જોગ બીના દાખલ કરી હશે તો હરકત નહિ, પણ મુખ્ય બાબત હાલના સમયમાં કેવા વહીવટથી રાજા અને પ્રજા બંનેને યશ અને લાભ થાય એ સવિસ્તારથી દર્શાવવી જોઇએ. હાલનાં દેશીરાજ્ય કેવી સ્થિતિમાં છે તેના વિવર્ણનની જરૂર નથી.

૩ પ્રમાણને માટે લીધેલાં વર્ણન, ફકરા, શ્લોક વગેરે જેમાંથી લીધાં છે તે દર્શાવવું જોઇએ. ભાષા શુદ્ધ અને સરળ વાપરવી.

૪ નિબંધનું કદ બુદ્ધિપ્રકાશ જેવડાં છાપેલાં ઓછામાં ઓછા ૪૮ પૃષ્ટનું થાય એટલું જોઇએ, અને તે તા. ૧લી અપરેલ સને ૧૮૮૩ સુધીમાં નીચે સહી કરનારના નામથી મોકલવા. મુદત વિત્યા પછી કોઇનો નિબંધ રાખવામાં નહિ આવે.

૫ કોઇ રાજ્યની નિન્દાનું લખાણ દાખલ કરવું નહિ.

તા. ૨૦-૩-૮૨ (સહી) મહીપતરામ રૂપરામ.

ઓનરરી સેક્રેટરી ગૂ. વ. સોસાઇટી

---

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER.

JUNE 1882.

પુસ્તક ૨૧ મું. જુન. અંક ૬ ઠો.

મોટાજી બહુ મોટું ગુજ, નામ તેમ છે કામ;-
કર અંતે મન ક્ષેત્રની, ખરી એતી ધરી હામ.

| અનુક્રમણિકા | પૃષ્ટ | CONTENTS | PAGES. |
|---|---|---|---|
|  |



( કેળવણી ખાતાના હુકમથી. )

अमदावादमां

માણેકની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટીંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.

મૂલ્ય { (૨૧) વરસનો અગાઉથીજ. / (૦)= છૂટક અંક એકના } ટપાલ ખર્ચ જુદું.

પક્ષમાં ગયો તે સમે એના સાથી* ધીરવીર પીમે જે બોલ કહ્યા તે ઇતિહાસમાં સ્મરણીય થઈ પડ્યાછે. તું ખરાબ થવા તે તર્ફ જાયછે, પણ વેન્ટવર્થ, યાદ રાખજે તું અમને છોડીને જાયછે, તથાપિ તારા ધડ પર ડોકુંછે ત્યાં સુધી હું તને છોડવાનો નથી.

પણ સત્તાના ભૂખ્યા વેન્ટવર્થને એટલુંજ જોઇતું હતું. મંત્રી મંડળમાં ભળ્યો કે તુર્તજ એણે પોતાનું રૂપ પરિપૂર્ણપણે પ્રકાશ્યું. "પ્રજા તર્ફના સઘળા પ્રતિબંધમાંથી હું આપના રાજાને મુક્ત કરીશ" એવીજ એણે પોતાના સ્વભાવને અનુસરતી પ્રતિજ્ઞા લીધી, અને તેમ કરવાને તે શુદ્ધ ભાવથી ખાઇ પીને મંડ્યો. એની સૂક્ષ્મ બુદ્ધિએ જોયું કે ઇંગ્લાંડમાં આપ અખત્યારી રાજ બે કારણથી થઈ શકતું નથી:—એક તો ખર્ચને માટે લોકો પાસે પૈસા માગવા પડેછે તે, અને બીજું મોટી હરકત તો કે રાજખાતે કાંઇ બહાલી લશ્કર રહેતું નથી. માટે એણે એવા મનસુબા કર્યા કે ગમે તેમ કરી બાહાલી લશ્કર રાખવું, અને તેમ થઇ રહે ત્યાં સુધી યુક્તિ પ્રયુક્તિએ× પાર્લામેંટ પાસે નાણાં કઢાવી ખૂબ કરકસરથી ખર્ચ ચલાવી લેવા. એ બધું તુર્તા તુર્ત ઇંગ્લાંડમાં થઇ શકે એવું ન હોતું. તેથી પંડે આયર્લાંડમાં સુબા થઇને ગયો, અને ત્યાં થોડા વખતમાં એણે લશ્કર તથા નાણું સારૂં ભેગું કર્યું. એનો વિચાર એવો હતો કે એ ઇંગ્લાંડમાં પણ એ પ્રમાણે થઇ રહે, તો પછી સેંકો જખ મારેછે. પાર્લામેંટ નામની રેહેતો ભલે, પણ તેનાથી રાજાની સામા ચુંકે ચાં થઈ શકવાનું નથી. આ ધારણા બેશક બહુજ પાપી ને દુષ્ટતા ભરેલી હતી, અને જે માણસ પોતાની જન્મ ભૂમિને દાસત્વમાં આણવા આવાં કાવત્રાં રચે તેને હજારો હજાર લયાંનતછે, તોપણ એ જુક્તિતો પાકી હતી ખરી. ફ્રાન્સ વ-

---

*આ સમે ઇંગ્લાંડમાં બુદ્ધિમાન વીર પુરૂષો અનેક ઉત્પન્ન થયા હતા—તે કાળનું કાર્ય કરવાને. વેન્ટવર્થ આવો અપૂર્વ બુદ્ધિ શક્તિનો હતો, પણ એના જેવા, ને એથી ચડીયાતા પણ આ સમે ઇંગ્લાંડમાં ઘણા પડ્યા હતા. આ પીમજ એના જેવો પ્રતાપી ને વળી દૈવી પ્રકૃતિનો એક મહા પુરૂષ હતો.

× પાર્લામેંટને કાઢીજ નાખવી એવો વેન્ટવર્થ કે બિશપ લાડનો પણ અભિપ્રાય નહોતો. એ મમત તો પંડે રાજાનોજ હતો. એ બાબત તેમનું ચાલતું નહોતું.

ગેરે યૂરોપના બીજા દેશોમાં એ રીતેજ રાજાઓ આપ અખ્તિયારી જુલમગાર થઇ ગયા હતા, અને જો ચાર્લ્સ એ એકલાનીજ સલાહ પ્રમાણે ચાલ્યો હોત, તો ઈંગ્લાંડની સ્વતંત્રતાનું પણ શું થાત તે કહી શકાતું નથી.

બિષપલાડ. એ ચંચળ પણ ટુંકી બુદ્ધિનો, એકદેશી વિદ્વાન હતો. એનો સ્વભાવ લોભ કે સ્વાર્થ રહિત, પણ મહા મમતી ને કઠોરતા ભરેલો હતો. એ એપિસ્કોપલ પંથના મતને હદપાર લઇ ગયો હતો, અને તે પ્રમાણે બધાને મનાવવા એ બહુજ ઉત્સાહી હતો. એ વિષેના બેચાર વાર ખર્ડા કરી એ જેમ્સ રાજા પાસે લઇ ગએલો,પણ તેણે તો એને મોજ ન આપેલું, કેમકે તે સમજતો કે એની ઉત્પાતીઆ પ્રકૃતિ રાજાને કોઇ દહાડો ખરાબ કરે એવીછે. પણ ચાર્લ્સમાં એટલી પહોંચ નહોતી. એણે તો આ ધર્માંધ પુરૂષ ઉપર પૂરો ભરોસો રાખ્યો. જેમ રાજકાજમાં વેન્ટવર્થ, તેમ ધર્મ પ્રકરણમાં એજ એનો વિશ્વાસુ કર્તા હર્તા થઇ પડ્યો. એણે તો પ્યુરિટાન ઈંગ્લાંડને મારી મચડી પોતાના જેવુંજ એપિસ્કોપલ કરવા આંખ મીચીને દારૂણ પ્રયોગો આરંભ્યા. આ ધર્મ વિરોધ કેવો મોટો હતો તે નીચેની હકીકત ઉપરથી બરાબર લક્ષમાં આવશે.

નેપિસ્કોપલ ને પ્રેબિસ્ટેરિયનોનો મતભેદ. એ બંને પંથ પ્રોટેસ્ટંટ, એટલે રોમના ધર્માધિકારની વિરૂદ્ધ હતા. રોમનું કહેવું એમ હતું ને છેકે ધર્મ બોધ કરવાનો અધિકાર પરંપરાની દિક્ષાને યોગે અમારોજ છે. વળી, બૈબલમાં કાંઇ બધી વાત નથી, અને હોય તોપણ તે તો ઇસુને તેના મુરીદો મૂઆ પછી કેટલેક કાળે કડકે કડકે બન્યુંછે. ધર્મની મૂળ ક્રિયાઓ, પદ્ધતિ, વિચાર, સમજ, વગેરે પરંપરાથી અને જાણીએછીએ, અને તે જાણ્યાવિના જો કોઈ ધર્મબોધ કરે તો તે મિથ્યા કપોલ કલ્પિત સમજવો.

પ્રોટેસ્ટંટ પંથે આ પરંપરાની વાત નમાની, ને બૈબલમાં જે હોય તેજ ખરૂં એમ કહી લડીને તે જૂદો પડ્યો. હવે, બૈબલમાં શું કહ્યુંછે તેનો નિર્ણય કરનારૂં કોણ! રોમતો કહેતુંજ આવેછે કે પીટરની ગાદી, પ્રોટેસ્ટંટોનો જવાબ તો આજ હોઇ શકે કે પ્રથગ્ બુદ્ધિ (Private Judgment) એટલે પોતપોતાની સમજ, અને હાલ એજ પ્રોટેસ્ટંટ પંથનું ખાસ લક્ષણ ગણાય છે. આ રીતે પ્રથગ બુદ્ધિનો અધિકાર સિદ્ધ થયો,

તો પછી એક માણસને બીજાને ધર્મની બાબતમાં દબાણ કરવાનો શો હક છે ? સઘળાને ધર્મની બાબતમાં સંપૂર્ણ છૂટ જોઇએ. આ વાત આપણે તો પ્રત્યક્ષ પ્રમાણ જેવી જાણીએ છીએ, પણ યુરોપમાં હજી તે કોઇના સ્વપ્નામાં પણ નહોતી. સઘળા પોતાનો ધર્મ બીજાપાસે મનાવવા બળાત્કાર વાપરતા, પછી તે કાથલિક હો, એપિસ્કોપલ હો, કે પ્રેસ્બિટેરિઅન હો.

ઇંગ્લાંડમાં તો આપણે જોઇ ગયા છઇએ કે પોપની પાસેથી ધર્માધિપત્ય છીનવી લઈ રાજાએ પોતાની પાસે રાખ્યું. ધર્માધ્યક્ષને રાજા નીમે અને તે જેને દિક્ષા એટલે કાંઈ વિધિ પૂર્વક પરવાનગી આપે તેનાથીજ ધર્મ બોધક થઈ શકાય. આ પંથને એપિસ્કોપલ કહેછે, કેમકે બિશપ એટલે ધર્માધ્યક્ષની પાસેથી દિક્ષા લીધાવિના ગુરૂ થવાતું નથી. ધર્મ સુધારા આ પંથમાં ઘણા દાખલ થયા, પણ તે રાજાની આજ્ઞાથીજ. પ્રોટેસ્ટંટનું ખરૂં લક્ષણ જે પ્રથગ્ બુદ્ધિનો અધિકાર તે તો કાથલિક માર્ગની પેઠે અહિંયા પણ ગુપ્તનો ગુપ્તજ રહ્યો.

આ જોઇ ઘણાને વિચાર સુઝ્યો કે આપણે ધર્મ પ્રકરણમાં જગદ્ ગુરૂ સરખાનો અધિકાર કાઢી નાખ્યો, ને આ એક રાજાનો માનવો પડે છે એ કેવું વિપરીત ! ઇંગ્લાંડમાં રાજાના ધર્માધિપત્યને માટે જે આટલી બધી સક્ત ચાલી હતી તેનું મૂળકારણ આજ. જેઓ ભક્તિમાં પૂરા હતા તેતો મહા મહાદુઃખ ખમીને પણ પંથને જૂદા પડ્યા, અને પોતપોતાને પસંદ પડતા ગુરૂ કરી બેઠા. આ પ્રમાણે જે મોટો પંથ નીકળ્યો તે પ્રેસ્બિટેરિઅન કહેવાય છે, અને તે નામ આ ઉપરથી પડ્યુંછે કે તેમાં ધર્મ ગુરૂની નીમણૂંક રાજા કે ધર્માધ્યક્ષથી નહિ, પણ પ્રેસ્બિટેર એટલે ધર્મ સમાજની તરફથી થાયછે. પ્યુરિટાન વગેરે આ પંથની અનેક શાખાઓ થોડા વખતમાં પડી ગઈ, તોપણ ધર્માધ્યક્ષ દિક્ષિત ગુરૂનો તિરસ્કાર એ તેનું સામાન્ય લક્ષણ હતું.

લોકે જે રાજાનું ધર્માધિપત્ય કબુલ રાખ્યું હતું તે એમ સમજીને પણ ખરૂં કે ધર્મ જેવા અગાધ વિષયમાં માણસની બુદ્ધિ ઉપર કાંઇ [1]અંકુશ તો જોઇએ. સૌ સૌની મરજી પ્રમાણે ધર્મ પુસ્તકના અર્થ કરવા

૧ આ વિચાર બેશક પ્રોટેસ્ટંટ પંથના મૂળ પાયાથી વિરૂદ્ધ અને

બેસે, તો તેઓ ઓડનું ચોડ કરી નાખે; અને જતે દહાડે જણ જણના ધર્મ જૂદા થઇ જાય. માટે ધર્મ બોધ તો નીમેલા માણસોએજ કરવો જોઇએ. એ ધર્મ ગુરૂઓને નીમે કોણ તો કે રાજા. શામાટે રાજા? સંસાર પ્રવૃત્ત જે રાજા તેને ધર્મ પ્રકરણમાં કાંઇ પણ [1]અધિકાર શામાટે હોવો જોઇએ? આ સવાલનો જવાબ ઇંગ્લાંડના પાદ્રીઓએ કેટલેક કાળે ખોળી કાઢ્યો કે રાજા એ ઇશ્વરને સાંથી મુકરર થઈ આવેલો પ્રજાનો સર્વે બાબતમાં અધિપતિ છે. એની આજ્ઞા ઉલ્લંઘવી તે ઈશ્વરની આજ્ઞા ઉલ્લંઘ્યા બરાબર છે. રાજા જે કહે, જેકરે, તે પ્રજાએ વણબોલે માથેજ ચઢાવવું જોઇએ. આરીતે ધર્મમાં રાજાનું આધિપત્ય કબુલ રાખવાથી, સ્વાભાવિક રીતેજ રાજાનો ઈશ્વરી હક વગેરે અનેક વાતો પાછળથી નીકળી.

એજ રીતે બીજી તર્ફથી દિક્ષાનું માહાત્મ્ય પણ ધીમે ધીમે આ પંથમાં બહુ વધતુ ગયું. મૂળતો રાજાનું ધર્માધિપત્ય જાળવવાને અર્થે તે હતી, પણ પાછળથી દિક્ષા એ ગુરૂપણાને પમાડનારો અવશ્યનો ઈશ્વર નિર્મિત સંસ્કાર ગણાવા લાગ્યો. દિક્ષાવિના ધર્મબોધ કરવો એ નિષિદ્ધ ને બહુજ મોટું. પ્રેસ્બિટેરિઅન વગેરે સઘળાં પંથો જેમાં અદિક્ષિત ગુરૂઓ ધર્મબોધ કરેછે તે પાખંડીને નિકંદન કરવા જોગ સમજવા. ટુંકામાં ગુરૂ પરંપરાની વાત પાછી ઈગ્લાંડમાં આવી. બિષપલૉડે તેમાં કેટલોક વધારો કરી એપિસ્કોપલ મતને કાથોલીકના જેવુંજ રૂપ આપી દેવા માંડ્યું. એણે વિચાર્યું કે દિક્ષા માહાત્મ્યનું મૂળ રાજાનેજ ગણતાં, તો ખ્રીસ્તી ધર્મના સ્થાપકો જેને કોઈ પણ રાજાએ નીમ્યા નહોતા તે અધિકાર રહિત ઠરેછે, અને તેથી એણે એવું મત ચલાવ્યું કે ગુરૂદિક્ષાની પરંપરા છેક પ્રભુખ્રીસ્તથી ચાલી આવેછે. આ મતથી કાથોલીક માર્ગનો ગર્ભિતપણે તો અંગીકાર થઇજ ચૂક્યો, અને એનો વિચાર પણ એમ હતો કે એમાં કેટલોક બગાડો પેસી ગયોછે તે નીકળી જાય તો તેમાં ઈંગ્લાંડના ધર્મ સમાજે ભળી જવું એ ઉત્તમ પક્ષછે. વળી તે સંપ્રદાયની ઘણી વિધિ પ-

---

રોમન કાથોલીકને વધારે મળતો છે. તોપણ એમાં એ કાંઈક તો સત્ય રહેલું છે ખરૂં.

[1] જનમંડળના પ્રતિનિધિ દાખલ રાજાનો એ અધિકાર ખરો પણ પ્રજામતથી જ્યાં રાજ ચાલતુ હોય ત્યાંજ.

રીતિઓ પણ એને પસંદ હતી, અને તે ઇંગ્લાંડમાં પાછી દાખલ કરવાને એ ઘણો ખંતી હતો. મૂળથીજ ધર્મના ઐક્યને માટે કેટલીક ક્રિયાઓ તો એપિસ્કોપલ પંથમાં રહેવા દીધી હતી, અને તે આવા ધર્માધ્યક્ષની સત્તાથી આ સમે એટલી બધી વધી પડી કે તે જોઇ ઇંગ્લાંડમાં મોટો પોકાર ઉઠ્યો. પણ તે પોકારને ન ગણકારતાં આ ધર્મોધ આચાર્યે બીજા ઉપર પણ બળાત્કાર વાપરવા માંડ્યો.

**ધર્મ સંબંધી જુલમ** આ વખતે થયો તેની વિગત બહુ ભારે છે પણ તે લખવાની જરૂર નથી. લોકો ત્રાહે ત્રાહે કરવા લાગ્યા કે એ દેશને રોમન કાથોલિક કરી નાખ્યો, અને આ સમે "રોમિશ" કે "પોપરી" એ નામનોજ ઇંગ્રેજોને એટલો બધો તિરસ્કાર હતો કે તેટલો મુસલમાનને કાફર શબ્દ ઉપર પણ નહિ હોય. તેઓ રોમિશ માર્ગને મહા અધર્મી સર્વ પાપનું મૂળ સમજતા. પોપનેતો તેઓ સેતાનનો અવતારજ ગણતા. રોમિશ ક્રિયા, રીતભાત, કે પોશાક જોતાં પણ તેમનો પિત્તો ખેપો ઉકળી જતો કે તેઓ દીન દીન કરીને ઉઠતા. પણ ન ગાલે રોમેશ જેવી જરા પણ કાંઈ ક્રિયામાં સામેલ થવું પડતું, તો હિંદુને મુસલમાન કર્યાથી જેવું વસમું લાગે, તેવુજ આપ્યુરિટાન લોકોને લાગતું. રોમેશ માર્ગનો એક છાંટો પણ લેવા કરતાં પોતાની માલ મિલકત, ઘેરાં છોકરાં, વતન, ને પ્રાણ ખોવા તેઓ વધારે તત્પર હતા.

**વિદેશ વાસ.** આ સમેજ ઘણા લોક, કુટુંબ સહિત ઇંગ્લાંડમાંથી નીકળી છેક અમેરિકામાં જઈ વસ્યા. તે પહેલાં પણ ઘણું કરીને એવાજ કારણથી કેટલાક લોક ત્યાં જઇને વસવા લાગ્યા હતા, પરંતુ આ સમેતો એ ભરતી બહુજ વધી. એકજ વરસમાં ૨૦૦૦ માણસ ત્યાં જઇને વસ્યું એમ અટકળવામાં આવ્યું છે. આ દેશત્યાગી સેતારમાં કેટલાકનો મોટા ખાનદાન, ધનવાન વિદ્વાન, ને* મહા સદ્ગુણી પુરૂષ હતા. પોતાનો ધર્મ સાચવવાનીજ મતલબે સઘળું છોડી સમુદ્રપાર આ મહા અરણ્યમાં

*કહેછે કે હામ્ડન, ક્રામ્વેલ, વગેરે કેટલાક પુરૂષો જેણે આગળ રાજાની સામા કમર બાંધી, ને છેવટે તેને પાયમાલ કર્યો, તે ધર્મ દુઃખથી કંટાળી વિદેશ વાસ કરવાને તૈયાર થયા હતા, પણ અભાગ્યા ચાર્લ્સ મમતે ભરાઈ તેમને વહાણપરથી ઉતારી દેશપાર જવા દીધા નહિ. આવા મૂર્ખાઈ ભર્યા બળાત્કારનું ફળ શું થયું તે ઇતિહાસ જાણેછે.

આવીને તેઓ વસ્યા. આવા લોક જ્યાં જઈને વસે તે મુલક આબાદ થયા વિના કેમ રહે, અને તે સ્વતંત્રતાનું દુનિયામાં પ્રથમ સ્થળ થઈ પડે તેમાં એ શું આશ્ચર્ય? સ્વતંત્ર સંસ્થાનવાળા હાલના ઉત્સાહનિધાન અમેરિકનોના પૂર્વજો આ ધર્મવીરોજ હતા.

રાજકિય જુલમ પણ બરોબર વર્ણવતાં પાર આવે તેમ નથી. પાર્લામેંટ ન બોલાવવી એમ નિશ્ચય કર્યા પછી પૈસા ક્યાંથી લાવવા એ રાજાને મોટો સવાલ થઈ પડ્યો. પરદેશ સાથે લડાઇઓ ચાલતી હતી તેતો અલબત્ત બંધજ કરી, પણ તોયે બાહાલી ખરચ કરવા ક્યાંથી! ઈંગ્લાંડમાં રાજાની બહાલી ઉપજ થોડી છે, અને તેથી ગમે એટલી કરકસર કરે તોપણ તે વડે કાંઈ રાજ્યનો ખર્ચ ચાલે નહિ. માટે પૈસા કઢાવવા રાજાએ તરેહવાર રસ્તા પકડ્યા. લસ્કરી જાગીરનો મૂળ કાયદો તાજો કરી જાગીરદારોને તાકીદ આપી કે લસ્કરી નોકરી કરવા આવો, કે-નહિતો તે બદલ અમને દંડ ભરો. તેમનાં ખત પત્રો મંગાવી તેમાં હજારો વાંધા કાઢ્યા, ને તે બાને તેમની પાસે કેટલુંક નાણું ઓકાવ્યું. જંગલખાતું ઉભું કરી સરકારી જમીન તમે પચાવી પડ્યા છો એમ કહી તેની કિંમત ભરી લીધી. લંડનમાં કેટલાંક ઘરો બંધાઈ ગયાં હતાં. તેનું બાંધ ભાડું આપો કે તમે તમારો અમલો ઉઠાવી જાઓ એવો હુકમ કર્યો. કાથોલિકો ઉપર વેર નહોતું, તોપણ નાંણા કઢાવવાની મતલબે તેમની સામે જે પહેલા સખ્ત કાયદા થએલા હતા તે રાજાએ અમલમાં આણવા માંડ્યા.

એણે ઇનસાફની કોરટોને તો નાણાની ટંકશાળજ બનાવી દીધી. જેને તેને કોઈ બાને પકડી આરવો, એજ તે કોરટોનું કામ થઈ પડ્યું. સ્તાર ચેંબરનો અધિકાર હદપાર વધારી દીધો, ને તે હરેક બાને સઘળાને દંડવા લાગી.

આટલું કરતાં પણ ઉપજતો થોડીજ થઈ, ત્યારે કાયદાનો ખુલ્લો ભંગ કરવા માંડ્યો. ઇજારાનો ધારો ઇલિઝાબેથે કાઢી નાખેલો, જેમ્સે કાયદો કરી રદ કરેલો, ચાર્લ્સે પંડે તે કાયદો ફરીથી મંજુર કરેલો, તોપણ હાલ પાછા દરેક વસ્તુના ઇજારા એ આપવા લાગ્યો. પણ ચાર્લ્સને ક્યાં બોલ્યાનો બંધ હતો. "હકની અર્જી"માં એણે જે જે હકો કબુલ

રાખ્યા હતા તે પણ એ ઉઘાડે છોગ તોડવા લાગ્યો. બળાત્કારે ઉછીનાં નાણાં લીધાં, પાર્લામેંટે નામંજુર કરેલા વેરા ઉઘરાવ્યા, અને બિન કાયદે લોકોને કેદ કર્યા. પ્રાચીનકાળમાં જ્યારે ડેન ચાંચીયાઓનો બહુ બીહતો, ત્યારે તેની સામા બચાવ કરવાને માટે વાહાણ વેરો લેવાતો હતો. જ્યારથી ઈંગ્લાંડને બાહાલી નૌકાસૈન થયું, ત્યારથી એ વેરો બંધ પડ્યો હતો;તે હાલ ચાર્લ્સે પાછો તાજો કર્યો,અને તે અગર જો અસલે બંદરોનાજ લોકો પાસેથી લેવાતો હતો,પણ એણેતો સઘળાં ગામમાંથી બળાત્કારે ઉઘરાવવા માંડ્યો. દેશભક્ત હામ્પડને આ પ્રસંગે પણ જુલમની સામા જબરી બાથ ભીડી.પોતાને માથે ૨૦ રૂપિયાનો વેરો આવ્યો તે આપવાની ના પાડી, અને હજારો રુપિયા ખર્ચી પ્રજાના હકને માટે છેક લંડનની કોરટ સુધી લડ્યો. એ મુકદમો છ મહીના સુધી ચાલ્યો. છેવટે ચૂકાદોતો બારમાના સાત ન્યાયાધીશોએ એક મત થઈ એની વિરુદ્ધજ આપ્યો, પણ બારિસ્ટરોનાં ભાષણ અને કોક તથા હરન નામના બે બહાદુર ન્યાયાધીશોએ એના લાભમાં જે વિચાર આપ્યા તે છપાઇને પ્રગટ થવાથી બધાની ખાત્રી થઈ કે આ કેવળ અન્યાયનો વેરો છે. આ મુકદમામાં રાજા તર્ફના બારિસ્ટરો તથા જડજો એમ બોલ્યા હતા કે ગમે એવા કાયદો હોય પણ રાજાની સર્વોપરી સત્તા તેથી કાંઈ રદ થતી નથી. આ વાત છેવટે બહુજ ચાર્લ્સના ગેરલાભમાં ઉતરી કેમકે બધાની ખાત્રી થઈ કે આપણે ગમે એવા કાયદા કરાવીશું પણ તે તો આ રાજા જીવે છે ત્યાં સુધી રદજ ગણાવાના.

પરચુરણ જુલમના હવે એક બે દાખલા આપીએ છઇએ. દાક્ટર લીટન નામના એક સ્કાચ પાદ્રીએ બિશપોના અધિકાર વિરુદ્ધ એક ક્રોધાંધ પુસ્તક લખ્યું અને તેમાં રાણીને મૂર્તિજક વગેરે ગાળો દીધી તે ઉપરથી તેને કેદ પકડ્યો. +પિલરીમાં ઘાલ્યો, ફટકા માર્યા, ડામદીધા, ને પછી બંદીખાનામાં નાંખ્યો જ્યાંથી અગીયારવર્ષે લાંબી પાર્લામેંટે છોડ્યો ત્યારેજ છૂટ્યો. એક બારીસ્ટરે નાટકો, રાગતાન નાચરંગ વગેરેની સામા ૧૦૦૦ પૃષ્ટનું એક ગાંડુ પુસ્તક છપાવ્યું તેપરથી તેને બંડખોર ઠેરવી

+હેડના જેવા પણ જેમાં ડોકુંને બે હાથ પૂરવામાં આવે એવા એક શિક્ષા કરવાનો સંચો.

તેની સનંદ છીનવી લીધી, પિલરીમાં ઉભો રાખ્યો, અને કાન કાપી નં-ખાવ્યા, ૫૦૦૦૦ રૂપિયાનો ડંડ કર્યો, અને તે સાથે વળી જનમ કેદની શિક્ષા! પણ એ બારિસ્ટર ક્યાં ડરે એવો હતો? કેદખાનામાં પડ્યા પડ્યા પણ એણે ગાળોનો વર્ષાદ વરસાવતું એક ચોપાનીયું બહાર પાડ્યું તેમાં એવુંજ ઠરાવ્યું કે બિષપો (દિક્ષિત ધર્માધ્યક્ષો) જાતના વરૂને સૈતાનના સેનાપતીઓ છે. આવાં મૂર્ખાઈ ભરેલાં પણ મદોન્મત્ત લખાણ ઉપરથી માલમ પડેછે કે પ્રજાપ્રકોપ ઈંગ્લાંડમાં જાગવા માંડ્યો હતો, કેમકે તેનું પ્રથમ લક્ષણ છાપખાનાનો ઉભરોજ છે. બીજું એમ પણ જણાય છે કે આ પ્રજા પ્રકોપનું મુખ્ય કારણ રાજાનો ધર્મ સંબંધી જુલમ એજ હતું. જો હજી પણ રાજા ચેતી દેશધર્મને અનુસરતો થયો હોત, તો વખતે પાછી બાજી કાંઈક ઠેકાણે આવત. પણ સ્ટુઅર્ટવંશી ચાર્લ્સ જેનું નામ તેતે પોતાનો "ઈશ્વરી હક" ભૂલી લોકને મતે કેમ ચાલે? અહો દુરાગ્રહી અભિમાન, તુંજ જગતમાં સર્વને ખરાબ કરવા વાળોછાં!

---

## कॆळवणीखातानॊ रीपॊर्ट. सनॆ १८८०-८१.

**કાલેજ આવ સાએન્સ.** આ વરસે એમાં કુલ ૧૮૮ વિદ્યાર્થિ હતા તેની વિગતઃ—સિવિલ એંજીનીયરીંગમાં ૮૬, કૃષિ વિદ્યામાં ૧૭, જંગલ ખાતાના ૧૨, અને મીકાનિકલ એંજિનીયરીંગમાં ૭૩. બીજી બધી શા ખાઓના ભણનારમાંના ઘણાને આ વરસે રોજી ઠીક મળેલી પણ કૃષિ વિદ્યા વાળાને કાંઈ ઉત્તેજનની જરૂરછે એમ ત્યાંના પ્રિન્સિપાલના રીપોર્ટ ઉપરથી માલમ પડેછે.

મેડિકલ સ્કૂલોમાં પૂનાવાળીમાં ૫૩ છોકરાં ભણતાં હતાં. તેની પરીક્ષાનું પરિણામ સારૂં હતું તથા પાસ થનારનો ખપ હોવાથી ટપો ટપ નોકરી મળી ગઈ હતી. અમદાવાદનીમાં ૫૬ છોકરા ભણતા હતા, અને નવી હોવાથી વાર્ષિક પરીક્ષા થઈ નહોતી.

**ખેતીવાડીની કલાસો.** આખા ઈલાકાખાતે ગયે વર્ષે ૮ કાઢવામાં આવી હતી તેમાં કુલ ૭૦ ભણનારમાંથી ૫૬ પાસ થયા હતા. એમાં પહેલે નંબરે અહમદનગરની આવેછે. પછી નાશિક, બેલગામ, હાયદ્રાબાદ, નડીયાદ, ધૂળીયા, સુરત ને ભરૂચ એ અનુક્રમે વધા ઓછા દોકડા મેળવ્યા હતા.

### હાઈસ્કુલો.

મેટ્રિક્યુલેશન, પરીક્ષા ગયા વર્ષની પેઠે મુંબાઈ, પૂના, બેલગામ, અમદાવાદ, અને કરાંચી એ પાંચ ઠેકાણે લેવામાં આવી હતી. કુલ ઉમેદવાર ૧૨૬૦ માંથી ૪૨૪ પાસ થયા હતા. ગૂજરાત ખાતે જનાર ૧૮૫ તથા તેમાંથી પાસ થનાર ૮૨ હતા. તેની નિશાળવાર વિગત નીચે પ્રમાણે:—

| સ્કૂલનું નામ. | કેટલા મોકલ્યા. | કેટલા પાસ. |
|---|---|---|
| અમદાવાદ હાઇસ્કૂલ | ૪૭ | ૧૫ |
| સુરત ,, | ૨૩ | ૧૫ |
| કાઠીયાવાડ ,, | ૨૨ | ૧૦ |
| નડીયાદ ,, | ૭ | ૭ |
| સુરત મિશન ,, | ૧૦ | ૭ |
| અમદાવાદ ,, ,, | ૧૩ | ૭ |
| વડોદ્રા ,, | ૨૧ | ૬ |
| ભાવનગર ,, | ૮ | ૫ |
| જુનાગઢ ,, | ૭ | ૪ |
| ભરૂચ ,, | ૧૬ | ૩ |
| નવાનગર ,, | ૪ | ૨ |
| કચ્છ ,, | ૪ | ૧ |

ઇન્સ્પેક્ટર સાહેબની પરીક્ષામાં, ગૂજરાત ખાતે નવાનગરની હાઇસ્કૂલમાંથી સેંકડે ૭૩, જૂનાગઢમાં ૫૮, રાજકોટ ૪૮, ભાવનગરે ૪૬, નડીયાદ ૪૪, ભરૂચ ૪૦, અમદાવાદ ૨૮, ને સુરતની હાઇસ્કૂલમાંથી સેંકડે ૨૭, બધા ધોરણની બધી બાબતોમાં પાસ થયા હતા.

### મિડલ ક્લાસ સ્કૂલો.

આપણા પ્રાંત ખાતે એ વર્ગની નિશાળોની સંખ્યા તો એની એ રહી હતી, પણ ભણનારમાં ૫૩૨ નો વધારો હતો.

એ સ્કૂલોના પરિણામ કેવા હતાં તે નીચેના પત્રક ઉપરથી માલમ પડશે.

| નામ. | કયુ ધોરણ. | કુલ પાસ | સેંકડે પાસ. |
|---|---|---|---|
| વલસાડ | ૧-લા થી ૫ મું. | ૪૨ | ૬૭ |
| ખેડા | ,, ,, | ૧૯ | ૬૩ |
| વીરમગામ | ,, ૪ થું | ૩૦ | ૭૩ |
| કાંપડીઆ | ,, ,, | ૧૧ | ૪૭ |
| નવસારી | ,, ,, | ૩૦ | ૫૮ |
| પારસી પંચાયત સુરત,, | ,, | ૫૦ | ૬૨ |

| | | | | |
|---|---|---|---|---|
| સુરત બ્રાંચ સ્કૂલ | ,, | ૩ જું | ૧૩૧ | ૬૩ |
| અંકલેશ્વર | ,, | ૫ મું | ૨૧ | ૭૦ |
| અમદાવાદ બ્રાંચ નં. ૧ | ,, | ૩ જું | ૭૫ | ૭૫ |
| ,, નં. ૨ | | ૨ જું | ૪૫ | ૪૭ |
| ભાવનગર | ,, | ૨ જું | ૭૯ | ૬૨ |
| પાલણપુરે | ,, | ૫ મું | ૧૫ | ૬૫ |
| ભરૂચ | ,, | ૩ જું | ૭૮ | ૭૨ |
| નડીયાદ | ,, | ,, | ૫૪ | ૭૦ |
| રાજકોટ | ,, | ,, | ૮૩ | ૬૯ |
| જુનાગઢ | ,, | ,, | ૪૪ | ૭૪ |
| નવાનગરે | ,, | ,, | ૩૬ | ૬૩ |

ગુજરાતી નિશાળો (છોકરાની)

આ પ્રાંત ખાતે ૩૮ નિશાળ અને ૧૧૩૫૮ છોકરાનો વધારો આ વરસે દીઠામાં આવેછે. જીલ્લાવાર આંકડા નીચે પ્રમાણે આવ્યાછે.

| જીલ્લાનું નામ | નિશાળિયા | વધારો | નિશાળીયા | વધારો |
|---|---|---|---|---|
| સુરત ઉ. વિભાગ | ૧૪૬ | ૧ | ૮૭૫૫ | ૯૩૨ |
| સુરત દ. વિભાગ | ૧૦૫ | ૩ | ૬૮૯૬ | ૭૨૮ |
| ભરૂચ | ૧૯૭ | -૬ | ૧૧૫૯૦ | ૧૦૨૬ |
| ખેડા | ૧૭૬ | ,, | ૧૪૫૯૧ | ૧૭૦૨ |
| અમદાવાદ | ૧૫૩ | ૧ | ૧૧૪૪૬ | ૧૩૩૦ |
| પંચમહાલ | ૩૮ | ,, | ૨૬૭૬ | ૧૫૦ |

પરીક્ષાના પરિણામ નીચેના કોઠા ઉપરથી જણાશે.

| જિલ્લાનું નામ | કેટલા છોકરા હાજર | કેટલા છોકરા પાસ | | | | | | કુલ પાસ | સેંકડે માસ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ૧ લા ધોરણમાં | ૨ જા ધોરણમાં | ૩ જા ધોરણમાં | ૪ થા ધોરણમાં | ૫ મા ધોરણમાં | ૬ ઠા ધોરણમાં | | |
| સુ. ઉ. ભા. | ૪૮૯૨ | ૧૭૧૬ | ૮૨૯ | ૫૨૮ | ૩૫૪ | ૧૦૩ | ૨૯ | ૨૮૫૯ | ૫૮ |
| ,, દ. ભા. | ૩૩૨૪ | ૮૫૪ | ૫૩૧ | ૪૦૦ | ૨૭૪ | ૯૦ | ૫૪ | ૨૨૦૩ | ૬૬ |
| ભરૂચ | ૫૫૭૭ | ૧૩૪૮ | ૮૬૦ | ૫૧૧ | ૩૯૦ | ૧૫૯ | ૬૪ | ૩૩૩૨ | ૫૯ |
| અમદાવાદ | ૬૮૨૩ | ૧૩૨૩ | ૯૪૧ | ૫૭૫ | ૩૫૫ | ૧૬૧ | ૮૭ | ૩૪૪૭ | ૫૦ |
| ખેડા | ૭૭૫૦ | ૧૫૨૬ | ૯૭૭ | ૫૭૪ | ૪૬૮ | ૧૯૯ | ૭૬ | ૩૮૨૦ | ૪૯ |
| પંચમહાલ | ૧૩૪૫ | ૨૬૨ | ૯૪ | ૪૪ | ૨૯ | ૧૩ | ૧૦ | ૪૫૨ | ૩૪ |
| કાંપ વડોદા | ૭૫ | ૧૨ | ૩૩ | ૨ | ૨ | ,, | ,, | ૧૮ | ૨૫ |
| કુલ | ૨૯૭૮૬ | ૬૩૪૧ | ૪૨૪૦ | ૨૬૩૪ | ૧૮૭૨ | ૭૨૫ | ૩૨૦ | ૧૬૧૩૭ | |

ધાને રૂ ૧૫૦૦) ખેતીવાડી વિષય મરાઠી પુસ્તકને રૂ૫૬૦) મિ. ગુલામ મહમદની હિંદુસ્તાની ભૂગોળ વિદ્યાને રૂ ૫૦૦) મિ. ઓકેકૃત મરાઠીમાં મહત્માણિયાળાને રૂ૪૦૦) ને દાકતર ફાલનની હિંદુસ્તાની ડીકશનેરીને રૂ ૫૨૭૦. એમાં એકે ગૂજરાતી પુસ્તક દેખાતું નથી.

આખા મુલકામાં નીચે મુજબ નોંધાએલી પુસ્તકશાળાઓછે.

| પ્રાંતનું નામ | સને ૧૮૭૯ ૮૦ | સને ૧૮૮૦-૮૧ |
|---|---|---|
| મધ્યપ્રાંત | ૩૦ | ૩૧ |
| પ્રધાનપ્રાંત | ૮ | ૮ |
| ઉત્તરપ્રાંત | ૭૦ | ૩૧ |
| દક્ષિણપ્રાંત | ૧૨ | ૧૩ |
| સિંધ | ૭ | ૭ |
| કુલ | ૮૭ | ૯૦ |

પ્રાચીન ગ્રંથ શોધના.

પ્રોફેસર પિટર્સન ને દાકતર બૂલર સાહેબે દેશીનામ માળાનો ૧ લો ભાગ પ્રગટ કર્યોછે.

## સ્રીકેળવણી.

(સાંધણ પાને ૧૧૨ થી).

જે લોકો સ્રી કેળવણીને નકામી ગણેછે તે વિષે આગળ થોડું લખ્યુંછે, અને બાકીનું હવે લખુંછું—ઉપરનું લખાણ વાંચીને કેટલાક અણસમજુ બોલી ઉઠશે. આ બધું ડહાપણ તો અમે જાણ્યું, પણ સ્રીને ભણાવીને શું કરવું છે? તેને શું કમાવા જવુંછે! તેને શું વેપાર કરવો છે? કે તેને શું નોકરી કરવીછે? એ વગેરે જે બોલેછે, તેઓને હું નમ્રતા સાથે કહુંછું કે ભાઇઓ, તમે કેળવણીનો ખરો અર્થજ જાણતા નથી. કેળવણીનો વિસ્તીર્ણ અર્થ આરંભમાં લખેલો છે, તે એકાગ્રચિત્તે વાંચો, તેનું મનન કરો, તે ઉપર વિચાર કરો, આગળની સ્રીઓ ભણતી કે નહિ, તે શાસ્રો ઉઘાડીને જુઓ, હાલના સઘળા સુધરેલા દેશોમાં સ્રીઓ ભણેછે કે નહિ, ભણવાથીજ આપણા કરતાં તેમની સ્થિતિ સારી છે કે નહિ, આપણી સ્રીઓ પણ ભણે તો તેવો ફાયદો થાય કે નહિ, અને યુરોપિઅનોની પેઠે આપણા દિવસ પણ સુખચેનમાં જાય કે નહિ, તે વગેરે બાબતો ઉપર ખૂબ વિચાર કરો, તો ભાઇઓ, તમારી ધારણા તમને કેવળ ખોટી લાગ્યાવિના રહેશે નહિ. છતાં તમે કદાપિ એમ કહેશો

કે બસ એ બધું ખોટુંછે, તો તે બાતે હું લાચારછું, પણ મને દાઝે છે માટે કહ્યા વિના ચાલતું નથી કે હવે જો તમે આવું બોલશો તોએ "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" જેવુંછે એમાં કાંઇ શક નથી. હુંતો કહુંછું કે પુરૂષને કેળવણીની જેટલી જરૂર છે, તેટલીજ સ્ત્રીને પણછે. હું નથી કહેતો કે એને કમાવા જવુંછે, વેપાર કરવા જવુંછે, કે ટુંકામાં નોકરી વગેરે પણ કરવા જવુંછે. હુંતો કહુંછું કે પુરૂષોને પણ ભણવું તે ફક્ત નોકરીને માટે નથી, અને આવી ઊંધી સમજને લીધેજ નોકરો વધી પડ્યા છે, અને ભણેલા ઠેરેઠેર આથડે છે! સ્ત્રીને કે પુરૂષને વિદ્યા ભણવાનું સાર્થક એછે કે એકતો તેનો ઉપયોગ પોતાની ચાલ ચલગત સુધારવામાં તથા પોતાના સંસારોપયોગી કામ કરવામાં અને બીજું પોતાના દેશનું અને માણસ જાતનું ભલું કરવામાં છે. વળી પૈસા પેદા કરવામાંજ કેળવણીનો ખપ પડેછે એમ નથી, પણ ઘરની ગોઠવણ કરવામાં, ઘરમાં પૈસાનો જોઇતો ઉપયોગ કરવામાં, તે પૈસાનો હિસાબ રાખવામાં, પોતાનાં છોકરાંઓને કેળવવામાં, અને ટુંકામાં તે છોકરાઓને નીતિ વગેરે ઉપદેશ કરવામાં તથા સંસારમાં સદા પોતાને નીતિથી ચાલવા વગેરેમાં છે. અણકેળવાએલી આજના જમાનાની સ્ત્રીથી એ બધાં કામો સંપૂર્ણરીતે થવાં એ અશક્યછે. આ વિશે ઉપર વિસ્તારથી યથામતિ લખ્યુંછે, તે ઉપર સારીપેઠે ધ્યાન આપીને વિચાર કરવાથી ખુલાસો થશે.

વળી કોઇ કહેશે કે તમે નીતિ નીતિ કરોછો, પણ ભણવાથી તો ઉલટી અનીતિ વધેછે, છોકરીઓ ફટેલી થઈ જાયછે, થોડું ભણેલી તેથી અભિમાની થઈ ઘરનાં બીજા સાસુ વગેરે માણસો સાથે મર્યાદા સાથે વર્તતી નથી, અને તેથી ફાયદો થવા કરતાં પણ નુકસાન થવાની દેહેશત વધારે રહેછે. આ પ્રમાણે જેઓ કહેછે, તેમને પણ કહેવું જોઇએછીએ કે કેળવણીનો અર્થ તમે બરાબર સમજતા નથી તે સમજો. ફક્ત ભણવું કે વાંચતાં લખતાં શીખવું તેનું નામ કેળવણીજ નથી. ભણવાની સાથે શરીરની, નીતિની, બુદ્ધિની અને ધર્મની કેળવણી મળવાની સઘળાને જરૂર છે. એ બધી કેળવણી સારી રીતે મળે તોજ માણસ કેળવાએલું કહેવાય. બાકી એચાર ચોપડી ભણવાથી, કે થોડું વાચતાં લખતાં, કે નામાં લેખાં આવડવાથી માણસ કદી પણ કેળવાએલું તો નજ કહેવાય. સ્ત્રી

ાવણીખાતે ભણવાની સાથે તેના કરતાં પણ નીતિની કેળવણીની વ-ધારે જરૂરછે. તે વિના કેળવણીજ ન કહેવાય. માણસ જાતને નીતિ અને ધર્મની કેળવણી અવશ્યે મળવી જોઇએ, અને તેને માટેજ આપણે ઉપર કહી ગયા કે કેળવાએલી માથી તેના છોકરાં સારાંજ થશે. જો નીતિની કે ધર્મની કેળવણીમાં ન્યુનતા હોય અથવા તે શૂન્યવત્ હોય,તો વખતે ઉપર કહેલું હાનિકારક પરિણામ થવાની દહેશત છે; એમાં મારાથી ના નહિ કહેવાય, પણ તેથી કાંઈ કેળવણી શબ્દનું માન કે પ્રકાશ ઓછો થતો નથી. જેમ આંધળો માણસ સઘળે અંધકાર દેખેછે, પણ તે ખોટુંછે, કેમકે તેથી કાંઈ પ્રતાપી સુર્યનો પ્રકાશ ઓછો થતો નથી; ઝવેરી સિવાય બીજા લોકો હીરાની પરીક્ષા કરી નહિ જાણે, અથવા તેની કીમત ઓછી ગણશે, પણ તેથી કાંઈ હીરાનું મૂલ ઘટવાનું નથી; તેમ અજ્ઞાન લોકો સ્ત્રી કેળવણીને નકામી ગણશે,પણ તેથી કાંઈ તેનો પ્રકાશ અથવા કીમત ઓછી થવાની નથી. તેનો ઉપયોગ કરવામાં ચતુરાઈ જોઇએ, અને સમાગમ સારો જોઈએ. તો એ વાતની કાંઈપણ દહેશત રહેશે નહિ. આ ઉપરથીજ સિદ્ધ થાયછે કે સ્ત્રી કેળવણી અતિ અગતની છે. આ કરતાં પણ આપણે બીજીરીતે વિચાર કરીશું કે તપાસ કરીશું, તો માલમ પડશે કે અભણ સ્ત્રીઓથી તો દુરાચરણ વધારે થાયછે, અને એ આજના વખતમાં તો ચ્યુલુંજ છે. માટે ભણાવવાથી કે કેળવણી અપાવવાથી અનીતિ વધેછે એ કેવળ ખોટુંછે. બાકી વહાણમાં બેસવાથી વખતે માણસો ડુબી જાયછે, આગગાડીમાં બેસવાથી વખતે કચરાઈ જાય છે, ઘોડે ચડવાથી વખતે પગ ભાગેછે, અને વિદ્યા ભણવાથી કેટલાક ખોટાં ખત કરતાં શીખેછે, માટે શું તેમાંનું કાંઇજ ન કરવું? ના એ ખોટુંછે, તેમ ભણવાથી પણ ભાગજોગે કોઈ સ્ત્રી નઠારી નીકળે, તો તેટલા માટે શું કેળવણીનું મ્હોડુંજ કાળું કરવું? ના, એ સ્વભાવિક નિયમથી ઉલટુંછે, અને સમજુ તથા સારા માણસોને તો એ ધર્મજ નથી.

---

## निशाळोनां इनाम पत्रक.

(સાંધણ પાને ૧૧૯ થી).

વેરાવળ. શા. સુંદરજી વલ્લભજીને ત્યાં પુત્ર થવાથી મીઠાઈ શેર ૧૦)

વહેંચી. મે. પોલીટીકાલ એજંટ સા. દફતરદાર આ. ભીમજીભાઈ રાસવા ખેમણ કેરી વહેંચી. શા. જુઠા મોતીચંદે છોકરાને નિશાળે બેસાડી દ્રાક્ષ શેર ૫। વહેંચી—ચોરવાડ. રા. માનશંકર પ્રભુદાસ રૂ૧) મીઠાઈ રૂ૧) આ. શિક્ટરને દુપટો. ધામળેજ વહીવટદાર છબીલલાલ મોતીરામ રૂ૦-૪-૬ મીઠાઈ. સુત્રાપાડાના મેજીસ્ટ્રેટ સાહેબ ૦-૪ ૬ મીઠાઈ—આદરી. ખુદાવંદ નવાબ સાહેબ તર્ફથી વેરાવર મેજીસ્ટ્રેટ પ્રતાપરાયભાઈ વસંતરાયે શાકર શેર ૧। તથા સ્લેટ ૧ કજોડા વીજીની ચોપડીયો છોકરાઓને તથા ૧ લાઇબ્રેરીમાં—પોરબંદર. મુંબાઈના શેઠ વસનજી મનજી રૂ૩૦) છોકરાઓને ફેંટા, રૂમાલ, ટોપીયો, ચોપડીયો, તથા મીઠાઈ—પોરબંદર કન્યાશાળા. મુંબાઈના શેઠ વશનજી મનજીએ રૂ૧૦) ઓઢણાં, ટોપી, ચોપડીયો તથા મીઠાઈ. તથા પોરબંદર શેહેર મેજીસ્ટ્રેટ રા. રણછોડરાવ રેવાશંકર ૦-૬-૦ છોકરાઓને—પોરબંદર. બુદ્ધિવર્ધક મુંબાઈના શેઠ વસનજી મનજી રૂ૨૫) રૂમાલ, ટોપી, ફેંટા, ચોપડીઓ, મીઠાઈ. તથા લાઇબ્રેરીમાં રૂ૫૦) ભેટ કરી. તથા શેઠ પરશોતમ વલભદાસ રૂ૨) પતાસાં—કંડોરણા. ચાડકના ઓવરસીયર હેમચંદ ધારસી રૂ૫) સાકર ગામના મહાજન તર્ફથી રૂ૦॥ સાકર ગામના ખેડુત તર્ફથી. રૂ૦॥ સાકર—જેતપોર. દરબાર સાહેબ તર્ફથી રૂ૧૩-૦-૯ ચોપડીયો રૂ૫-૧૪-૬ મીઠાઈ અને પાઠશાળામાં રૂ૧) બ્રાહ્મણને દક્ષણા અને કન્યાશાળામાં રૂ૩) ઓઢણીયોને છીંટના રેજા. તથા મીઠાઈ—વડીયા. મે. વહીવટદાર સાહેબ રૂ૩-૨-૦ ઇનામ વહેંચ્યું—ખોલખા. મે. ફોજદાર તર્ફથી. રૂ૧) જમરૂખ. મે. ન્યાયાધીશ સાહેબ રૂ૧) મીઠાઈ—જુથળ. ઠકર. હીરા વીરા રૂ૦ મીઠાઈ—અકાળા. દફતરી પાનાચંદ નેણશી તથા આલેક રાઠોડ રૂ૩॥ ચોપડીયો તથા મીઠાઈ—વસવડ. દરબારો, મેમ્બરો, માજન વગેરે તર્ફથી રૂ૬॥ ચોપડીયોને મીઠાઈ—દેવગામ. ગામના લોકો તર્ફથી રૂ૦-૩-૬ શેકુમાર. ફોજદાર રાઘવજી પેલાભાઈ રૂ૦॥ મીઠાઈ. લુણી ફોજદાર અંબારામ ભગવાનજી રૂ૦॥ ખત્રી લવજી વસનજી ૦-૫-૦ મીઠાઈ. મેમ્બર દેવશી ખીમા. ૦-૬-૦ મીઠાઈ—ઉના. ખુદાવંદ નવાબ સાહેબ રૂ૨-૮-૯ મીઠાઈ. શા. દેવજીચંદ દેવજી રૂ૩૫) ચોપડીયો. ખુદાવંદ નવાબ સાહેબે રૂ૮॥ છોડીયોને ઘાટડીયો આપી—દેલવાડા. કડીયા ઝીણા પેલા રૂ૫) છોકરાઓને.

૬) મહેતાજીને. ખુદાવંદ નવાબ સાહેબ તરફથી રૂ૩) છોકરાઓને કડીયા ણા પેલાએ રૂ૧-૫-૦ કન્યાશાળામાં. ખુ. નવાબ સાહેબે રૂ૪-૧૧-૦ કન્યાશાળામાં—શીમર. ખુ. નવાબ સાહેબે રૂ૧-૯-૭ ગઢડા. ખુ. નવાબ સાહેબે રૂ।ાાાુમીઠાઈ—નાગેસરી. વકીલ રામજી ઓધવજી ૦-૯-૭ સાકર—હેડાણ. સ્કૂલ કમિટિ તરફથી રૂ૧) બારપટોળી. પાનાચંદ વુજશી રૂ૰ા શાકર—જાફ્રાબાદ. શેઠ ભવાન ઠાકરસી રૂ૧-૧-૦ પેંડા શા નરોતમ નેરાજે રૂ૧) શાકર. રા. મા. મામલતદાર સાહેબે રૂ૧૭) ચોપડીઓ. વોરા કબા પુજા. રૂ૦-૮-૬ મે માધવજી પેલારામ ૦-૧૦-૦ શાકર; રા સા. મામલતદાર સાહેબે કન્યાશાળામાં રૂ૧૦ાા ચોપડીઓ વહેંસી- બાંટવા. મે. દરબાર સાહેબ તરફથી રૂ૧૭-૯-૩ ચોપડીઓ રૂ૪ ૧૨-૯ મીઠાઈ—ભાણુવદર. મેંગ. જાદવજી નાગજી. રૂ૦ાા મીઠાઈ—સ્કૂલ કમિટિ તરફથી રૂ૫-૩-૦ સ્ટેટ મેનેજર તરફથી રૂ૧૮-૦-૬ બગસરા. ભાગદારો તરફથી રૂ૧૯) ચોપડીઓ. રૂ૨) મીઠાઈ. રૂ૧૦) મહેતાજીને પાઘડીના રૂ૨) પે આ. ધોતીયું. રૂ૧ાા બી. આ. રૂ૧ાા ત્રીજા આસીસ્ટંટને. કુળ રૂ૩૬) મે. ભવાનીદાસ નેનુમલ રૂ૩) મીઠાઈ—ચુડા. તલાટી લક્ષ્મીચંદ દેવજી રૂ૰ા પતાસાં. રા. ગોવિંદજી રેવાશંકરે રૂ૦ાા કુંકાવાવ. ગામલોકો તરફથી રૂ૧) શાકર બીલખા ભાગદાર એ. વાળા. આશ્રા રૂ૧૧ા તેમાં રૂ૧૦) છોકરાઓને રૂમાલ રૂ૧ા મહેતાજીને—વાવણીયા. વડીયાના વહીવટદાર કેસવલાલ તથા આ. થાણદાર છગનલાલ તરફથી રૂ૧) મીઠાઈ—બરવાળા. જેતપોર ભાગદાર વાળા દેશા. રૂ૩ા રૂમાલ તથા મીઠાઈ. બાબરાના વકીલ રા. નરસીંહ પ્રેપટ રૂ૧-૬-૦ ચોપડીઓ—અગસર. નેટીવ ડાકટર ગોવિંદજી રેવાશંકર રૂ૧) ઉનાળામાં છોકરાને પીવા પાણી ભરાવ્યું.

દોલતરામ મણિશંકર.
સ. ડે. એ. ઈ. પ્રાં. સોરઠ.

કચ્છપ્રાંત. નં. ૪૭૬.—૨૯-૮-૮૧

કોઠારા કન્યાશાળા. જૈન ધર્માચાર્ય અચળ ગચ્છના શ્રી. પુજ્ય ભટારક વિવેક સાગર સુરીએ રૂ૧૩—૧૨—૦ ચોપડીઓ, રૂ૧ાા મીઠાઈ, રૂ૨-૨-૦ મહેતાજીને પાઘડીના તા. ૧૯-૧૨-૮૦ને રોજ નાગ્રેચાના મહેશ્રી નારણજી જવતાણીએ રૂ૧૧ ૧૦-૪ રોકડા આપ્યા કન્યાઓને.

૩૨-૧૦-૦ પતાસાં ૩૦-૧૦-૦ મેહેતાજીને ૩૦-૪-૦ નેકરને. તા. ૨૧-૧૨-૮૦ ને રોજ ઠકર લાલજી મેગજી તર્ફથી છીંટની ચોળીઓ તમામ કંન્યાઓને તથા ૩૧) મહેતાજીને ઠકર શીવજી પ્રાગજીએ તથા વેલજી આણંદજીએ ૩૧। પેંડા. તથા મેહેતાજી ચતુર્ભુજ લાલજીએ ૩ાા પતાસાં તથા વેહોરા આદમજી નુરભાઇ તર્ફથી સર્વે કંન્યાઓને પેનસીલો તથા ચાંલ્લા આપ્યા. તા. ૫-૨ ૮૧ ને રોજ વઢવાણ તાબે ગામ ઝમરના ઝાલા દોલતસિંગજીએ ૩૧ાા પતાસાં તથા ૩૧) મેહેતાજીને તા.૯-૧-૮૨ ને રોજ જખૌની દ. ગૂ નિ. મે. કૃષ્ણજી પુરવોતને ૩ાા પતાસાં તથા ૩ાા મેહેતાજીને તા. ૨૬-૨-૮૧ ને રોજ સોની ગોપાળજી ખીમજીતથા નેખત્રાણાના સોની ઉકરડા આણંદજી તથા તેરાના સોની ઇશ્વર ધર્મશી મળી ૩૧। પતાસાં તથા ૩ ૫) મહેતાજીને તા. ૧૫-૪-૮૧ રોજ ઠકર દામજી દેવકરણે ૩ાા પતાસાં તા. ૧૯-૪ ૮૧ ને રોજ કોઠારાના જાડેજા વેરસલજી ૩૧) પતાસાં તા. ૨૭-૫-૮૧ ને રોજ મિરા અદાલતના કારકુન રા. કુલભરામે ૩ાા પતાસાં જાડેજા મેરૂજીએ પોતાની કુમરીને નિશાળે બેસાડી ૩૨ાા મીઠાઇ ૩૨ાા મેહેતાજીને એજ કારણથી જાડેજા વજેરાજજીએ ૩૨ાા મીઠાઇ તથા ૩૨ાા મહેતાજીને આપી—શિકારપુર. તા. ૧૧ ૧૨-૮૦ ને રોજ રા. રા. શ્રેઠ ઇજનિઅર સાહેબ જગનાથ સદાશિવ તથા હાથીરામ ત્રીકમજી સુપરવાઇઝરે નિશાળને પાયો નાખતી વખતે ૩૧ાા સાકર વાર્ષીક પરીક્ષા વખત ૩ગા ચોપડીયો ભુજ ઍ. હા. સ્કુલ. વાર્ષીક પરીક્ષા વખતે મહારાજા ધિરાજ મિરજા મહારાઓ શ્રી. ખેંગારજી બહાદુરે તર્ફથી ૩૩૨ાા ચોપડીઓ આ વખત ભૂજનગરની તમામ નિશાળોના છોકરાઓને ઇનામ આપવામાં આવ્યુ હતું તથા ૩૫ાા મીઠાઇ—ભૂજ એ. વ. સ્કૂલ. વાર્ષિક પરીક્ષા વખતે મહારાજાધિરાજ મિરજા મહારાઓશ્રીજી ખેંગારજી બહાદુરે ૩૧ ચોપડીઓ તથા ૩૬) મીઠાઇ છેલ્લી વાર્ષીક પરીક્ષા વખતે મહારાજા ધિરાજ મિરજા મહારાઓશ્રીજી ખેંગારજી બહાદુર તર્ફથી—ભુજ નંબર ૧ લો. ૩૩૯ાા ચોપડીઓ ૩૧-૧૦-૦ મીઠાઇ. ભુજ નંબર બીજામાં ૩૨૧-૧૪-૦ ચોપડીઓ ૩૧૬-૧૦-૦ મીઠાઇ—ભુજની કંન્યાશાળામા. પાસ થએલી છોકરીઓને ૩૪-૨-૧૦ ઓઢણી, ચૂંદડી વિગેરે લુગડાં ૩૧૮-૧-૩ ચોપડીઓ

લાભવિશે ભાષણ કર્યું. બાદ રૂ૨ાા પુસ્તકો રૂ૧ા મીઠાઇ રૂ૨ાા મહેતાજીને પાઘડીના આપ્યા. સેલુ ધોતીયાં તથા તાકો ૧ આપ્યો. તા.૨-૪-૮૧ ને રોજ કચ્છના મે. રેવીન્યુકમિશનર સાહેબે પહેલા તથા બીજા વર્ગના છોકરાઓની પરીક્ષા લીધી તે વખતે નારણસરની જાગીરના એજંટ રા. લાલજી નાથજી તર્ફથી રૂ૧૪) મીઠાઇ વહેંચી-શુંથરી. તા.૨૬-૧૨ ૮૦ ને રોજ રા. આલડાસા અદાલતના ન્યાયાધીશ પ્રભાશંકર માધવજીએ પરીક્ષા લીધી તે વખત જાડેજા બાયાતો સમગ્ર તર્ફથી રૂ૧) શા. ભવાનજી દામજી રૂ૦ાા શા. મુળજી મોનશી રૂ૦ાા શા. ટોકરશી ફતેચંદ રૂ૧ાા શા. જુશલહાજી જાફર રૂ૧) ઠકર ખરાઉ મેઘજી રૂ૦ા હજુ મુળજી રૂ૦ા હરજી આશુએ રૂ૦ા કુલ રૂપા તેમાંથી રૂ૧) મહેતાજીને બાકીના રૂ૪ા મીઠાઇ છેલી વાર્ષીક પરીક્ષા વખતે રૂપા મીઠાઇ તથા રૂ૭ાા ચોપડીયો—અંજાર. ઠકર વલભદાસને ઘેર પુત્રનો જન્મ થવાથી રૂ ૩ પતાસાં વહેંચ્યાં તથા ઠકર ત્રીકમદાસ જી વણદાસે તેજ કારણે રૂ૩) મીઠાઇ વહેંચી. છેલી વાર્ષીક પરીક્ષા વખતે મહારાજાધિરાજ મિરઝાં મહારાણાઓશ્રી ખેંગારજી બહાદુરે ર૪ાા ની ચોપડીયો પાસ થએલા છોકરાઓને તથા રૂ૨) મીઠાઇ વહેંચી. મહેતાજી દયાશંકર શ્યામજીને ઘેર પુત્રનો જન્મ થવાથી રૂ૦ા મીઠાઇ ગોવર્ધન મઠાધિપતિ શ્રીમંત શંકરાચાર્ય તર્ફથી રૂ૩) મીઠાઇ—રાપર. મહારાજાધિરાજ મિરઝાં મહારાઓશ્રીજી ખેંગારજી બહાદુરના શિક્ષક રા. રા. છોટાલાલ સેવકરામ તર્ફથી રૂ૧ાા મીઠાઇ તા. ૨૩-૨-૮૧ ને રોજ ન્યાયાધિશ રા. લધુભાઇ માધવજીએ રૂ૧ા આત્રોડાના કારભારી રા. માધવજી વેલજી રૂ૧ા રા. ફોજદાર રૂ૦ાા રૂઘનાથજી જગદીશ રૂ૦ાા રૂ૧) રા. કેશવલાલ પીતામ્બર પ્રાણશંકર પૂર્ણદાસ રૂ૦ાા રેતનજી કચરા રૂ૦ાા રા. કાળીદાસ માવજી રૂ૦ાા શા. જવલ દામજી રૂ૦ાા છેલ્લી વાર્ષીક પરીક્ષા વખતે મહારાજાધિરાજ મિરઝાં મહારાઓશ્રીજી ખેંગારજી બહાદુર તર્ફથી રૂ૧૦) દશ ની ચોપડીયો તથા મહાજન તર્ફથી રૂ૬) મીઠાઇ તા. ૨૩-૫-૮૧ ને રોજ ડાકટર જનતઅલી પ્યારમહમદને ઘેર પુત્રનો જન્મ થવાથી રૂ૧ા મીઠાઇ—અંજાર કંન્યાશાળા. ઠકર. વશનજી નારણજીએ પોતાને ઘેર પુત્રનો જન્મ થવાથી રૂ૨ાા મીઠાઈ. રૂ૦ા મહેતાજીને મે. રાવબહાદુર નંદશંકર તુળજાશંકર કચ્છપ્રાંત દિવાન સાહેબ પધાર્યા તે વખત મહાજન

ફથી રૂ૨ા પતાસાં ઠકર. હરીદાસ ધર્મશીને ઘેર પુત્રનો જન્મ થવાથી રૂ૨) પતાસાં તેજ કારસી નંદવાણા રામજી મકનજીએ રૂ૧ા પતાસાં વ્હેંચ્યાં તથા રૂ૧ મ્હેતાજીને પાઘડીના. તા. ૬-૨-૮૧ ને રોજ ઠકર. ત્રીકમજી જીવણદાસને ઘેર પુત્રનો જન્મ થવાથી રૂ૩ા પતાસાં ઠકર. પ્રેમજી શીવજી કન્યાઓની પરીક્ષા લઇ રૂ૨ાા ચોપડીપો તથા અચુંબેન્સરે રૂ૦ા પેનશીલો વહેચી તથા નારણ કૃષ્ણ તરફથી રૂ૧૨ાા છીંટ તમામ કન્યાઓને તથા રૂ૨) મહેતાજીને આપ્યા. આંજારેનિ દ. શુ. નિ. મે. દયાશંકર શ્યામજીને ઘેર પુત્રનો જન્મ થવાથી રૂ૦ા પતાસાં વહેંચ્યાં. છેલી વાર્ષિક પરીક્ષા વખતે મહારાજાધિરાજ મિરજાં મહારાઓશ્રીજી એંગારજી બહાદુર તરફથી રૂ૫ા ચોપડીપો રૂ૨ાા મીઠાઈ. મહેતાજી સુંદરજી જીહાભાઇની માતુશ્રી કાશીની યાત્રા કરી આવ્યાં તેની ખુશાલીમાં રૂ૧) મીઠાઇ—અંજીવા. તા. ૧૮-૧-૮૧ ને રોજ જોશિ ખટાઉ નથુને ઘેર પુત્રનો જન્મ થવાથી રૂ૧) મીઠાઇ તથા વીંટી ૧ સોનાની કિમત રૂ૩ા મહેતાજીને આપી. તા. ૫-૧-૮૧ ને રોજ નખત્રાણાના રા. મગનલાલ નરશંરામે રૂ૧) મીઠાઇ વહેંચી. છેલી વાર્ષીક પરીક્ષા વખતે રૂ૯ા ચોપડીઓ વહેંચી તથા ધીણોધરના પીરના ભંડારી હરીનાથજી તરફથી રૂ૧ા શા. એતશી જેવત રૂ૦ા શા. પાનાચંદ કલ્યાણજી રૂ૦ા શા. મૂળજી રણછોડ રૂ૦ાા શા. એતજી પ્રાગજી રૂ૦ા ઠકર વેલજી મુળજી રૂ૦—૫—૦ જોશી સુંદરજી રૂ૦ા.

(અપુરૂ.)

---

## જાહેર ખબર.

પંચમહાલ ગોધ્રે સરકારી નોકરીના સર્ટિફિકેટની કમિટી આગળ ૧૮૮૧ ના સપ્ટેંબરમાં ડાહ્યાભાઈ નંદલાલ આવ્યો હતો તેનું નામ મહેરબાન ડીરેક્ટર આવ્‌ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબના હુકમથી પાસ થએલા ઉમેદવારોની ટીપમાંથી કાઢી નાંખવામાં આવ્યુંછે અને ફરીથી સરકારી નોકરીના સર્ટિફિકેટની પરીક્ષામાં આવવાની એને મનાઈ થઇછે.

મુ. અમદાવાદ (ઇંગ્રેજી સહી) ઈ. જાઈલ્સ.

૧૪ મી મે. ૧૮૮૨ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર. ઉ. પ્રાંત.

---

ગૂજરાત શાળાપત્ર.

પુસ્તક ૨૧ મું. જુલાઈ. સન ૧૮૮૨. અંક ૭ મો.

# જનરલ ગારિબાલ્ડીનું મરણ.

ઓગણીસમી સદીનો ખરો વીરપુરૂષ, નિર્મળ સ્વદેશાભિમાનની મૂર્ત્તિ, આખી દુનિયામાં પોતાના સુકૃત્યોથી સર્વને સાનંદાશ્ચર્યથી પ્રિય થઇ પડેલો, અને જેની ઉજ્વળ કીર્ત્તિ માણસ જાતની સ્મૃતિમાં ઉપકાર સાથે "યાવચ્ચંદ્ર દિવાકરૌ" રેહેવાની છે, એવા જે ઇતાલી દેશનો રત્નપુત્ર જનરલ ગારિબાલ્ડી તે ગયા માસમાં પાકી ઉમરે પોતાનું ધારેલું સઘળું ફળીભૂત થએલું જોઇ સંતોષથી દેવલોક થયો છે. એ જન્મ્યો ત્યારે એનો સ્વદેશ—દુનિયામાં એક સમે સર્વોપરી પ્રકાશેલો ઇતાલી—પરદેશી આસ્ત્રિયનોની ધુંસરી નીચે ઘણાં વર્ષથી દબાએલો ને ઘણાં ઘણાં દુઃખે રીબાતો કેવળ નિરાશાની અવસ્થામાં હતો. ઇતાલીમાં અનેક નાનાં નાનાં કુસંપી ને વિરોધી રાજ્યો હોવાથી તે નિર્નાશ ને પરદેશી સત્તા આગળ થર થર ધ્રૂજતો હતો. સૈકડો વર્ષથી દેશાભિમાની પુરૂષો ઇતાલીને પોતાનું પૂર્વ સ્મરણ કરાવવાને મથતા હતા; પણ તેનું ઐક્ય થઇ શક્યું નહોતું; ને દેશહિતના સઘળા ઉદ્યોગો નિષ્ફળ ગયા હતા. "મૂઓ તે ફરીથી જીવે નહિ." એમ ઘણાએ ઇતિહાસમાં સિદ્ધાંત ઠેરવી બેસાડ્યો હતો. પણ ગારિબાલ્ડીએ એ સિદ્ધાંત ખોટો પાડ્યો, અને જગતને જણાવ્યું કે કોઈ દેશનું પુનર્જિવન તેના પુત્રોની શુદ્ધભાવના, દેશભક્તિ, ને ઉત્સાહી ઉદ્યોગની ઉપરજ આધાર રાખેછે. હાલ ઇતાલી દેશ સ્વતંત્ર થયોછે, લોકોની સ્થિતિ વાયુવેગે દિનપરદિન સુધરતી જાયછે, અને યૂરોપના રાજ મામલામાં તે પહેલા વર્ગના રાજ્યોની પેઠે પોતે પણ હવે ભાગ લેઈ શકેછે. આ સઘળો ફેરફાર જોત જોતામાં થઈ ગયોછે. આ શુભ પરિણામ આણવામાં ઘણાની મેહેનત હતી, પણ દેશ ભક્તિના વિચાર ફેલાવવામાં પંડિત મેઝિની અને તેનો અમલ કરી બતાવનારામાં જનરલ ગારિબાલ્ડી એ બે નામ સૌથી આગળ પડતાં છે, અને તે હમેશાં ઇતિહાસમાં 'સ્વદેશત્રાતા' એવા અનુપમ ઉપનામથી ઓળખાશે.

આ વીર પુરૂષ ઈ. સ. ૧૮૦૭ માં ઇતાલીના નૈસ નામે નગરમાં જન્મ્યો હતો. એનાં માબાપ બહુ ગરીબ હતાં. એ ખારવા અને માછીઓ ભેળો ઉછર્યો, અને તે કામમાં બાળપણથીજ પોતાના ધીરવીરપણાને માટે પંકાવવા લાગ્યો, પણ એનું વળણ યુદ્ધવિદ્યા તરફ વધારે હતું, અને પરદેશી રાજમાં તે શીખવાની જોઇએ તેટલી સગવડો હોતી નથી, તોપણ એનાથી બન્યું તેટલું તે બાબતનું જ્ઞાન મેળવ્યું. જન્મ્યો ત્યાંથીજ એના મનમાં દેશને સ્વતંત્ર કરવાના ખ્યાલ રાત દહાડો ઉઠ્યા કરતા હતા. મેઝિનીની દેશાભિમાની મસ્ત કલમે જે જે જુવાન ઇતાલીઅનોના મન વિંહ્વળ કરી નાખ્યાં હતાં, તેમાં ગારિબાલ્ડી એ મુખ્ય હતો.

આ સમે તે પંડિતને દેશ છોડી ફ્રાન્સમાં જઈ રહેવાની જરૂર પડી હતી, પણ ત્યાં રહ્યો રહ્યો એ રાત દિવસ પોતાની જન્મભૂમિ સ્વતંત્ર કેમ થાય તે બાબતનાજ લખાણો ઉપરા ચાપરી કર્યા કરતો હતો. જુવાન ગારિબાલ્ડી દેશોન્નતિના વિષયમાં એવો તલ્લિન થઇ ગયો કે પોતે મેઝિનીને મળવા પારિસ સુધી ગયો, તેની પાસે રહ્યો, અને તે વખતથી એણે પોતાની આખી જીંદગી પ્રતિજ્ઞાપૂર્વક ગંભીરતાથી દેશાર્પણ કરી. પરદેશી સત્તાને ઉથલાવી પાડવાને કાજે જે જે ખાનગી મંડળીઓ ઇતાલીમાં ઉભી થઇ હતી તેમાં એ સામેલ થયો હતો, અને હવે પછી એ અર્થે જે જે કાવત્રાં કે બંડફિસાદો થયાં તે સઘળામાં એ આગેવાન હતો. સને ૧૮૩૪ માં ઇતાલીઅનોનું જે બંડ નિષ્ફળ ગયું તેમાં એ પકડાયો, અને ફાંસીનો હુકમ થયો પણ એટલામાં કાંઇ લાગ મળવાથી નાસીને ટ્યુનિસ જતો રહ્યો. ત્યાંના હાકેમ પાસે એને આપવા જેવું કાંઇ ભારે લશ્કરી કામ હતું નહિ. આ સમે દક્ષિણ અમેરિકામાં રિઓગ્રેનેડાના પ્રજાસત્તાક રાજની ઉપર બાઝિલ ટૂટી પડ્યું હતું. મનુષ્ય માત્રની સ્વતંત્રતાનો ઉત્સાહ ધરાવનાર જે ગારિબાલ્ડી તે આ સાંભળી તુર્ત તે પ્રજા સત્તાક રાજની વાહારે ધાયો. એણે ત્યાં પ્રથમ દરીઆઇ ને પાછળથી જમીન ઉપર ઘણી લડાઇઓ ચલાવી. આ વેળા એનું લશ્કર એને એવું વશ રહેતું કે તે જોઇ બધા છક થઇ જતા, અને જ્યાં આવું એકતંતી લશ્કર ત્યાં તે ભારે પરાક્રમો કરી બધાને ચોંકાવે એમાં શું આશ્ચર્ય! આ સમે ગારિબાલ્ડીની પલટને એવાં પરાક્રમો કર્યાં કે ત્યાંના રાજ્યે પોતાનું દેશીલશ્કર હોય તો પણ રણને મોખરે માનદર્શક જમણું સ્થાન તે આ પલટણનેજ આપવું

એવો હુકમ કર્યો હતો. આ લડાઇમાં એક વખત તે શત્રુને હાથ પકડાયો હતો, ને મહા મહા દુઃખ વેઠવું પડયું હતું. કેટલીક સરતોએ સાથી એ છૂટ્યો કે તુર્ત પાછો આવી એ લડાઈમાંજ તેણે ઘૂમવા માંડ્યું. આ વેળા એની સ્ત્રી એનોટા એની જોડે અમેરિકામાં હતી, અને તેની રીતભાત આ સમે એક રજપૂતાણીને શોભા આપે એવી હતી. તે એના વીર પ્રયત્નોને ઉત્તેજન આપતી એટલુંજ નહિ, પણ એના લશ્કરી કામમાં ઘણી ઘણી મદદ કરતી.

૧૮૪૮ માં પોતાના સ્વદેશમાં લડાઇ ઊઠવાથી તે ત્યાં પોતાના કેટલાક સિપાઇઓને લઇ દોડ્યો આવ્યો અને દક્ષિણ ટૈરોલમાં આસ્ટ્રિયનોની સાથે લડવામાં એની ટુકડી સૌથી મોખરે દેખાઈ. રોમતો એને વડેજ ટકી રહ્યું. પેલેસ્ટ્રિનાની લડાઇમાં નીઓપાલિટન લશ્કર એના કરતાં બહુજ મોટું હતું, તોપણ એણે તેને મારીને એસાન મેદાન કરી નાંખ્યું. થોડા દહાડા પછી વેલટ્રીનું યુદ્ધ થયું તેમાં એ શખ્ત ઘવાયો પણ ભારે ફતેહ-મળી. છેવટે ફ્રેંચ લશ્કરની સામા પણ એક મહીના સુધી ટકાવો કરી શકાયો તે એનીજ હિંમત ને ચતુરાઇને લીધે. લડાઇની મસલત કરવા ભેળાથયા ત્યારે એણે તો પાહોમ કરીને ઘૂમવાની સલાહ આપી, અને જ્યારે તે મંજુર રહી નહિ ત્યારે એ પોતાના અંગી સિપાઇઓને લઇ શત્રુઓની ઠઠમાંથી જુવામર્દીની સાથે સેનમેરિનો તર્ફ ચાલ્યો ગયો. ત્યાં જઇ એણે પોતાના સિપાઇઓને રજા આપી, અને તેજ વેળા એની સ્ત્રી જે આવી ગિર્દીના સમયમાં પણ તેની સાથેજ હતી તે મરણ પામી. પણ આ ધીરવીરે પોતાની હિંમત છોડી નહિ, અને તજવીજથી જીનોઆ તર્ફ નાસી ગયો. ત્યાં પણ એને સાબામતી જેવું લાગ્યું નહિ ત્યારે એ અમેરિકાના સ્વતંત્ર સંસ્થાનમાં જઇ વશ્યો, અને ઉદર નિમિત્તે મીણબત્તીને સાબુ બનાવવાનો ધંધો ચલાવવા લાગ્યો. મહાપુરૂષો કોઇ પણ આપત્તિથી ન ડરતાં ધીર પણે સત્યને માર્ગે બેધડક આ પ્રમાણેજ ચાલ્યા જાયછે.

૧૮૫૪ માં તે પોતાના પ્યારા સ્વદેશમાં પાછો આવી શક્યો. અહિંયા આવી સાર્ડિનિયાના કિનારા પાસે કાપ્રેરા ગામમાં પોતાના પુત્રોને લઇ રહ્યો, અને એની કરીને પોતાનો નિર્વાહ ચલાવ્યો. એની ખરી મનોવૃત્તિ દેશની સ્વતંત્રતા મેળવવાના મનસુબામાંજ રોકાએલી હતી. આ સમે ઇતાલીમાં ગામે ગામ રાજપ્રકરણી છૂપી મંડળીઓ મળતી, મસલત કરતી, યુક્તિઓ શોધતી,

સાધનો મેળવતી, અને ટુંકામાં ખુલ્લા બંડની તૈયારીઓ ખૂણામાંથી આ દેશની રૈયતે ચોતર્ફ કરવા માંડી હતી. એ સઘળી મંડળીઓનું કેંદ્ર અને આશા ગેરિબાલ્ડી હતો. ૧૮૫૯ માં ઇતાલીના ઘણા ભાગમાં એ મુજબ આસ્ત્રિયનોની સામા બંડો ઉઠ્યાં. તેમાં જે ફતેહ થઇ તેનો ઘણો જશ ગારિબાલ્ડીને છે. એણે રાજાની પરવાનગી લઇ ૧૭૦૦૦ માણસ ભેગું કર્યું હતું તે આલ્પાઇન ચાસ્સુર્સ એ નામથી આખી દુનિયામાં નામીચું થઇ પડ્યું છે. થોડા વખતમાં જે જે ઘણા પરાક્રમો આ લશકરે કર્યાં તે કહેવાયી શકે એમ નથી. એ લશ્કરની સાથે ગારિબાલ્ડી જાણે સર્વવ્યાપક હોય તેમ આજે આ પ્રગણામાં તો કાલે પેલા, ને પરમ દહાડે તો પાછો ક્યાંનો ક્યાં, એ રીતે એવો ચોમેર ઘૂમવા લાગ્યો કે આસ્ત્રિઅન સરકારનાં સાંધા નરમ થઇ ગયાં, તેના પગ ભાગી ગયા, ને ઉપરા ઉપરી તેના હાથમાંથી મુલક જવા લાગ્યા. પાંચ સાત લડાઇઓમાં એણે એવો હાથ બતાવ્યો કે એતો અજીતજ છે એમ સમજી મોટી મોટી સેનાઓ એની આગળથી નાસવાજ લાગી. ઇતાલીના કેટલાક મુલકો આ લડાઈઓથી સ્વતંત્રતાને પામ્યા, ને પરદેશીનું કાસળ નીકળી ગયું. છેવટે સંધિ થઇ ત્યારે જે જે પ્રાંતો આ મુજબ આસ્ત્રિયનોથી છૂટ્યા તેને સાર્ડિનિયાના રાજા વિક્ટરઇમાન્યુઅલની સત્તા નીચે જવાની ભલામણ કરી ગારિબાલ્ડી હથીઆર છોડી પાછો ખેતીના કામમાં લાગ્યો.

આ રાજા સાર્ડિનીઆનો રાજા મહા પાકો, સુધરેલો, ન્યાયી, પ્રજાને છૂટ આપનારો, અને જાતે એક દેશાભિમાની પુરૂષ હતો. તેથી જે જે દેશભક્તો ઇતાલીનું ઐક્ય કરવાને મથતા હતા તેનો અભિપ્રાય એજ હતો કે આ રાજાને વખત આવે આખા દેશનું આધિપત્ય આપવું, અને જેમ બને તેમ નાનાં નાનાં રાજ્યોને તોડી પાડી તેમાં ભેળી નાંખતાં જવું. એ નાનાં નાનાં રાજ્યોનાં હાકેમો પણ મહા મૂર્ખને જુલમગાર હતા તેથી તેની સામું કાંઇ નિમિત્ત શોધવા જવું પડે એમ નહોતું. સિસિલીને નેપલ્સની રૈયત ત્યાંના રાજાથી બહુ કંટાળી રહેલીછે એમ જોઇ ઇ. સ. ૧૮૬૦ માં ગારિબાલ્ડી ફક્ત એક ૧૦૦૦ માણસને ભેગા કરી મર્સાલા આગળ ઉતરી પડ્યો, અને તેનું નામ સાંભળતાજ લોકનાં ટોળે ટોળાં એને આવી મળ્યાં. રાજાના લશ્કરને હરાવી એણે પાલર્મો શહેર લઇ લીધું. પછી ત્યાંથી તે રાજધાની નેપલ્સ તરફ એકાએક થોડાક માણસોને લઇ ધસી ગયો, પણ

રાજાએ તો એ આવેછે એમ સાંભળીનેજનાસવા માંડ્યું હતું. લોકોએ સર્વાનુમતે એને ડીક્ટેટર એટલે રાજનો પ્રમુખ ઠેરાવ્યો. પણ આ નિર્લોભી પુરૂષે સાર્ડિનીયાના રાજાનું આધિપત્ય સ્વીકારવાની તેમને સલાહ આપી અને તેમણે તે પ્રમાણે કર્યું. વાટે લશ્કર લઈને આવતો તે મળ્યો ત્યારે ગારિબાલ્ડીએ "ઇતાલીના મહારાજ" એમ કહી એને પહેલ વહેલી સલામતી આપી, જે ખિતાબ પાછળથી એ દેશ સમસ્તની પાર્લામેંટ અને યૂરોપના બીજાં રાજ્યોએ કબુલ રાખ્યો છે.

આ પ્રમાણે દેશહિતનું પરમ પરાક્રમ કરી ગારિબાલ્ડી પાછો પોતાના વાનપ્રસ્થાશ્રમમાં ગયો. હજી રોમ મહારાજ્યમાં ભળ્યું નહોતું એ વાત એના હૃદયમાં ખૂંચ્યા કરતી હતી. પણ તે રોમનકાથોલિક પંથના જગદ્ગુરુ પોપની સત્તા હેઠે હોવાથી તેને તોડવાની હિંમત કોઈની ચાલતી નહોતી. રાજા વિક્ટર ઇમાન્યુઅલે પણ એ મહારાજ્યકંટકને સંતોષથી કબુલ રાખ્યો હતો. પણ ગારિબાલ્ડી કોઇ વિચારથી પણ દેશોન્નતિના કામમાંથી પાછો હઠે એવો નહોતો. જે કામ કરવાનું સર્વેએ માંડી વાળ્યું હતું, તે એણે પોતાની એકલી જાતેજ કરવાનો નિશ્ચય કર્યો. ૧૮૬૨ માં કેટલાક ×વાલંટીયરોને એકઠા કરી તે એકાએક રોમ જવા નેપલ્સના મુલકમાં પેઠો. આ પગલું મહારાજ્યના લાભમાં, પણ તેની મર્જી વિરૂદ્ધ, હોવાથી વિક્ટરઇમાન્યુઅલે તેની સામું જબરદસ્ત ઇતાલીઅન લશ્કર મોકલ્યું, અને એસ્પ્રોમોન્ટે આગળ લડાઇ થઇ તેમાં ગારિબાલ્ડીનની ટુકડી વેરણ ખેરણ થઇ ગઈ, પોતે ઘવાયો, પકડાયો, ને એને કેદી કરીને લઈ ગયા. આ ખબર સાંભળી આખા યૂરોપમાં હાહાકાર થઇ રહ્યો, કેમકે એ આ જમાનાનો ખરેખરો નિઃસ્વાર્થી વીરપુરૂષ છે એમ બધાની ખાત્રી થઇ ચૂકી હતી. ઇંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની, રશિયા, અને અલબત્ત ઇતાલીમાંના મોટા મોટા દાક્તરો પોતાની મેળે એની સંભાળ લેવાને દોડી આવ્યા, અને એક પાદશાહને લાખો રૂપિયા ખરચતાં ન

× પોતાની ખુશીથી વગર પગારે જે લડવા નીકળે તે. એ શબ્દ ઇંગ્રેજી છે પણ આપણા દેશમાં રાજ કે દેશનીભક્તિ ઓછી હોવાથી એમ કરનારા કોઈ નથી, તો તેને માટે શબ્દ પણ ક્યાંથી હોય. એ કારણથી નાચારીએ આ ઇંગ્રેજી શબ્દ અહીં વાપરવો પડ્યો છે.

થાય તેટલું આ એક નિર્ધન એકુતની જીંદગી બચાવવાને માટે હોંસભેર કરવામાં આવ્યું. એને સારૂં થયા પછી ઇતાલીની સરકારે એને માફી બક્ષી.

અહિંયાથી છૂટ્યો કે તુર્તજ જનસ્વતંત્રતાની લેહેમાં મદોન્મત્ત થઇ ગએલા ગારિબાલ્ડીએ ઇ. સ. ૧૮૬૨ માં પોતાના નામનાં જાહેરનામાં કાઢી હંગારીના લોકને આસ્ત્રિયનોની સામા બંડ ઉઠાવવાની ઉશ્કેરણી કરી. પણ તેમાં તો કાંઇ વળ્યું નહિ ત્યારે નિરાશ થઇ મન ગમાયો કરવાને સારૂ જગતમાં સ્વતંત્રતાનું મુખ્યસ્થળ જે ઈંગ્લાંડ તેની મુસાફરીએ તે ઇ. સ. ૧૮૬૪ માં નીકળ્યો. ત્યાં આવ્યો ત્યારે એનું સન્માન કરવાને સારૂ એ આખો દેશ ખળભળી ઉઠ્યો. ઠેકાણે ઠેકાણે એને મિજબાનીઓ અને માનપત્રો અપાયાં, અને કહેછે કે એના સત્કારને અર્થે રાજા પ્રજાની તર્ફથી જે ઉત્સાહ બતાવવામાં આવ્યો હતો તેવો કોઇને માટે બતાવવામાં આવ્યો નથી. હાલના પ્રધાન ગ્લાડસ્ટોને તો પ્રફુલિત ચિત્તે એને જાણે ફૂલજ વધાવી લીધો હતો. આ પેહેલાં પણ તે એકવાર (૧૮૫૪ માં) ઈંગ્લાંડ આવ્યો હતો ત્યારે સામાન્ય લોકો તર્ફથી સારૂ માન મળ્યું હતું અને ન્યુકાસ્ટલની પ્રજાએ એને એક તલવારની પાત્રાનુકુલ ભેટ આપી હતી, પણ આ સમે તો સઘળા અમીરો પણ એને આદરમાન આપવા એટલાજ ચિંતી હતા. જેને એના ઝાંખી થતી તે પોતાને કૃતકૃત્ય થએલો સમજતો.

ઇ. સ. ૧૮૬૬ માં આસ્ત્રિયાને ઇતાલી વચ્ચે લડાઈ ઉઠી તેમાં એ ઝંપલાવી પડ્યો એમ કહેવાનીજ જરૂર નથી. પણ તે થોડા વખતમાં પતી ગઇ. બીજે વર્ષે રોમમાં એવો બળવો ઉઠ્યો કે પોપને ત્યાંથી નાસી જવું પડ્યું. ગારિબાલ્ડી જેને એટલુંજ જોઇતું હતું તે પોતાના સાથીઓને ભેળા કરી એકદમ ત્યાં દોડી ગયો. એટલામાં બળવાખોરોનો પક્ષ તૂટી ગયો, ને એનું કાંઇ ન ચાલતાં કેદી પકડાયો. પોપે તેને બંદીખાને નાંખી જાપતો રાખવામાં કાંઇ કસર રાખી નહિ. તોપણ એ તજવીજથી તેમાંથી છટક્યો અને ફ્લારેન્સમાં જઈ ત્યાંના લોકોને ઉશ્કેરી તેમની મદદ લઇ પાછો રોમપર ચડી આવ્યો, અને એક વાર તો તેને પોપની સત્તામાંથી સ્વતંત્ર કર્યું. પણ ફ્રેંચ સરકારે પોપનો પક્ષ સ્વીકાર્યો, અને તેની તર્ફથી ભારે લશ્કર આવ્યું. લડાઈ થઈ તેમાં એ હાર્યો ને પાછો કેદી પકડાયો. આ સમે એનો જિવ ઉગરવે બહુ મુશ્કેલ થઇ પડ્યો, પણ એનાં ઉજ્વળ પરાક્રમો જોઇ દુનિયાની એન

ઉપર એવી મમતા બંધાઇ ગઈ હતી; કે યુરોપના સઘળા રાજ્યો તર્ફથી એને બચાવવા ઘણી ભલામણો આવી, અને અમેરિકાએ પોતાના એક વતની તાબેદાર અને ઇટાલીએ પોતાના ઉમદા તાબેદાર એનો છૂટકારો માગ્યો. આખી દુનિયા જેને એક જીભે વખાણે અને પૂજે તેને તે કોઈથી કેદ કેમ રાખી શકાય! પર્યંતે એને છોડ્યો.

ઇ. સ. ૧૮૭૦ માં જ્યારે જર્મન લોકે ફ્રાન્સ સરક્યું ત્યારે આ બુઢ્ઢા પેહેલવાને પાછી પોતાની તરવાર મ્યાનમાંથી કાઢી એમાં કાંઇ એને માગ્યો જશ મળ્યો નહિ, પણ એ ઉપરથી એની પ્રકૃતિ કેવી ઉદાર હતી તે જણાઇ આવે છે. પોતાનાજ દેશની નહિ, પણ દુનિયા માંહેલા પ્રત્યેક દેશની સ્વતંત્રતાને માટે તેને બહુ લાગતું, અને તે અર્થે એ પોતાની જીંદગી અર્પણ કરવાને હમેશાં તૈયાર હતો.

ઇ. સ. ૧૮૭૪ માં એ ઘણો ગરીબ થઇ ગયોછે એવું જણાયાથી એના મિત્રોએ એને પૈસા ટકાની વગર માગે ખુશીની સાથે મદદ કરી. ઇ. સ. ૧૮૭૫ માં ઇટાલીની પાર્લામેંટમાં તે નીમાયો, અને રોમમાં આવી જ્યારે એણે પોતાની બેઠક લીધી ત્યારે લોકોએ બેહદખુશાલી બતાવી. અત્યાર સુધી એણે પાર્લામેંટ તર્ફની ભેટ કબુલ રાખી નહોતી, પણ આ પ્રસંગે રાજા પ્રજાએ એની અમૂલ્ય દેશસેવા બદલ ૪૦ હજાર રૂપિયા ત્રીજોરીમાંથી અપાવ્યા તે એણે ઉપકાર સાથે સ્વીકાર્યા.

આ વીરપુરૂષ મૃત્યુ પત્રકમાં પોતાના સબને અગ્નિસંસ્કાર કરવાનું લખી ગયો હતો પણ ખ્રીસ્તી દેશની રીતિ પ્રમાણે ભૂમિદાહને નિમિત્તે મરનારને જે ભારે માન આપવામાં આવેછે તે એમ કરવાથી આપી શકાય નહિ એમ ધારી એ કલમ રદ કેરવી રાજાને પ્રજાએ પં. તેની તર્ફથી પાદશાહી માન એને આ પ્રસંગે આપવામાં આવ્યું હતું. પણ એ દબદબા ભરેલા ઠાઠ માઠનું અત્રે વર્ણન કરવાની કાંઇ જરૂર નથી. એની કીર્ત્તિ એના કૃત્યોથી એની જીંદગીમાંજ દુનિયાના આ છેડાથી પેલા છેડા સુધી ઝળકી રેહી હતી, અને એની મોટાઇ ઇતિહાસના પાનાપર સોનેરી અક્ષરથી લખાઇ ચૂકીછે. જગતમાં ઘણા વીરપુરૂષો થઇ ગયાછે પણ આ કોઇ વીરલોજ મહાપુરૂષ હતો. એનામાં સ્વાર્થ, લોભ, કે માન સન્માનની જરા પણ તૃષ્ણા નોહોતી. એ શુદ્ધ ભાવથી સ્વતંત્રતાનેજ સેવતો, અને તે પો-

તાના દેશને સારૂ સ્વતંત્રતા મેળવવા એણે પોતાની જીંદગી નાનપણથી જ અર્પણ કરી મૂકી હતી. અને સ્વતંત્રતાની વાતમાં એ પોતીકા પારકા દેશનો પણ ભેદ ગણતો નહિ. જ્યાં જ્યાં મનુષ્ય જાતની સ્વતંત્રતા જોખમમાં આવી પડે ત્યાં ત્યાં એની તરવાર હાજરેજ હતી– પછી તેનો ખપ ઇતાલીમાં હો, અમેરિકામાં હો, કે ફ્રાન્સમાં હો. કેટલીકવાર એ કેદી પકડાયો, કેટલીક વાર ફાંસીની સજાના જોખમમાં આવી પડ્યો, કેટલીક વાર ઘવાયો, પણ સ્વતંત્રતાની સેવામાં તેવોને તેવોજ અડગ રહ્યો. એ રાજકુળનો નોહોતો, પૈસાવાળો નહોતો, કોઇ પાદશાહની તર્ફનો સેનાપતિ નહોતો, તથાપિ એના નામનો એવો પ્રતાપ હતો કે જ્યાં જઇને ઉભો રહેતો ત્યાં પોતાની ગાંઠે વગર પગારનું એને લશ્કર મળી આવતું, અને એ ધારતો ત્યાં ચડાઇઓ લઇ જતો. એના સિપાઇઓ સ્વતંત્રતા, દેશભક્તિ, સાહસ, ને અપૂર્વ શૂરાતનને માટે એટલા બધા પ્રસિદ્ધ હતા, કે એના હાથ નીચે નોકરી કરીછે એજ વાત તે જ્યાં જાય ત્યાં મોટું માન મેળવવાને બસ હતી. અરે કહીએ તો પોતાના હાથમાં આવેલું તાજ એણે વિક્ટર ઇમાન્યુઅલને પહેરાવી દીધું. પણ એ ખરેખરો નિર્લોભી મહાત્માજ હતો અને તેથી એ પોતાના પરમાર્થ કર્તવ્યોમાંથી પરવારતો કે તુર્તજ સત્યુગના ઋષિઓની પેઠે પોતાની મઢુલીમાં આવી વાનપ્રસ્થાશ્રમ સેવતો. ધન્ય છે આવા પુરૂષના જન્મને, અને તેની માત પિતાને!

---

## કાન્તા.

દ્વિવેદિ મણિલાલ નભુભાઇને ગ્રંથકાર મંડળમાં આવકાર આપતાં અમને ખરેખરો હર્ષ ઉત્પન્ન થાયછે. એ તરૂણ—ગૃહસ્થે બી. એ. ની પદવી સંપાદન કરી એલ્ફિન્સ્ટન પાઠશાળામાં થોડોક વખત ઓનરરી ફેલોનું કામ કર્યું હતું, અને હાલ મુંબાઇ શેહેરની ગુજરાતી નિશાળોના ડેપ્યુટી ઇન્સ્પેક્ટરછે. ઇંગ્રેજી ભાષાની સાથે એ સંસ્કૃતના સારા અભ્યાસી છે. આપણા ગ્રેજ્યુએટો કેટલાંક વર્ષથી સ્વભાષા લખવા વાંચવાના કામમાં એવા અનિષ્ટ અનાદર બતાવતા આવ્યાછે કે મી. મણિલાલની આવૃત્તિને અમે ઘણી સ્તુત્ય, આશાજનક, તથા ઉત્તેજન યોગ્ય ગણીએ છઇએ. ગયેજ વર્ષે "ગુજરાતી" ના અધિપતિએ એવી એક ધારક વાત જાહેરમાં મૂકી હતી કે તેમાં જ-

આતા કવિ નર્મદાશંકરના વિષયો અમે સમજતા નથી એમ તેના ગ્રાજુએટ મિત્રોની તર્ફથી તેને જવાબ મળ્યો હતો. આમ હોય, તો એ વર્ગની તર્ફથી ગુજરાતીમાં પુસ્તકો લખાવાની તો આશાજ શી, અને આતો અનુભવ સિદ્ધ છે કે પાછલાં કેટલાંક વર્ષોથી કોઇપણ ગ્રાજુએટે ગૂજરાતીભાષામાં એકે પુસ્તક પ્રગટ કર્યું નથી. પણ હાલ એ લજ્જાસ્પદ સ્થિતિ બદલાઇ જવાના સુચિન્હ × કેટલેક ઠેકાણેથી દેખાવા લાગ્યાંછે, અને એ શુભ રૂપાંતરના અગ્રણીભાઇ મણિલાલ થયા તેને માટે તેમને અમે માનપૂર્વક મુબારકબાદી આપીએ છઇએ. અમારા એ સાહસિક તરુણ મિત્રને અમે ભલામણ કરીએ છઇએ કે અમણા જે શુભવૃત્તિ પોતાના આત્મામાં પ્રાદુર્ભાવ થઇછે તેને ફરજ સમજી વળગી રહેવું, અને પ્રથમ પ્રયત્નોમાં કદાપિ જોઇએ તેટલી સિદ્ધિ કે જશ ન મળે, તોપણ તે વાતથી નાઉમેદ ન થતાં સ્વભાષાની ભક્તિ શુદ્ધ ભાવથી કાયમજ રાખવી, અને શાળાપ્રાપ્ત જ્ઞાનને હવે પછીના અનુભવ, વિચાર, તથા અભ્યાસથી પરિપક્વ કરી તેનો લાભ દેશીઓને આપવા નમ્રપણે નિરંતર ખંતી રહેવું. એમ કરવાથી છેવટે સિદ્ધિ, યશ, ને કૃતાર્થતા છેજ.

મહાકવિ ભવભૂતિકૃત માલતી માધવ નામના એક સંસ્કૃતભાષા માહેલા અત્યુત્તમ નાટકનું સટીક ભાષાંતર ઘણી સંભાળથી કરીને એ ભાઇએ બે ત્રણ વર્ષ ઊપર પોતાનું વિદ્યાબળ દાખવ્યું હતું. તે સમે ભાષાંતર કર્તા તર્ફથી એ પુસ્તક અમારી ઊપર ન આવવાથી તેના ગુણદોષ વિષે બોલવું એ અમને ઉચિત લાગ્યું નહોતું, અને હાલ તે આવ્યું છે. તથાપિ અમે ધારીએ છઇએ કે તેનું વિવેચન અવકાશ ઊપર રાખવાથી હવે કાંઈ ખાટું મોળું થનાર નથી. હાલ તો મિ. મણિલાલે કાન્તા નામનું જે સ્વકલ્પિત નાટક બનાવ્યું છે તેનીજ તપાસ અત્રે ચલાવીએ.

રસ, પાત્ર-ભેદ, અને વસ્તુસંકલનાં એ જે ત્રણવાનાં નાટકાદિના ગ્રંથોમાં અવશ્યનાંછે તે પ્રત્યેકની રચનામાં મુશ્કેલીઓ પણ એજ અનુક્રમે ઉત્તરોત્તર વધતી છે. રસનુંમૂળ સ્વભાવમાં હોવાથી, તે પ્રાપ્ત કરવો સહજછે–

× એ ગૂજરાતીનોજ દેશ હિતેચ્છુ એડિટર એક સુરતી બી. એ. છે. નાગર ઉદય વગેરે ચોપાનીઆના સંબંધમાં અમદાવાદનો એક નાગર બી. એ. ગૂજરાતી લખાણ કાઇમ કરેછે.

કુદરતે આવ્યો હોય તેનેજ એ વાતતો ખરી. રસબુદ્ધિનું માણસ હશે, તો તેની વાણીમાં સ્વભાવિક રીતેજ રસ આવ્યાવિના રહેશે નહિ. ફક્ત તેણે દોઢડાહ્યું કે ડોળ કરવું નહિ એટલુંજ જરૂરનું છે, કેમકે ડોળ એ જેટલું ધર્મ પક્ષે તેટલુંજ રસપક્ષે પણ વિનાશકારી છે. આજ કારણને લીધે કેટલાક કેવળ અભણ પુરૂષો સારા કવિ નીવડેલા છે. તેઓ કેવળસ્વભાવનેજ વશ રહે છે, અને તેથી તેમનું કવન તેના સહજ રસથી હૃદયને વિંધી નાખે એવું થાય છે. પણ કાંઇ ભણ્યા પછી માણસ પોતાનું ડહાપણ ચલાવે છે, અને ત્યારે ચતુર ચાર ઠેકાણે ખરડાયા જેવું થઇ રહેછે. અધભણ્યાની સમજ, જેમ બીજી બાબતમાં તેમ, રસમાં પણ પૂરી ચાલતી નથી, અને એજ કારણથી હાલ આપણા પ્રાંતમાં દોઢડાહી કે કંટાળા ભરેલી ડોળવાળી કવિતા વાર્તાઓથી ઉકરડો ભરાઇ જવા લાગ્યો છે, તે સમે ખરો સ્વરૂપ રસ કોઇ કોઇ ઠેકાણેજ શોધ્યો જડેછે. કાવ્યમાં વિવેક વાપરવો, તો તે પૂરો વાપરવો જોઇએ, અને તેને માટે ઉંચી કેળવણી તથા રસશાસ્ત્રનો ઉંડો અભ્યાસ અવશ્યનોછે. ત્યારેજ શુદ્ધ રસજ્ઞતા ( Taste ) પ્રાપ્ત થાય છે. ઉચને નીચ, સારી કેળવણી પામેલો ને લેભાગુ એ પોતાની રસજ્ઞતાથી ટપ ઓળખાઈ આવેછે. તાલમેલથી ટાહેલાં કરી શકાય, પણ ખરી રસજ્ઞતા આવતી નથી. તેતો સ્વભાવ કે પૂર્ણ સંસ્કારનેજ સાધ્ય છે.

આ તરૂણ નાટકકારની રસજ્ઞતા શુદ્ધ સંસ્કારી જોઇ અમે પ્રસન્ન થયા છઇએ. એ રસજ્ઞતામાં ઇંગ્રેજીને સંસ્કૃત સાક્ષરત્વ એ બંનેનાં રંગછે, પણ સંમિશ્રણ એવી રીતે થએલું છે કે તે સ્વાભાવિકને સુંદર દીસે છે. કાદંબરી જેવા કૃત્રિમ રસકાવ્યની છાંટ કોઇ કોઇ ઠેકાણે તેમાં જણાય છે ખરી, પણ તે એટલી થોડીને આછી છે કે કાળે કરીને તે આપોઆપ ઘસાઈ જશે એમ અમારી ધારણા પહોંચે છે.

રસ એજ ખંડકાવ્યોમાં એટલે છૂટક કવિતામાં બસછે. પદ ગરબી વગેરે લખનારોમાં એટલું હોય તો તે કૃતાર્થ થયો, કેમકે તેવી કવિતામાં તો પોતાના આત્મામાં જે જે ઉર્મીઓ ઉઠે તે દર્શાવી એટલે થયું, અને તે તો પોતામાં રસ હોય તો તે સ્વાભાવિક રીતેજ થઇ જાય. આવી કવિતાને સ્વાનુભવી અથવા અંતઃસ્થિત. ( subjective ) કવિતા કહેછે. સંગીત કવિતા આ વર્ગની છે. પણ નાટક કાવ્યોમાં એથી જુદાજ—બહુ ઉંચી જ-

તના— કવિત્વનો ખપ પડેછે. એમાં ફકત પોતાના અંતરમાં અનુભવેલા રસનું વર્ણન કરવું એ ખસ નથી અથવા વખતે કાંઇજ કામનું નથી. એમાં તો ભિન્ન ભિન્ન પ્રકૃતિવાળા બીજાને ભિન્ન ભિન્ન પ્રસંગે કેવું લાગેછે તેનું વર્ણન કરવાનું છે. એક તર્ફ પરદુઃખભંજન સાધુ પુરૂષ તો બીજી તર્ફ ચોરને ખૂની, એક તર્ફ પતિવ્રતા તો બીજી તર્ફ કુલટા, એક તર્ફ કૃપણ તો બીજી તર્ફ ઉદાર, એક તર્ફ પ્રેમી તો બીજી તર્ફ શઠ, વગેરે ભાતભાતના મનુષ્યોના મનમાં કેવી કેવી વિવિધ ઉર્મીઓ ઉઠેછે, તે એવી રીતે વર્ણન કરવી કે જાણે તેના હૃદયમાંજ પેસીને જોઇ આવ્યો હોય, એ નાટ્ય કે વાર્તિક કવિનું કામ છે. એને અંતઃસ્થિત નહિ પણ બાહ્યસ્થિત, સ્વાનુભવી નહિ પણ સર્વાનુભવિ—કવિત્વ ( objective ) કહેછે.

જૂદા જૂદા માણસોના મનોભાવ જેમ હોય તે પ્રમાણે જૂદા જૂદા વર્ણવા એને પાત્ર ભેદ કહેછે, અને એ કરવાનો સઘળો આધાર માણસમાં સર્વાનુભવી કવિત્વ કેટલું છે તેની ઉપર છે. સંસાર વ્યવહારના લક્ષ પૂર્વક અવલોકનથી આ બળ કેટલુંક પ્રાપ્ત થાયછે, પણ ઘણે દરજ્જે તે સ્વાભાવિક છે. કેટલાક અંતઃસ્થિત કવિતા ઉત્તમ પ્રકારની કરી શકેછે, પણ બીજાના અનુભવના બે બોલ પણ બરાબર કથી શકતા નથી. તે પોતાની લાગણીઓ—પોતાનું દુઃખ—રોઇ જાણેછે. પણ બીજાના અંતઃકરણની તેને કાંઇ ખબર નથી. ગૂજરાતી ભાષામાં આજ પર્યંત આટલા બધા કવિઓ થઇ ગયાછે પણ સર્વાનુભવી રસને જાણનાર તો ગણ્યા ગાંઠ્યાજ છે અને તેમાં પણ તેને શેકસપિયરની પેઠે પરિપૂર્ણ દર્શાવનાર તો વડોદ્રાવાળો પ્રેમાનંદ ભટ્ટ એકલોજ.

આ નાટકમાં પાત્રભેદ શકિત કેટલીછે તેનો વિચાર વસ્તુ સંકળનાની ભેળાજ કરીશું. વસ્તુને સંકળવી એ કામ સૌથી અઘરૂંછે. એમાં ઘણા વિવેકનો ખપ પડેછે, અને તેથી તે ઘણો અનુભવ થયા વિના કદી પણ બરાબર થઇ શકતું નથી. સ્વાભાવિક બુદ્ધિ સારી હોય તો પ્રથમ પ્રયત્નેજ રસને પાત્ર ભેદના કામમાં કોઇ ફતેહ પામે ખરો, પણ શીખાઉને હાથે વસ્તુ સંકળના નિર્દોષ ઉતરવી એ અશકય નહિ તો અત્યંત દુર્લભ છે. મહા કવિઓના પણ ઉત્તમ સંકલિત કાવ્યો તેમની મધ્ય કે ઉત્તરાવસ્થામાંજ બનેલાં છે. રસસંધીનો સ્વાભાવિક ક્રમ આ પ્રમાણે જણાયછેઃ—પ્રથમ પ્રસં-

ગોપાત છૂટક પદો, પછીથી નાની વાર્તાઓ, અને એ પ્રમાણે કેટલાંક વર્ષ સુધી કાવ્યકળા એડાઇ રહે ત્યારેજ મહાકાવ્ય કે નાટક. આપણા આરંભ કારે પ્રથમથીજ જાહેરમાં તો છેલ્લે પગથીએ પગ મૂક્યોછે, અને તેથી તેમાં જોઇએ તેટલો યશ નહિ મળેલો સાબીત થશે, તો તેમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી. તે છતાં અમારો સામાન્ય અભિપ્રાય એવોછે કે આ પગલામાં જેટલું સાહસ રહેલું છે, તે પ્રમાણે અસિદ્ધિ થઇ નથી, અને એટલું તો એ ગ્રંથકારે સાબીતજ કરી આપ્યું છે એનામાં આવા પુસ્તક રચવાની સ્વાભાવિક શક્તિ છે અને તે અભ્યાસે કરી મન માનતી ખીલશે.

હવે આ નાટકની વિગતવાર તપાસ ચલાવીએ. એની મૂળ વાત ગુજરાતની એક ઐતિહાસિક દંતકથા ઉપરથી સૂઝેલી છે. આપણા ઇતિહાસના આરંભમાંજ જ્યારે કલ્યાણીના ભૂવડે એકાએક આ દેશ સર કર્યો, આપણો ગૂરો જયશિખરી રણમાં પડ્યો, અને પ્રતાપી સુરપાળ પોતાની ગર્ભવતી બ્હેનના રક્ષણાર્થે રાજાની આજ્ઞાએ મનમાં મૂઝાતો વનમાં વસેલો છે, તે સમે આ ભૂમિ ઉપર જે પરદેશી અમલથી દારુણ દુઃખોનો વરસાદ વરસ્યો તેમાં આ બનાવ એક એવો ભયંકર બન્યો કે તે લોકોની યાદ દાસ્તમાં અખંડ કોતરાઈ રહ્યો. ભુવડ સઘળું રાજ પોતાના કુંવર કરણને સોંપી ગયો હતો. તે મહાજુલમી, ક્રૂર, ને દુરાચરણી હતો. એણે બળીબળી રૂપવાન સ્ત્રીઓની બળાત્કારે લાજ લેવા માંડી. સુરપાળની સ્ત્રી જેને યોગાનું યોગે વન વાસમાં સાથે લીધી નહોતી, તે આ પાપી કુંવરને હાથ પકડાઈ અને તેણે છળ બળથી તેને વશ કરવાને ઘણું માથું ફોડ્યું. પણ તેતો રૂપે તેવીજ ગુણે ખરી પદ્મિનિ હતી. તેણે પોતાનું રજપુતાણીપણું પ્રથમથીજ એવું બતાવ્યું કે બળ વાપરવાની તો એ દુષ્ટની હિંમતજ ચાલી નહિ. છેવટે એ પાપીને એવો ઘાટ ઉપજો કે જો એ સ્ત્રી એમ જાણે કે મારો સ્વામી ગત થયો, તો પછી તે કદાપિ મારે વશ થાય ખરી. એ વિચારથી તેણે કોઇ બીજાનું માથું મંગાવી તે સ્ત્રીને એમ મનાવ્યું કે આ તેના ધણીનુંજ માથું છે. પણ આ દુષ્ટ છળનું પરિણામ તેણે ધાર્યું હતું તેથી ઉલટુંજ થયું. તે જોતાંજ એ પતિવ્રતા સ્ત્રી તો વિરહાગ્નિથી પ્રજ્વળી ઉઠી, અને કોઈની પણ રોકી નરોકાતાં આખા નગરના હાહાકારની સાથે તે પેલું માથું પોતાના ખોળામાં લઇને બળી મુઈ.

અમને તો આ કથા કરૂણપરિણામક નાટકને જોઇએ તેવી લાગેછે.

પણ મિ. મણિલાલને એમાં અસંભવ એ લાગ્યો કે તે સ્ત્રી પોતાના ધણીનું માથું ઓળખ્યા વિના કેમ રહે. ઉપલક જોતાં આમ લાગે એવું છે ખરું, પણ તે પ્રસંગને અનુસરતા તર્કની દૃષ્ટિએ જોયું હોત, તો એ અસંભવ સઘળો દૂર થઈ એ બનાવ સર્વાંગે સ્વાભાવિકજ દેખાત. છળ કરવાજ ની કળેલો જે કારણ તેણે પારકાનું માથું અવિચ્છિન્ન મંગાવીને એ સતીની આગળ ધર્યું હોય એમ આપણે ધારવુંજ જોઇએ નહિ. કપટ ન પકડાય તેને માટે તેણે તજવીજો પૂરી કરીજ રાખી હશે. આ મહા દારુણ યુદ્ધનો બીજો દિવસ હતો. ગઈ રાત્રેજ હજારો જોદ્ધા કપાઈ મૂઆ હતા, ગામની સમીપે હજી હજારો મૂડદાં પડેલાં હતાં, હજી કાક ગૃધ્રાદિક પોતાની મીજબાનીમાંથી પરવાર્યા નહોતા, રૈયતની નાસાનાસ ને ભાગાભાગ હજી પૂરી સમી નહોતી. એવે સમે જયશીખરી મૂઓ એટલે માજી રાજ સાથે મુખ્ય સંબંધ ધરાવનારો જે સુરપાળ તેને કોઈ જીવતો કે મૂઓ દરબારમાં પકડી લાવશે તો તેને મોં માગ્યું ઇનામ આપશું, એવો નવા રાજની તરફથી ઢંઢેરો ફરે; ચો તરફ શોધા શોધ ચાલી રહે; અને તેવામાં એકા એક થોડાક સવારો ઘોડા ફેકતાં ત્યાં આવી પહોંચે, તેનો જમાદાર ટપ ઉતરીને ધબધબ દરબારમાં ધાયો આવે. રૂમાલમાંથી કાઢી લોહીચૂતું એક માથું રાજાને નજરે કરે, અને સુરપાળ મરતાં મરતાં કેવી બહાદુરીઓ કરી પરિણામે છિન્નભિન્ન થઇ પડ્યો, તેની બનાવટી હકીકત કહી સંભળાવી હરખથી વધામણી માગે; તેને મોટા મોટા ગામ ગ્રાસો જાહેરમાં અપાય;—અને શત્રુ પક્ષમાં દુંદુભીના નાદની સાથે જય જયકાર તથા વતનીઓમાં ત્રાહિ ત્રાહિના પોકાર ઉઠી રહ્યા છે, તે સમે થરથર ધ્રુજતી દુઃખમાં દિગમૂઢ થઇ ગએલી પ્રથમથીજ દરેક ક્ષણે માઠાની શંકા ધારણ કરી રહેલી પેલી સ્ત્રી આગળ આજ કરણ રૂપી વિકરાળ દૈત્ય જઇને ઉભો રહે; સમ ભાવનું ડોળ બતાવે; અને છેવટે પેલું માથું દેખાડી તેને દિલાસાને બ્હાને જુદી જુદી તેના સ્વામીના પરાક્રમની હકીકતો કહે; તો તે વેળા આવા દુઃખમાં-આવી જડતાની સ્થિતિમાં અને તેમાં વળી જ્યારે પોતાનીજ વિશ્વાસુ દાસી ફુટીને એ છળમાં સામેલ થએલી છે ત્યારે-પેલી બાપડી ઠગાય, ખરું માને, ને એકાએક જુસ્સાથી "જગદંબે" કરી સતી થવા નિકળે, તો તેને કોણ રોકનાર છે, અને તેમાં શું અસંભવિત છે ! અમે તો કહીએ છઇએ કે ઉલટું આવે

પ્રસંગે એ ન ઠગાય એજ અમને મહા અસંભવિત લાગે છે.

તે છતાં અમે આટલાજ ઉપરથી નાટકકારનો કાંઈ દોષ કાઢતા નથી, કારણકે વાતમાં ફેરફાર કરવાનો તેને હક છે. શેકસપિયરના વિવેચક વાંચનારા જાણે છે કે તેણે ઘણું કરીને પ્રત્યેક નાટકમાં મૂળ વાતને ઘણે દરજ્જે ફેરવી નાંખી છે. ગ્રીક નાટકકારો પણ એમજ કરતા, અને આપણા દેશમાં તો નાટ્ય શાસ્ત્રનો અર્વાચીન પ્રમાણ ગ્રંથ જે દશ રૂપક તેમાં આ રીતનો નિયમજ આપ્યો છે.

यत्तत्रानुचितं किंचिन्नायकस्य रसस्यवा,

विरुद्धं तत्परित्याज्य मन्यथावा प्रकल्पयेत्

અર્થઃ—તેમાં જે વસ્તુ નાયકને અનુચિત દેખાય અથવા રસને વિરુદ્ધ હોય, તે ત્યાગ કરવી અથવા તેને બીજી રીતે કલ્પવી.

આ નિયમ જાહેર ઐતિહાસિક વાતને કેટલેક દરજ્જે લાગુ પાડી શકાય એ એક તકરારી સવાલ છે પણ અહિંયાં આ નાટકમાં તો મિ. મણિલાલે પાત્રો તથા સ્થળનાં પણ નામ ફેરવી નાંખી એ નાટક ઐતિહાસિક છે એમ ન ગણતાં તેને માત્ર પ્રકરણ એટલે સ્વકલ્પિત નાટકજ ગણવાની પ્રસ્તાવનામાં વિનંતિ કરી છે, ત્યાં એ ફેરફારને માટે કોઇ ટીકાકારને કાંઈ પણ ખડખડવાનો હક નથી. હવે જોવાનું એટલુંજ રહ્યું કે એ સ્વકલ્પિત સંકળના કેવા પ્રકારની છે. (અપૂર્ણ.)

---

## હિંદુસ્તાનના ગરીબ વર્ગના લોકોને માટે સરકારે કહાડવા ધારેલી નાની રકમની વ્યાજુકી નોટો.

ગરીબ વર્ગના લોકોનાં નાણાં સારી જામીન ગીરીઓમાં રોકાય એવી મકસદથી હિંદુસ્તાનની સરકારે, હિંદુસ્તાન ખાતે, નાની રકમની વ્યાજુકી નોટો કહાડવાની એક યુક્તિ રચીછે, અને એ યુક્તિ, મજકુર નોટો બનીને તૈયાર થતાંજ અમલમાં આણવાની ગોઠવણ રાખવામાં આવીછે. એ નોટના સંબંધનું જે જાહેરનામું સરકારે બહાર પાડ્યું છે, તેમાં એ નોટથી ખેડુતો તથા હલકા વર્ગના ધંધાદારીઓ વગેરેને કેવા ફાયદાઓ થશે તે દર્શાવ્યું છે. એ નોટોને "સ્ટાક નોટ્સ," એવાં નામથી ઓળખાવામાં આવશે.

એ સ્ટાક નોટના વ્યાજ વગેરેના સંબંધમાં જે ગોઠવણ રાખવામાં આવીછે તે ઉપરથી, કેટલીક અગતની બાબતોમાં તેને બીજી સાધારણ જમીનગી. રીઓથી જાદીજ પ્રકારની રાખેલી માલમ પડેછે. આ સ્ટાક નોટો હાલમાં બેંક આફ ઈંગ્લાંડની દેખ રેખ હેઠળ બનાવવામાં આવેછે.

નાની રકમો બ્યાજે મૂકવા સારૂ વધારે સગવટ કરી આપવાની મતલબથી ઈંડીઅન સરકારે " સટાક નોટ " એ નામની નવી જાતની સીક્યુરીટી કહાડવાનો ઠરાવ કર્યોછે.-સટાક નોટોના ચાર વર્ગ થશે,એટલે રૂ ૧૦, રૂ૨૫, રૂ.૫૦ અને રૂ.૧૦૦-સટાક નોટો સરખી કિંમતે કહાડવામાં આવશે, અને તે ઉપર દર વરસે દર સેંકડે ૪ ટકાની તેરીએ વ્યાજ આપવામાં આવશે.—સટાક નોટ ઉપર સંહી શાખ કર્યા વગર અથવા બીજું કોઈ પણ લખાણ કર્યા વગર તે ટ્રાન્સફર થઈ શકશે, અને તે ટ્રાન્સફર કર્યાની તારીખ સુધી ચડેલું વ્યાજ ખરીદદારે વેચનારને અપાવ્યું છે એવું અનુમાન કરવામાં આવશે. દરેક નોટ ઉપર દર મહાને જે વ્યાજ ચડશે તેનો આંકડો લોકોની સગવડ તથા સલામતી સારૂ તે નોટ ઉપર લખવામાં આવશે.— સટાક નોટો ઉપર.આપવાનું વ્યાજ દરેક પ્રકારના કરથી બાતલ રહેશે;

જમીનનું મેહેસુલ વસુલ કરીને આપતાં જમીનદારોને અડચણ પતી દૂર કરવા સારૂ જે સરકારી તીજોરીમાં તે મહેસુલ આપવાનું હોય તેમાં સ્ટાક નોટો અનામત મૂકવાનો અધિકાર છે, અને તે ઉપર વ્યાજ જેમ જેમ દેવું થતું જશે તેમ તેમ તે નોટો અનામત મૂકનારને હિસાબે જમે કરવામાં આવશે. જ્યારે જ્યારે તે નોટો અનામત મૂકનારો માગશે, ત્યારે ત્યારે તે નોટો પાછી આપવામાં આવશે. અને સરરહુ ગોઠવણ બંધ કરવામાં આવશે. કાકૂપનો જે સ્ટાક નોટોને લગતા હોય તે સ્ટાક નોટથી છૂટા પાડયા વગર દેખાડવામાં આવે તો તે ઉપર વ્યાજ જ્યારે દેવું થાય ત્યારે જમીનની— મેહેસુલને પેટે તથા સઘળા પ્રકારનાં સરકારનાં માગણાંને પેટે પણ જમે કરવામાં આવશે.

સ્ટાક નોટો ચોકસ જીલ્લાઓને માટે કાહાડવામાં આવશે, અને ચલણી નોટોની બાબતમાં જેમ કરવામાં આવેછે તેવી રીતે તે સ્ટાક નોટની કીમત તથા દરમહિનાનાં ચડેલાં વ્યાજની રકમ તે જીલ્લાની દેશી બાષાઓમાં તે નોટ ઉપર જણાવવામાં આવશે.

સ્ટાક નોટો ડિસટ્રીકટની સબ ડીવીઝનની તથા તે સીલદારોની અથવા તાબા માંહેની તેવીજ તીજોરીઓમાં માગ્યા ઉપરથી મળી શકશે. સ્ટાંપ વેચનારોની તથા બીજા પરવાના વાળા વેચનારાઓની મારફતે તથા ટપાલ આફીસોમાં નોટો વેચવા બાબે હવે પછી જેમ સગવડ થશે તેમ પાકો બંદોબસ્ત કરવામાં આવશે.

જે માણસોને નીચલા ત્રણ વર્ગની નોટો વેચવાનું સોંપ્યુ હોય તેવા સઘળા માણસોને ખરેખરાં વેચાણ ઉપર દર શેંકડે ૧ ટકાનું કમિશન આપવામાં આવશે. પછી તે માણસો સરકારની નોકરીમાં હોય કે ન હોય તો પણ ઉપલા વર્ગની નોટોનાં વેચાણ ઉપર કાંઇ પણ કમિશન, ખાસ પ્રસંગ વગર, આપવામાં આવશે નહિ.

રૂ ૧૨ ᳚; રૂ ૨૫) તથા રૂ. ૫૦) ની નોટો તે જે જીલ્લાની નોટો હોય તે જીલ્લામાં ૮ મી રકમમાં વર્ણવેલી તીજોરીઓમાંની જે તીજોરી આવી હોય તે તીજોરીમાં દર વર્ષે તે નોટ દેખાડેથી તેમાં લખેલી તારીખો એ અથવા તે પછી વ્યાજ આપવામાં આવશે. વ્યાજ આપવાનું કામ એક જીલ્લામાંથી બીજા જીલ્લામાં ઘણું કરીને મોકલી દેવામાં આવશે નહિ. પહેલી વખતે નોટ દેખાડવામાં આવે ત્યારે નાણાં આપનારો અમલદાર પહેલીવાર વ્યાજ આપ્યા સંબંધી તે નોટનું કાઉપન અથવા કકડો કાપી લઇને પોતાના હિસાબમાં ઊધાર્યો બાબત દસ્તાવેજ તરીકે રાખશે; અને પછી જેટલીવાર નોટ દેખાડવામાં આવે તેટલીવાર તે પછીના કાઉપનો તેવીજ રીતે કાપો લઇને રાખશે, અને તે નોટનો છેલો અથવા મુખ્ય કકડો દેખાડવામાં આવે એટલે તે સદરહુ અમલદાર રાખશે, અને તેના ધારણ કરનારને નવી નોટ આપશે, તે તેવીજ રીતે આવતાં વરસો સુધી ચાલશે; અને નોટનાં નાણાં ફરીથી આપવાની જાહેરખબર આપવામાં નહિ આવી હોય તો એ પ્રમાણે ચાલ્યા કરશે. જે તારીખે કોઇ નોટ કાહાડી હોય તે તારીખથી વીસ વરસ માંહે તેનાં નાણાં આપવામાં આવશે નહિ, અથવા તે આપવાના ઇરાદા વિશે છ મહિના અગાઉ નોટીસ આપ્યા વગર તેમ કરવામાં આવશે નહિ.

ઉપલા વર્ગની એટલે રૂ ૧૦૦) ની નોટો ઉપર પણ ઉપર મુજબજ વ્યાજ આપવા

(સોકમિત્ર.)

# मनने उपदेश

## સવૈયા એકત્રીશા.

શુદ્ધ શિખામણ આપું તે સમજીને મનતું ચિત્ત વિચાર,
આ સંસાર અસાર વિષેનર કોનથિ અમર અહીં રે'નાર;
મિથ્યા મનુષ્યો કરે પ્રયત્નો ગાય નહીં પ્રભુના ગુણ ગાન,
ક્ષણ ભંગુર સંસાર ગણી મન ભજતું ભાવ ધરી ભગવાન. ૧
બાળાપણ તો ખોયું રમતાં કરી ન તેની કશિ દરકાર,
જોબનમાં [1]જરનો મદ આણી ફર્યો ફિકર તજિને તું ગમાર,
ચટકી ચાર દિવસ જોબનની જાતાં વાર નથી હેવાન,
ક્ષણ ભંગુર સંસાર ગણી મન ભજતું ભાવધરી ભગવાન. ૨
બુઢ્ઢાપણમાં ભાન ગયું, ન રહી જરિ દેહ તણી દરકાર,
ભૂલ્યો મન આ ભવમાં તું તો ભજ્યા નહીં કદિ વિશ્વાધાર,
મરણ પછી ગતિ શી છે તારી તે વિચાર મન તજિ અભિમાન,
ક્ષણ ભંગુર સંસાર ગણી મન ભજતું ભાવ ધરી ભગવાન. ૩
પૃથ્વીપર જન્મી તેં પાપી કીધા છે [2]અઘના [3]અંબાર,
તારા મનમાં ગણતિ નથી પણ કેમ વિસારે જગતાધાર;
આખર અવની તજિજતાં તું હાથે કરિને થૈશ હેરાન,
ક્ષણ ભંગુર સંસાર ગણી મન ભજતું ભાવ ધરી ભગવાન. ૪
કઈક તણું લૂંટી છૂંદીને લીધું ધન ન લગાડી વાર,
કદી ન તજિયા ગરીબ ગણિને લાખ રીતે કરતાં પોકાર;
દયા ન આવી તુજ દિલમાં કરતાં એવા જનને હેરાન,
ક્ષણ ભંગુર સંસાર ગણી મન ભજતું ભાવ ધરી ભગવાન. ૫
જરે જગમાં જનતું તેં છે તરિ ભાવ થકી ભરિયો ભંડાર,
પર ઉપકાર વિષે ખરચ્યું નહીં પ્રીત કરીને દ્રવ્ય લગાર;
નથી જાણતો જવું એકલું મે'લી ધન ભંડાર નિદાન,
ક્ષણ ભંગુર સંસાર ગણી મન ભજતું ભાવધરી ભગવાન. ૬

---
૧ પૈસા. ૨ પાપ. ૩ ઢગલા.

મારૂં મારૂં કરી ભેગું કર્યું તેમાં તારૂં નથી લગારે,
તારૂં તારે કરવું હોયતો પ્રીતે કર તૂં પર ઉપકાર;
જાણું જરા જર તારી સાથે કદી નહીં આવે નાદાન,
ક્ષણ ભંગુર સંસાર ગણી મન ભજતું ભાવધરી ભગવાન.
મરણ પછી કરશે પ્રભુ તારાં પાપ પુન્યનો ખરો તપાસ,
જોર કરી જમડા ઝાલીને પ્રીતે લઇ જાશે પ્રભુ પાસ;
કોણ ધણી તારો તે વેળા તે હમણાથી ધર તેનું ધ્યાન,
ક્ષણ ભંગુર સંસાર ગણી મન ભજતું ભાવ ધરી ભગવાન. ૮
પોથી કાઢે પાપ પુન્યની જોશે તેમાં તારૂં નામ,
પાપ અપાર કર્યાં તે ઉધર્યાં જમે નહિં પુન્યજા કો ઠામ;
શીક્ષા કરશે સ્નેહ ધરી પ્રભુ ત્યારે તુજને થાશે ભાન,
ક્ષણ ભંગુર સંસાર ગણી મન ભજતું ભાવ ધરી ભગવાન. ૯
પર ઉપકાર પ્રિતે કર,તો મળશે સુખ તુજને અપરંપાર,
પ્રીત ધરીને પાસ રાખશે પ્રભુ અળગો કરશે ન લગાર;
ભજ મારે તું ભવતારણને લલ્લુની વિનતિ ધરી કાન;
ક્ષણ ભંગુર સંસાર ગણી મન ભજતું ભાવ ધરી ભગવાન. ૧૦

ઓઝા લલ્લુ કાળીદાસ.
મેહેતાજી વાઘનગર તાબે મહુવા.

---

## सार संग्रह.

### પાણીની માફક બાફને ઘેરેઘર પહોંચાડવાની અમેરિકામાં થયેલી યુક્તિ.

અમેરિકામાં એક નવી કળાએ જન્મ લીધો છે, જે વખત જતાં સઘળે ફેલાઈ જવાનો અને લોકોને પોતાના ધંધામાં તથા સંસારી કામકાજમાં તેથી મોટી સગવડ થઈ પડવાનો સંભવ રાખવામાં આવેછે. જેમ શેહેરના એક ભાગમાં મોટું સરોવર બાંધી તેમાંનું પાણી નળોની મારફતે લોકોને ઘરેઘર અને માળેમાળ પહોંચડવામાં આવે છે, તેમ શેહેરના એક ભાગમાં પાણીનો બાફ કરવાનું એક મોટું મથક બનાવી નળીઓની મારફતે

લોકોના ઘરોમાં તથા ઓરડાઓમાં બાફ પુરી પાડવાની કળા અમેરિકનોએ શોધી કાહાડીને તેનું કામ પણ ચલાવવા માંડ્યું છે. અમેરિકામાં ન્યુયાર્ક શેહેરમાં એ કારણ માટે બાયલરો રાખવાનું એક મોટું મકાન બાંધવામાં આવ્યુ છે અને રસ્તાઓ ખોદી નળો મૂકવાનું કામ હાલ ચાલેછે. તે સંપૂર્ણ થયા પછી ન્યુયાર્કનાં ઘરોમાં નળની ચાવી ફેરવતાં જેમ વાપરવાનું પાણી અને દીવા બાળવાની ગ્યાસ નીકળી આવેછે, તેમ હવે ગરમ બાફ પણ લોકોને મળી આવશે. બાફના ગુણ તથા ઉપયોગથી વાંચનારાઓ અજાણ્યા નથી માટે એ રીતના ફાયદા તેમને સમજાવવાને અમે ખોટી થતા નથી. પૃથ્વી ઉપરનાં અડધાં કામ હમણાં બાફથી થાયછે, અને તેથી લોકોને બારે સગવડ તથા ફાયદો થઈ ગયોછે. તોપણ એ રીતથી જેટલી મોટાં કામોમાં તેટલી નાના કામ કાજના સંબંધમાં સગવડ મળતી નથી. બાફથી યંત્ર ચલાવી કામકાજ કરવાને કેટલાક બાંધ કામ વગેરેની કડાકુટમાં પડવાની જરૂર છે. તેને સારૂ ભઠ્ઠી બાંધવી પડેછે, તેમાંના ધુમાડાને નીકળી જવાને ધુમાડીયાં મૂકવાં પડેછે, અને તેની અડચણ ખાડો થઈને થવાથી તેની સાથે ભાંજગડ થાયછે. એટલું કરતાં પણ નાનાં સારખાં અને થોડા થોડા વખતનાં કામને માટે તેનો લાભ લેવાને બનતું નથી કેમકે એવી ખટપટને લીધે તે બહુ મેંઘું પડી જાયછે. એ સઘળી અથડ ઉપલી ગોઠવણથી મટી જશે, તે ગોઠવણ ચાલુ થયા પછી ઘરમાં માત્ર જોઈતા કદનું એક યંત્ર રાખવાનીજ અગત્ય રહેશે, અને જ્યારે જોઈએ ત્યારે નળીમાંના બાફની મદદથી તેને ચાલુ કરી શકાશે. નાના નાનાં ધંધાદારાઓને એ રીતથી બહુ ફાયદો થશે, એ તદન દેખીતું છે. એક માણસ પોતાના ઓરડામા એક ટેબલપર એક નાનું વરાળ યંત્ર મૂકી પોતાનો ઉદ્યોગ બહુ સગવડ અને ઝડપથી કરી શકશે. ઘરસંસારનાં કામોમાં પણ એ રીત ફાયદા ભરેલી થઈ પડશે. શીવવાના સંચા, દળવાની ઘંટી, અને એવાંજ બીજાં સંસારી યંત્રો પણ ઘરો અને ઓરડાઓમાં એ સહેલા રીતે ચલાવી શકાશે, જે આજસુધી બની શકતું નથી. ઈંગ્લાંડ જેવા થંડીવાળા મૂલકોમાં એથી એક બીજી સગવડ પણ થશે. સખત થંડીને લીધે ત્યાંના લોકને પોતાના ઓરડાઓમાં આતસનો તાપ રાખવો પડેછે. જેને સારૂ તેમને ધુમાડીયાં સાથનાં બાંધકામ ઘરે ઘર કરવાં પડેછે. તેની ગરજ પણ એ બાફથી સારી રીતે સરશે. ખાનું ગરમ કરવાનાં, તથા ચાહ, કાફી વગેરે

હલકું જેવું પકવાન તૈયાર કરી લેવાના કામમાં પણ એ કળા ઠીક ઉપયોગી થઈ પડશે. માણસ જાતને પોતાના ધંધામાં તથા સંસારી કામકાજોમાં આવી સગવડ કરી આપનાર કળા શોધી ક્હાડી તેને ચાલુ કરવાની હિંમત ધરવા વિષે અમેરીકન સાહસિકોને અમે મુબારક બાદી આપીએ છીએ. એ કળા દેશ દેશ ફેલાઈ જવાની અને આપણા દેશમાં પણ દાખલ થવાની ઝાઝી ઇંતેજારી રાખવાની અગત્ય નથી. એકવાર તે અમેરિકામાં ફતેહમંદીથી પાર પડી, કે તેને ચોમેર ફેલાઈ જતાં, અને આપણા દેશમાં પણ આવી લાગતાં વાર લાગનાર નથી. અમેરિકનોની એ બાબતમાં ફતેહ ઇચ્છતાં અમે આશા રાખીએ છીએકે, એ ઉપયોગી કળા આપણા દેશમાં ઉતાવળે આવી લાગે.

---

## તેલથી તોફાની દરિયામાં પાણીને શાંત કરવાની યુક્તિ.

પાણી સાથે તેલનો અજાયબ તરેહનો સંબંધ હમણાં માલમ પડ્યોછે. ત કહેવત તરીકે આજ સુધી બોલવામાં આવતું હતું કે, "ઉછળતાં પાણી પર તેલ નાખ્યું " એટલે તે નરમ પડી જાય. બે માણસ વચ્ચેની ખટપટ બેસાડી દેવા વિષે એ કહેવતને માત્ર અલંકાર રૂપે બોલવામાં આવતી હતી, પણ હમણાં તે પદાર્થ રૂપે ખરી પડીછે. એક વિદ્વાને કેટલાક વખત સુધી ચલાવેલા અખતરા અને છેવટે તેમાં તેણે મેળવેલી ફતેહ ઉપરથી માલુમ પડ્યું છેકે, દરિઆનાં ઉછળતાં પાણી ઉપર તેલ નાખવાથી તે અલંકાર રૂપે નહિ, પણ ખરેખર નરમ પડી જાય છે. કેટલાકો આગળથી એવા વિચાર ધરાવતા આવેછે, અને વહાણ ભાગવા વગેરેના અકસ્માતથી દરિઆના પાણી પર ઢોળાયલાં તેલની એવીજ અસર કેટલીક વાર જોવામાં આવતી હતી, પણ આજસુધી તેના ઉપર કોઈ તરફથી ગંભીરાઈ સાથ ધ્યાન આપવામાં આવ્યું નહોતું. હમણાં એક સાહસિક પુરૂષે કેટલાક વખત સુધી અખતરાઓ ચલાવીને, તે યુક્તિથી બારકસોને દરીઆના તોફાનમાંથી બચાવી લેવાની કળાને જન્મ આપ્યો છે. ઇંગ્લાંડના એક બંદરમાં દાખલ થતાં બારકસોને, વર્ષના ચોકસ રૂતુમાં બારાઆગળની સાંકડી જગામાં તોફાની મોજાની બહુ અગવડ ખમવી પડે છે, અને તેમાંથી કેટલીકવાર નુકસાન પણ નીપજેછે. તે જગાએ તેલની મારફતે દરિઆને શાંત

કરવાની યુક્તિ તેણે કીધીછે તે એવી રીતની કે, તે જગાએ સીસાની નળીઓ મળી કિનારા પરથી એક મજબુત બંબાની મારફતે તેમાં તેલ ચલાવવામાં આવેછે. તેમાંથી તેલ બહાર પડી પાણી પર તરી આવી ચોમેર પથરાઈ જાયછે. ત્યાંના સર્વે લોકના જોવામાં ખુલ્લી રીતે આવ્યું છે કે, જેટલી જગામાં તેલ પથરાએલું રહેછે તેટલી જગાનાં પાણી તળાવનાં પાણીની માફક સ્થંભ થઈ જાય તે પરથી બારકસો બહુ સહેલાઇએ પસાર થઈ જાયછે. ઉપલા તોફાની બંદરમાં એ રીતે કેટલાંક બારકસોને દાખલ કરવામાં તે યુક્તિ કાઢનાર ફતેહ પામ્યો છે, અને તેની શોધ વિષે લોકોમાં ભરોસો ઉત્પન્ન થવા લાગ્યોછે. દરિઓ ખેડવાના કામમાં આ શોધથી મોટો સુધારો થવાની, અને તોફાનની વેળાએ જાનમાલની ઘણો બચાવ થવાનો આશા રાખવામાં આવેછે. એવું ધારવામાં આવેછે કે, દરેક બારકસમાં તેલનો જથો રાખી, તેને પાણીમાં ઉડાડવાની ચોક્સ યુક્તિ કરીને તોફાનની વેળાએ ચાલતાં બારકસની આસપાસ તેને નાખ્યા કીધું હોય તો તેના માર્ગમાંનું પાણી સ્થંભ થઈ તોફાનની માઠી અસરમાંથી તે બચી જવું જોઇએ. એ જાતનો અખતરો તપાસી જોવા પાછળ ઘણાઓનું ધ્યાન લાગ્યુંછે, જેથી તેના પરિણામથી વાકેફ થવાને આપણે ઘણા વખત સુધી થોભવું પડશે નહિ, અને તેમાં એકવાર ફતેહ મળી તો પછી દરિઆની મુસાફરીમાં તોફાનની બીક જે સર્વેથી મોટીછે, તે ઘણે દરજ્જે મટી જવાનો વખત આવી લાગેલો ગણાશે.

---

## નિશાળોનાં ઈનામ પત્રક.

ભુજપર. તા. ૧-૩-૮૧ ને રોજ રા. કહાનજી શંકરજી ને ઘેર પુત્રનો જન્મ થવાથી રૂ૧) પુસ્તકો તથા રૂ૨) મીઠાઇ શે. વનપાળ ઉકરડા તથા નરશી તેજશી તથા ધનજી ઉકરડાએ મળી રૂ૨ાાા પચાસાં વાર્ષીક પરીક્ષા વખત મહારાજાધિરાજ મિરજાં મહારાઓશ્રીજી ખેંગારજી બહાદૂર તર્ફથી રૂ૮ાાા પાસ થએલા છોકરાઓને ચોપડીયો આપી. તથા તેજ વખતે નરશી તેજશી તર્ફથી રૂ૨ાાા તથા શા. દાનજી ઉકરડાએ રૂ૨ાાા મહેતાજી કરશનજી પુરશોતમ રૂ૦ ૬-૦ શેઠ ત્રીકમજી

હરિરામ રૂ૦ા સોની નરસી રતનજી રૂ૦ નવા મકાનમાં બેઠા તે વખતે શા. વૃજપાળ ઉકરડાએ રૂ૨ા મીઠાઇ—ગુંદીઆળી. છેલ્લી વાર્ષીક પરીક્ષા વખતે મહારાજાધિરાજ મિરજા મહારાઓશ્રીજી ખેંગારજી બહાદૂરે રૂ૬) ની ચોપડીઓ પાસ થએલા છોકરાઓને આપી. શેઠ નારણજી દેવજીએ રૂ૧ા તથા ઠકર મમુએ રૂ૨) મીઠાઇ તમામ છોકરાઓને—ગઢશીશો. તા. ૨-૨-૮૧ ને રોજ તેરાના શેઠ પ્રેમજી નારણજી તથા ગામના મુખ્ય શ્રીઆઓએ રૂ૨ા મીઠાઈ વહેંચી. રા નર્મદાશંકર રાઘવજીએ રૂ૧ા મીઠાઇ વહેંચી બોધરા. મહેતા મવારામ જગજીવને રૂ૦ા મીઠાઈ પોસ્ટ માસ્તર ઠકર. રણછોડદાસ ત્યાગે રૂ૦ા સોની ગાંગજીએ રૂ૧) મીઠાઇ. છેલ્લી વાર્ષિક પરીક્ષા વખતે મહારાજાધિરાજ મહારાઓશ્રીજી ખેંગારજી બહાદૂરે રૂ૧૦ાા ની ચોપડીઓ વહેંચી—માંડવી એ. વ. સ્કૂલ. છેલ્લી વાર્ષીક પરીક્ષા વખત મહારાજાધિરાજ મહારાઓશ્રીજી ખેંગારજી બહાદૂરે રૂ૧૩) પતાસાં તથા ચોપડીઓ રા. રા. સ્ટેટએંજીનીયર જગન્નાથ શદાશીવ પ્રાર્થના માળા ગવરાવી તેની ખુશાલીમાં ખોજા હાજીભાઇ લાલજીએ રૂ૧) રોકડા આપ્યા. શેઠ કરીમભાઈ ઇબ્રાહીમે રૂ૩) પુસ્તકો તથા રૂ૧ા આસિસ્ટંટને રૂ૦ા સ્કૂલનાનોકરને ૧ાા ગાયન શિક્ષકને રૂ૧ા સતાર વગાડનારને ખલફાન સ્કૂલના માસ્તરને ઘેર પુત્રનો જન્મ થવાથી રૂ૦ા મીઠાઇ. મુંબાઇના શેઠ કરીમ ભાઇ ઇબ્રાહીમે પ્રાર્થના ગવરાવી તેની ખુશાલીમાં રૂ૨૭ા પુસ્તકો વહેંચ્યાં. રૂ૧ા આસિસ્ટંટને રૂ૦ા સ્કૂલના ટપુંનને રૂ૧ાા ગાયન શિક્ષકને રૂ૧ા સતાર વગાડનારને—ભદ્રેસર. છેલ્લી વાર્ષિક પરીક્ષા વખતે મહારાજાધિરાજ મિરજા મહારાઓશ્રીજી ખેંગારજી બહાદૂર તરફથી રૂ૭ા ચોડીઓ. મહાજન તરફથી રૂ૧ા પતાસાં મુદ્રાના માજી સ્કૂલના માસ્તર કહાનજી શંકરજીને ઘેર પુત્રનો જન્મ થવાથી ધનચાર્જ મહેતાજી ભોજક હરિદાસ ગોપાળજીએ રૂ૩) મીઠાઇ—મજલ. છેલ્લી વાર્ષિક પરીક્ષા વખતે રૂ૭ા ની ચોપડીઓ વહેંચો તે પ્રસંગે શેઠ જાદવજી ગોકળજીએ રૂ૦ શા. પુરષોતમ દેવરાજે રૂ૧) ઠકર હરિદાસ પેરાજે રૂ૦ ઠકર પ્રભુ પુજા રૂ૦ ગુંદીઆળી ના ઠકર. ખટાઉ વિરજીએ રૂ૧ાા મીઠાઇ—નખત્રાણા. છેલ્લી વાર્ષીક પરીક્ષા વખત મહારાજાધિરાજ મિરજા મહારાઓશ્રીજી ખેંગારજી બહાદૂરે રૂ૬-૧૪-૩ ચોપડીઓ. જોશી. માધવજી તથા ગોકળજી ત્રીકમજી

રૂ૩ાા મહાજન તરફથી રૂ૨ાા જોશી શિવજી માધવજી વકીલ તરફથી રૂ૨ાા રા. માધવલાલ ગિરધરલાલ વકીલ તરફથી રૂ૨ાા રા. દયાશંકર જી-વણરામ તરફથી રૂ૦ાા દવે હરિકૃષ્ણ ઇશ્વર વકીલ તરફથી રૂ૦ાા પટેલ હંસરાજ જેઠા તરફથી રૂ૦ાા મુદ્રાના દોશી પુરૂષોતમ લધાણી તથા ગાંધી તલકશી લીલાધર તરફથી રૂ૧-૧૪-૦ કચ્છપ્રાંતના રા. રા રેવીન્યુ કમીશનર સાહેબે પરીક્ષા લીધી તે વખતે જોશી માધવજી તથા ગોપાળજી ત્રીકમજી રૂ૦ાા સાકર વહેંચી.

કચ્છ પ્રાંત.

તેરા કન્યાશાળા—તા. ૨૯-૧૨-૮૦ અબડાસાના ન્યાયાધીશ. પ્રભાશંકર માધવજીએ પરીક્ષા લીધી તે વખત જૈન ગુરૂજી તારાચંદે રૂ૨) મીઠાઇ વહેંચી.—વાયડા જેવંત દેવરાજે પોતાને ત્યાં પુત્રનો જન્મ થવાથી રૂ૪-૮-૦ મીઠાઇ વહેંચી. મહેતાજી લખમશી હરીરામે રજા ઉપર જતી વખતે રૂ૨-૮-૦ મીઠાઇ વહેંચી. પોસ્ટમાસ્તર બવાનજી હરીદાસ, ગૌરીશંકર મોરારજી, પુંજારામ મણીરામે મળી રૂ૦-૧૨-૦ મીઠાઇ વહેંચી. કોઠારાના શેઠ રામદાસ દામજીએ રૂ૧-૪-૦ મીઠાઇ તેરાના શા. માણેક પુંજાએ રૂ૧૦-૦-૦ ચોપડીઓ વહેંચી. છેલ્લી વાર્ષિક પરીક્ષા વખતે કુમાર શ્રી. હરિજી તરફથી રૂ૧૨-૮-૦ ની ચોપડીઓ વહેંચી. તથા તેરાના શેઠ. જીવરાજ દેવજીને ઘેર પુત્રનો જન્મ થવાથી રૂ૩) મીઠાઇ વહેંચી. તથા ભરત શિક્ષકને રૂ૦-૮-૦ ખીજમતગારને ૦-૮-૦ શેઠ. વાઘજી કોરજીએ રૂ૩) મીઠાઇ મહેતાજીને રૂ૦-૮-૦ ભરત શિક્ષકને રૂ૦-૮-૦ ખીજમતગારને રૂ૦-૮-૦ વાયડા જગાન તરફથી રૂ૧-૦-૦ પેંડા. વકીલ શ્યામજી તરફથી રૂ૧) પતાસાં કુમારશ્રી દાદુભા તરફથી રૂ૧-૪-૦ પેંડા. તથા તેમના ટ્યુટર રા. કેશવરામ તરફથી રૂ૧) મીઠાઇ તથા મહેતાજી લખમશી હરીરામ તરફથી રૂ૦-૮-૦ ઠકર. કેશવજી તરફથી ૦-૮-૦ પતાસાં વહેંચ્યાં ઓથાળા.—છેલ્લી વાર્ષિક પરીક્ષા વખતે રૂ૬-૫-૦ ચોપડીઓ વહેંચી. તે પ્રસંગે જાડેજા અમરજી તરફથી રૂ૧) મહાજન તરફથી રૂ૧) શાની જેઠા અરજણ તરફથી રૂ૦-૮-૦ ઠકર માધવજી લખમશી. ૦-૮-૦ ખોજાપીર મહમદ તરફથી ૦-૮-૦ નળીયા. શેઠ ભોજરાજ દેશળ ૧૫-૪-૦ વાર્ષીક પરીક્ષા વખત ઇનામની ચોપડીઓ વહેંચી. ડાહ્યાભાઇ, ભોજરાજ ૨૧-૦-૦ ની ચોપડીઓ ૩-૧૨-૦ મિઠાઇ મહેતાજીને પાઘડી આસિસ્ટંટ પિંજોડી ને

મોનીટરને એકેકી કોરી આપી. આતાજીના ગઢ. કારભારી ભીમજી નાનજી તથા ગામનું મહાજન ભેગું થઇ ખરડો કરી. ચાર રૂપિયાની ચોપડીઓ એક રૂપિયાની મિઠાઇ ૨-૮-૦ ની વડોદ્રા કેસની ચોપડી સ્કૂલ લાઇબ્રેરીમાં આપી રૂપિયો એક નકશો રાખવાની ઘોડીનો આપ્યો. ૨-૮-૦ મેહેતાજીને પાઘડીના આપ્યા. વાર્ષિક પરીક્ષા વખતે ૯-૪-૦ ની ચોપડીઓ મહાજન તર્ફથી અને ૧-૮-૦ ની મિઠાઇ. લખપત. મહારાજા ધિરાજ મીરજા મહારાઓ શ્રીજી ખેંગારજી બહાદૂર તરફથી ૭-૧૪-૦ ની ચોપડીઓ તથા થાણદાર રાજેશ્રી મોરારજી રાઘવજી તથા મહાજને મળીને ૩-૪-૦ ની મિઠાઇ. જખઉ. મહારાજા ધિરાજ મીરજા મહારાઓ શ્રી ખેંગારજી બહાદૂર તર્ફથી ૩-૧૨-૦ ની ચોપડીઓ. વિઝાણ. વાર્ષિક પરીક્ષા વખત ૫-૪-૦ ની ચોપડીઓ. જાડેજા શ્રી સાહેબજી તથા ભાયાતો સમસ્ત તથા રાપરના કારભારી રાજેશ્રી માવજી આતમારામે ૧-૨-૦ ની મિઠાઇ વેહેંચી.

(અપુર.)

---

## જાહેર ખબર.

લોઅર ગ્રેડની સરકારી નોકરીમાં દાખલ થવાને સારૂ પેહેલા અને બીજા વર્ગનાં સર્ટિફિકેટ મેળવવા ઇચ્છનારા ઉમેદવારોની પરીક્ષા નીચે લખેલી જગાઓએ ૧૮૮૨ ના સપટેંબરની ૧૮ મીને સોમવારને રોજ તથા પછીના દિવસોએ થશે:—

અમદાવાદ, નડીઆદ, ભરૂચ, સુરત, ગોધ્રા, અને રાજકોટ.

૨ ઉમેદવારોએ ૧૮મી આગષ્ટ ૧૮૮૨ સુધીમાં ઉમરનાં સર્ટિફિકેટ મુકરર કરેલા આકારમાં કમિટીના પ્રમુખ ઉપર મોકલવાં. જે ઉમેદવાર જ્યાં જન્મ્યો હોય તે જિલ્લો, તાલુકો, તથા ગામ કે શહેર તેણે સ્પષ્ટ રીતે લખવું. ઉમરના સર્ટિફિકેટનાં ફાર્મ ડીસ્ટ્રીકટ કમિટીના પ્રમુખ તર્ફથી મફત પૂરાં પાડવામાં આવશે.

૩ મહીકાંઠા અને પાલણપોર તાબેના ઉમેદવારોએ પરીક્ષા આપવા અમદાવાદ આવવું.

મુ. અમદાવાદ.
તા. ૮-૬-૮૨

(ઇંગ્રેજી સહી.) ઇ. જાઇલ્સ.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર. ઉ. પ્રાં.

---

## જાહેર ખબર.

ગૂજરાત શાળાપત્રના સર્વે ગ્રાહકોને ખબર આપવામાં આવેછે કે મેહેરબાન ઉત્તર પ્રાંતના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની સંમતિથી આ ચોપાનીઆના એડિટર તથા માનેજરનાં કામ હવેથી જુદાં પાડવામાં આવ્યાં છે. માટે, હવે પછી અધિપતિનાં કામને લાગતાજ જે કાગળ પત્રો, વિષયો, ચર્ચાપત્રો વગેરે હોય તે મારા નામથી મોકલવાં, અને માનેજરના કામને લગતું, એટલે, એ ચોપાનીયાં મોકલવા તથા તેના લવાજમ વિગેરે સંબધી સઘળું લખાણ "ગૂજરાત શાળાપત્રના માનેજર આજમ હરિલાલ વલ્લભરામ, રાજકોટ" એ શિરનામથીજ કરવું. હવેથી હુંડી, મનીઆડર, ટ્રાન્સફરરિસીટ, વગેરે સઘળું ઉપલા માનેજરના નામથી મોકલવું, અને તે બાબત તેની કનેથીજ પોહોંચ આપવામા આવશે.

મુ. રાજકોટ.
તા. —૭-૮૨

નવલરામ લક્ષ્મીરામ.
એડિટર. ગૂજરાત શાળાપત્ર.

---

## પુસ્તકોની પોહોંચ.

સુબોધ ચિંતામણિ. એટલે, ભરતખંડી આર્યોમાં ચાલતા વહેમો અને કુધારાનું ખંડન કરી, ચિંતામણિ તુલ્ય અમૂલ્ય સુબોધ પ્રદાયક ગદ્ય. બનાવી પ્રસિદ્ધ કરનાર શેઠ વલ્લભદાસ પોપટ. એમાં શા વિષય લખ્યાએલા છે તે તેના લાંબા નામ ઉપરથીજ સમજાઈ આવશે. લખાણ જુસ્સાભેર છુટી કલમે કરેલું છે. ખસૂસ સુધારા પક્ષના સર્વે જણોએ એ વાંચવુંજ જોઇએ. યથાસ્થિત વિવેચન ફરીથી પ્રસંગે ઘણું કરીને અમે કરવા ધારીએ છઇએ. એના બારપેજી ૧૫૧ પૃષ્ટ અને કીમત ચોદ આના છે.

સરલ ઉપયોગી ગુણ સમુદય. એમાં કેટલાક પદાર્થોના ગુણ પારસી ગૂજરાતીમાં લખેલા છે. પાનાં સોળપેજી (૪) ને કિમત આઠ આના. છાપો સારો નથી.

ખોદાબક્ષનું પંચાંગ. સન ૧૮૮૨-૮૩. કિમત ૧॥ આનો.

# ગૂજરાત શાળાપત્ર.

પુસ્તક ૨૧ મું. ઓગષ્ટ. સન ૧૮૮૨. અંક ૮ મો.

## કાન્તા—વિવેચન.

( જ્યુલાઇના અંકથી ચાલુ )

એના ચાર અંક પાડ્યા છે. એમાં નાન્દી આમુખાદિક કાંઇ સંસ્કૃત નાટકોની પેઠે રાખ્યું નથી, પણ ઇંગ્રેજી ઢપે એકદમજ વસ્તુનો આરંભ કર્યો છે. ઘણું કરીને આખા નાટકનું સ્થળ પાટણજ છે. સુરસેન ભુવનાદિત્યને દૂરથીજ પાછો હઠાવી આવ્યો હતો, તેની ખુશહાલીમાં જયચંદ્ર રાજાએ તેને ઘેર પધારવાનું કબુલ કર્યું હતું. સુરસેન, જે રાજાનો સેનાપતિ ને મંત્રી તેમજ સાળો ને પરમમિત્ર થાય, તેને ઘેર રાજાની આ પધરામણી નિમિત્ત ભારે સમારંભ ચાલી રહ્યો હતો. સભા મંડપમાં ચિત્રાદિકની રચના સુરસેનની સુઘડ સ્ત્રી કાંતાએ સ્વહસ્તે કરી હતી, અને તે પરિપૂર્ણ થએલી જોવાને એ સ્ત્રી પુરૂષ તે મંડપમાં ફરેછે, ત્યાંથી એ નાટકનો પહેલો અંક શરૂ થાયછે. એ પ્રસંગે તેમના પરસ્પરના સંવાદદ્વારે તેમનો શૃંગારી સ્વભાવ સારો વર્ણવ્યોછે—બલ્કે સુરસેન જેવા નિત્યના લડવૈયાને, કે આગળ સતી થવાની છે એવી આ ગંભીર વૃત્તિની કાંતાને શોભે તે કરતાં કાંઇક વધારે લાલિત્યમય આ ચિત્ર થઈ ગયુંછે. અગાશીમાં બંને જણ ભોજનની તૈયારી કરેછે. એવામાં રાજાનો અનુચર એકાએક સુરસેનને તેડવા આવેછે. એતો ઝટ ખુશી સાથે જવા ઉભા થયો, પણ કાંતા આ પ્રમાણે રંગમાં ભંગ થવાથી ઘણી ગળગળી થઈ ગઈ. તેણે ભોજનનું નામ દઈ જવાય નહિ એમ વાંધો ઉઠાવ્યો, પણ સુરસેન જેવા રાજભક્તે અલબત્ત તે માન્ય રાખ્યો નહિજ, પરંતુ.

( શિખરિણી છંદ. )

તૃષા ત્યાં ના પીડે, મિઠું પિયૂષ વાણી તણું પિયે;
ક્ષુધા પીડ્યાની, શરીર ભરિયું ભક્તિ વિષયે.
ગમે ત્યાંથી અન્ય સ્થળ ભણી જવું કેમજ કહી;
પ્રિયે! જ્યાં વ્હેતીછે સતત પ્રીતિ હાસ્યામૃત નદી.

આ પ્રમાણે રાજા સમાગમનો આનંદ પોતાની પ્રિયા આગળ વિયોગને સમેજ વખાણવો એ કાંઈ નહિ તો પ્રથમ દર્શાવેલા શૃંગારી સ્વભાવથી તો વિરૂદ્ધ છેજ. આ વિયોગ, જે આગળ જતાં હમેશનોજ હોવાને નિર્જિત છે, તે વિયોગને સને બંનેના દિલમાં કાંઈ ગેબી ઉદાસી ઉઠી ), તો તે દેખાવ વધારે સ્વાભાવિક કે રસમય થઈ પડત.

દરબારમાં જઇને જોયછે તો રાજા બહુ ગાભરો થઈ ગએલો માલમ છે. એને ખબર મળી હતી કે શત્રુઓ એકાએક પાછા ફરી બહુ ધસી આવ્યાછે, અને પોહોર બે પોહોરે પાટણ ઉપરજ હલ્લાં થવાનાં. રાજાનું વું અંધેર કે આટલેસુધી વાત આવી ત્યાંસુધી કોઇને ખબરજ ન પડી. રાજાતો બીહીજ ગયો. એણે પોતાની રાણી યૌવનશ્રી જે ગર્ભવંતી હતી તેને સુરસેન સાથે પાસેના ગામડામાં મોકલાવી દેવાનો નિશ્ચય કર્યો હતો, અને તે આવ્યો એટલે તુર્ત તેને તેમ કરવાની નાચારીએ જરૂર પાડી. સુરસેને પોતાની સ્ત્રીને ત્યાં બોલાવી મંગાવી તેને તથા તરલા નામની રાણીની દાસી હતી તેને જોડે લઈ તે સઘળાંએ જંગલ તર્ફ ઘોડા ફેંકી મૂક્યા. ઠકરાણી કાંતાને તેની નણંદની આશ્વાસના સારૂ ભેળી રાખી એમાં કાંઈ અમને ખોટું લાગતું નથી, પણ એની સેવા સારૂ પણ એકાદ દાસી જોઈતી હતી ખરી.

પછી જંગલના ભોળા ભીલોનો દેખાવ નજરે પડેછે. તેમની ભાષા કાંઈ વિલક્ષણ જણાયછે. એમાં સુરતી, ચરોતરી વગેરે અનેક ગામડીઆ બોલીનો ખીચડો થએલોછે, અને સાધારણ વાંચનારને મહા મુશ્કેલી એ સમજાય એવીછે. એ નીમકહલાલ લોક રાણી વગેરેનું પ્રતિપાલન મહા ઉત્સાહથી પોતાને માથે રાખેછે. છૂટા પડતી વેળા બહુ રેડારોળ થઈ રહેછે, અને સુરસેન પણ સ્ત્રીઓ જેટલોજ ગળગળો થઈ જાયછે. સુરસેને, પોતાના કુશળ સબંધી કાંતા વગેરેનો ઉચાટ દુર કરવા, પોતાના કંઠની મુક્તામાળા કાંતાને પહેરાવી કહ્યું, કે મારા એક પતિવૃત્તના બળે સંધાએલા આ હારના મોતી જ્યાંસુધી વિખૂટાં ન પડે ત્યાંસુધી તું નિશ્ચય જાણજે કે હું સલામત છું.

આ મુક્તામાળા આગળ જતાં મોટા ઉત્પાતનું મૂળ થઈ પડવાની છે માટે તે વિષે કેટલીક ટીકા અવશ્યે કરવી જોઇએ. પ્રથમતો એક

પતિવ્રતના બળે સંધાએલી માળા, તે પતિવ્રત ટૂટે સહેજ ટૂટવી જોઇએ અને તેનો સુરસેનની કુશળતા સાથે કાંઈ સબંધ હોવો જોઇએ નહિ. તે છતાં એક અદ્ભુતમા બીજું અદ્ભુત આપણે કબુલ રાખીએ, તો પણ નાટકમાં એ અદ્ભુત રસ અખંડ તો રહેવાજ જોઇતો, હતો, એટલે, મોતીની માળામાં જે ગુણ કલ્પ્યો તે છેવટ સુધી ખરોજછે એમ વાતનું બંધારણ રાખવું હતું. પણ અહિંયા તો એથી ઉલટુંજ કર્યુંછે. આગળ જતાં એ હારનો દોરો દગાખોરને હાથે ટપ કાતરી શકાયછે, ત્યારે સાફ માલમ પડી આવેછે કે, એ દોરો તે સાધારણ દોરોજ, સુરસેન એક ગાંડો બડાઇખોર ઠગારો, અને કાંતા તે એક અક્કલ વગરની એવી વહેમી બાઇડી હતી, કે આવા ગાંડા મોલ ઉપર ભરોસો રાખી આ સુતરનો દોરો ટૂટ્યો એટલે પોતાનો ધણી મૂઓ એમજ માની લઈ સતી થવા નીકળી. અને મોટું આશ્ચર્ય એછે કે તેને જિવતે ધણીએ સત પણ ચડ્યું! શી નવાઈ! કેવું અશક્ય! ધર્મે કે રસના કોઈ પણ તરંગથી. આ કેવું વિપરીત! ખરે આખા કાવ્ય શાસ્ત્રમાં અદ્ભુત કાર્યના સંભવાસંભવનો વિચાર મહા સૂક્ષ્મ છે તો પણ તેની ઘટનામાં ભાઈ મણિલાલેઃ આવી મોટી ભૂલ કરવી નહોતી. આ કારણથી તો એક કરૂણપરિણામક ગંભીર નાટક પ્રહસન રૂપ (ફાર્સ જેવું) થઈ પડ્યુંછે. આ કરતાં મૂળ વાતનું બંધારણ સો દરજ્જે સારૂં હતું; તેમાં કાંઈ અસંભવ નથી એ અમે પાછળ બતાવી ગયા છઇએ. જો હારનીજ કલ્પના કરવી હતી, તો તેની સાથે વિશેષ એમ પણ કલ્પવું હતું કે તે મૂળહાર ઉપમાં દાસીએ ચોરી લીધો, બીજો ઘાલ્યો, અને તે બીજો હાર તૂટેલો જોઈ બિચારી કાંતા ઠગાઈ. એમ કર્યું હોત તો વાતનું ચોકઠું કાંઈ પણ બંધ બેસત, અને શુદ્ધ રસજ્ઞને કંટાળો આપનારૂં છેક હાલના જેવું ચિત્ર થઇજાત નહિ.

આ સમે પાટણનું શું થયું હતું તે જોઇએ. શું થવાનું હતું? મુલકની અગાઉથી ચેતવણી ન રાખેલી, શત્રુસેના છેક એક મજલ આવી પહોંચી ત્યાં સુધી કાંઈ ખબર પડેલી નહિ, અને ખબર પડી ત્યારે પણ સુભટ મંડળને ભેગું કરી નગર રક્ષણના ચાંપતા ઉપાયો લેવાને બદલે હિંમત હારી પોતાની રાણીને વનમાં મોકલી દેવાનીજ ખટપટમાં ગુંથાએલા જયચંદ્ર રાજાનું, હાર સિવાય બીજું શું થવાનું હતું? જયચંદ્રમાં

રાજગુણ એટલોજ દીઠામાં આવેછે કે નાસી નજતાં છેવટે જેટલાં માણસ ભેગાં થયાં તેટલાને લઈ તે સામો ગયો, અને બહાદૂરીથી લડી પોતે મરી છૂટ્યો. આટલામાં થોડાં માણસે નગરની બહાર નીકળી યુદ્ધ આપ્યું એ પણ એક મોટી ભૂલ ગણાય. પણ અહિંયા જયચંદ્રને એક મૂર્ખ રાજા જેવોજ નાટકકારે (જાણે કે અજાણે) ચીતર્યો છે. અને તે આપણો ઐતિહાસિક જયશિખરી તો કોઈ પણ રીતે સંભવતો નથી. ઉપકાર માનો કે નામ ફેરવ્યું છે.

સુરસેન વાટે આવતાં યુદ્ધસમાપ્તિનાં ચિન્હો જોવછે અને એ પ્રસંગે તેના મુખમાંથી કેટલીક કવિતા નીકળે છે તે પાત્રતાને કાંઈક પ્રતિકૂળ પણ સરસ વર્ણનથી ભરેલી છે. રસખરો બિભસ્ત છે. તેમાંના બેચાર નમુના અત્રે આપીએ છઇએ.

મંદાક્રાંતા.

ભાસે ભાનું રૂધિર કણથી છાયલો રક્તઅંગે
કાલાં આભ્રો રૂધિરથકી શું સેજ,રાતાશ મારે
ચક્રે ઉડે સમળી, કકળે કાગડા †શ્યેન ધૂડે
ઝાલી પંત્રે મુખથી કરડે ખોપરી ખોતરીને

ઉપલા બે ચરણમાં કવિની ગૂઢોક્તિ સમજવાને યાદ રાખવું જોઇએ કે એ સમય પ્રભાતનો હતો, અને સૂર્યોદયની રાતાશ દેખી યુદ્ધ યુદ્ધ ઝંખી રહેલા જોદ્ધાને તે રૂધિરવતૂજ દેખાય. એ ખોપરી ખેંચીજતા શિયાળવાને નીચે પ્રમાણે વર્ણવે છે.

સૃગધરા.

ગાલી મોઢા વિષેને ટપકતિ રૂધિરે ખોપરી ચોટલીથી,
નાસે, મોઢેથી વેતી ટપટપ ગળતી લાળ સ્વાદે થયેલી;
કેડે બીજા પુલાવી પુછડી ધરધરે ખેંચને તાણકર્તા,
એવાં દોડે શિયાળો શિમપર સઘળે ચોળવા ખોળી લેતાં.

રણભૂમિપર પડેલાં મસ્તકો જોઇ કહે છે.

(સાર્દુલ વિક્રિડિત.)

જેમાં તર્ક વિતર્ક રાજ્યરણના વાંકાચુંકા ચાલતા

†સેન શબ્દ હશે.

સંસારી સુખ પ્રાપ્ત થાય જગમાં તેની હતી જ્યાં સીમા
રાતા શ્વેત કદાપિ શ્યામ નિપજે ગોળા ઉડી જાય જ્યાં
તે આજે ઘર બાલ દંત કરડેછે ધૂળ દુર્ગંધમાં.

સોરઠો.

ચઢતા જે શિરતાજ, ઝગ ઝગ ઝગ જોતે થતા;
તેપર રે પ્રભુ આજ! ધૂળ ન ચપટી ઢાંકવા

એવામાં એને હરદાસ નામનો એક એનો જુનો મિત્ર સામો આવી મળ્યો, અને તેણે જયચંદ્ર પડ્યાના સમાચાર કહ્યા. એ સાંભળી એને બહુ ખેદ થયો. ચાલતાં ચાલતાં, પૃથ્વીના પેટમાં સઘળા પ્રાણીઓ છેવટે સમાય છે એવું જોઈ તે બોલ્યોકે

શાર્દૂલ વિક્રિડિત.

ખોયા અર્જુન કર્ણ લક્ષ્મણ સખા રામાદિ ઝાંઝાજનો
ખોયા ન્યાય સભા સુભૂષણ વળી દાતા અદાતા ગણો.
ખોયા વંશ ઉજાળનાર સુતને તોએ રહી ભૂખડી
ઍંચે હાથ પસારી રોજ જનને પામે જુવાની નવી

એ સાંભળી હરદાસ કહેછે કે એમ મા બોલો. ગૂર્જર ભૂમિ તો આસમે દુઃખથી છેક ઘાયલ થઇ ગઇછે.

વસંતતિલકા.

હાયે કુટે શિર રડે મુકી પોક પોતે
ને ત્રાહિ ત્રાહિ વદતી જયચંદ્ર જોતે
ક્યાં રોઉં દુઃખ સુણશે મુજ વાત કોણ ?
તે બાંહિ મુજ પકડે નહિકો સપૂત.

હરદાસના આ બોલ સાંભળી સુરસેન કવિતાની લહેર છોડી પોતાનાં સ્વદેશ પ્રત્યે શાં કર્તવ્ય છે. તેના વિચારમાં પડેછે. પણ હરદાસ કોઈ ખટપટી વાણીઓ જણાય છે. તે એને આડો દગા ફટકાનોજ માર્ગ બતાવે છે, અને તે માર્ગે ચાલો સુરસેન પોતાની સઘળી ક્ષત્રીવટની લાગણીઓ ભૂલી એકદમ દોરાયછે. આ નાટકમાં હરદાસ તથા રત્નદાસ બે મહા અગત્યના પાત્રછે તેથી એ ખટપટી જોડીની આ પ્રસંગેજ વાંચનારને કાંઇક ઓળખાણ કરાવવી જોઇએ. આ બે પાત્ર સ્વકલ્પિત છે.

આલેછે. આ પ્રસંગે સમયવિરોધનો દોષ માથે વોહોરી લઈ પણ નાટકકારે હાલના દારૂડીયા સુધારાને એકબે ઠેકાણે ચાબખા ઠીક લગાવ્યા છે-તેમ તેમનો આનંદાનુભવ પણ નીચલી કવિતા વડે ઠીક વર્ણવ્યો છે. મદ્યના પ્યાલામાં ચંદ્રનું પ્રતિબિંબ ચમકતું જોઈ કરણ કહેછે કે—

(શાર્દૂલ વિક્રીડિત.)

જેની દેવી મિઠાશ શ્રેષ્ઠ ગણીને મધ્યે ડુબ્યો ચંદ્રમા,
તેવી વારૂણી ડોલતો ડગમગે ગાતો શકે એ મઝા;
આવી સાગરમાંથી પે'ન ગણતો ધિક્કારતો ના કદી,
તેને માનવ મર્મ જે તુછ ગણે, તે છે ભુંડો પાતકી.

આવી દુષ્ટ નિશાબાજી ચાલી રહીછે તેવામાં સ્ત્રી રૂપી મદોન્મત્ત નીશો પાવાને તૈયાર થએલા પેલા બે અધમોધમ પાપી કલાલ રતનદાસને હરદાસ ત્યાં આવી પહોંચેછે. મનીબાઈ દૂધ પીશે તો કે ટાંપીજ રહ્યાં છઇએ એમ અહિંયા થયું. નીચ હરદાસે કાંતાના સ્વરૂપના વખાણ કરવા માંડ્યાં કે તેની સાથેજ કરણે તે વાત ઉપાડી લીધી, ને તેને પ્રાપ્ત કરવા તલપાપડ થઈ રહ્યો. પાછલી રાતનાજ ગુપચુપ તે અબળાઓને પકડવા નીકળી પડવું એવો ત્યાં ઠરાવ થયો. આ ઠેકાણે કરણરાજાનો વિરહ દર્શાવવા કેટલીક કવિતા મુકીછે તે જાતે તો ઠીકછે પણ કરણ જેવા પશુસમ વિષયીને મોઢે તે શોભતી નથી. આ વર્ણનથી બીજો ને ત્રીજો બે પ્રવેશ બનેલાછે. (અપૂર્ણ)

---

## શિકંદરીયા ઉપર તોપોનો મારો બ્રિટીશ બળની ફતેહ.

શિકંદરીયા શેહેર ઉપર બ્રિટીશ તોપોના ગોળા ચાલુ થયાછે અને તેના કિલ્લાઓ નાશ પામ્યાછે, અને તેના મેહેલો ખંડન થઈ પડ્યાછે. શેહેરમાં ગભરાટ પેઠોછે અને ત્યાં આગ સળગીછે. ખુનરેજી અને લૂટફાટનું આજકાલ તે મથક થઈ પડ્યુંછે. ગયા બે માસનાજ હુલડમાં ઘણાક યુરોપીઅનોની ત્યાં કતલ ચાલી હતી અને આજે પાછું નિર્દોષ રેહેવાસીઓનું લોહી રેલાતું થયુંછે. ત્યાં શિકંદરીઆ ઉપરના આ મારાનું કારણ દેખીતું છે. તેના બારામાં આજ બે માસ થયા જે બ્રિટિશ મન-

વારો જઈ પડીછે તેના વડા એડમીરલ સર બી. સેમેમોરે વખતે વખત તાકીદ કરવા છતાં શિકંદરીયાના સત્તાવાળાઓએ પોતાની કિલ્લેબંધી કરવા માંડ્યાથી તથા નવાં બાંધકામો શરૂ કરવાથી છેવટનો પેગામ રવાના કરવામાં આવ્યો કે જો આ બાંધકામ બંધ પાડવામાં નહિ આવશે તો મીસરનીસરકારની મતલબ લડાઈ ઉઠાવવાનીછે એમ સમજવામાંઆવશે. હવે આ અને એવીજ બીજી તાકીદ યા ધમકીની મીસરની સરકારે અથવા બરાબર બોલીએ તો મીસરના લડાઈ ખાતાના પ્રધાન અને લશ્કરી વડા અરાબી પાશાએ કશી દરકાર કીધી નહિ. આ ઉપરથી અંતે ગયા જુલાઈ માસની તા. ૧૦ મીને સોમવારે એડમિરલ સેમેમોરે શિકંદરીયાના હાકમને ખબર આપી કે બીજે દીને બામદાદે હું તમારી કિલ્લેબંદી ઉપર તોપોનો મારો ચલાવવો શરૂ કરીશ. આ ધમકી આપવા આગમજ એડમિરલ સેમેમોરે પરદેશના બીજા કાન્સલોને ખબર આપી હતી કે તોપોનો મારો શરૂ કરવા આગમજ હું શત્રુઓને ૨૪ કલાક આગમજથી ચેતવણી આપીશ. હવે સર બી. સેમેમોરની મજકુર ધમકી કંઈ ખોટી ન હતી. તેણે પોતાનુ વચન પાળ્યું અને સિકંદરીઅનોને સજા કરવા માટે તેણે મંગળવારે ૭ વાગેથી તેમના કિલ્લાઓ ઉપર તોપો છોડવા માંડી પણ એથી શત્રુઓ દબેલા જણાયા નહિ. પોતે દબી જનાર નથી એવું દેખાડવા માટે તેઓએ પોતાના કિલ્લાઓ ઉપરથી પાછી તોપો છોડીને જવાબ આપ્યો, અને એ રીતે સામસામા ગોળાઓ ઉડવા લાગ્યા. આ તોપોની લડાઇમાં બ્રિટિશ કાફલામાંની આઠ મનવારોએ ભાગ લીધો હતો, જેઓએ દુશ્મનોનો ઘણો ઘાણ વાળી નાખ્યોછે. કિલ્લાઓમાંના સઘળાં મળીને કેટલાં માણસો માર્યાં ગયાંછે તેનો નક્કી હિસાબ હજી મળ્યો નથી, તોપણ કિલ્લાઓનો જે નાશ વળ્યોછે અને બીજી ખરાબીઓ થઈછે. તે ધ્યાનમાં લેતાં શત્રુઓનાં સંખ્યાબંધ માણસો માર્યાં ગએલાં હોવાં જોઈએ. ગોળાઓની લડાઈ શરૂ થયા પછી ૨૦ મિનિટ સુધી કિલ્લાઓએ બહાદુરીથી બચાવ કીધો, પણ એ પછી બે કિલ્લાઓ ચૂપ થઈ ગયા. દુશ્મનોની ખરેખી ખૂટી જવાની અને તેમની નબળાઈ દેખાડનારી આ પહેલી નિશાની હતી. પોણાનવને શુમારે મારાજાના કિલ્લામાંનું દારૂખાનું સળગી ઉઠ્યું અને તેની પુઠે અલકનાત તથા બીજા બે કિલ્લાઓ બપોર થયા

એટલામાં તો ઉડી ગયા. આથી હવે મીસરવાસીઓ આપણી તોપોના મારા હેઠલ પૂરા આવી ચૂક્યા. કેટલાક કિલ્લાઓ ઉપરથી તોપો ઉતારી પાડવામાં આવી, જેથી હવે તે કિલ્લાઓનો સમૂળો નાશ શરૂ થયો, અને ફેરોસનો ૨૬ તોપોવાળો મોટો કિલ્લો જમીનદોસ્ત થયો. એમ છતાં પણ શત્રુઓ નબળા પડેલા જણાયા નહિ તેઓએ તાબે થવાની કશી નિશાન દેખાડી નહિ. પણ હવે એડીવના નામીચા મેહેલની વારી આવી ઉપલા કિલ્લાની પડોશમાંજ રાસ—અલ—તીનનો મહેલ આવેલોછે, જેને તેના કિલ્લાઓ તોપોની આગમાંથી બચાવી શક્યા નહિ. એ મહેલની જોડે બીજા સઘળા કિલ્લાઓ અને દીવાદાંડીને વધતું ઓછું નુકસાન થયું. અને વળી શહેરમાં બીજી સરકારી અને ખાનગી ઇમારતો આગના પુર ભડકામાં બળવા લાગી. આ સઘળાં બ્રિટિશ બાજુના બળની ફતેહ સાથ એક બીજી બાહદુરીનું કામ "ઇનવીનસીબલ" નામની મનવારવાળા લેફ્ટનંટ બડફર્ડ અને તેમાં ૧૨ માણસોએ બજાવ્યું હતું. તેઓ દરીઓ તરી જઇને દુશ્મનોનાં મેક્સ નામે કિલ્લાના ઉપર ચહડી ગયા, જેમ કરતાં તેમને કોઇએ અટકાવ્યા પણ નહિ, અને ત્યાં બે તોપોને ઉરાડી મેલી તથા છને ખીલા ઠોકી પાછા ફર્યા હતા! મંગળવારની લડાઇનો આ સાધળો સંક્ષેપ હેવાલછે. પણ એટલામાંજ લડાઈ અટકી નહતી. બ્રિટિશ એડમીરલે પોતાના કોઈ પણ પરદેશી સાથીની મદદ વિના અને તે મદદની દરકાર વિના બીજે દિને પણ પોતાનો મારો ચાલુ રાખ્યો હતો. એ દીને ૧૦॥ વાગ્યા સુધી માત્ર બેજ મનવારોએ તોપો છોડીને દુશ્મનોની કિલ્લેબંદીના નાશનું કામ પૂરૂં કરી આપ્યું હતું. મંગળવારની રાત્રે તેઓએ પોતાના કિલ્લાઓને પાછા દુરસ્ત કરવાની કંઇક તજવીજ કીધી હતી. પણ બુધવારના મારાથી તેઓ અંતે હિંમત હાર્યા અને બપોરે બાર વાગ્યામાં તો તેઓએ લડાઇ થોડો વખત ઢીલમાં રાખવાની માગણી કીધી. આ સુલેહના પેગામ દાખલ તેઓ એ શેહેરમાં તોપખાના ઉપરથી એક વાવટો ફરાવ્યો અને તે વાવટો લઇને એક આગબોટ દોડતી બ્રિટિશ મનવારો તરફ આવી, જે ઉપરથી એડમિરલ શેમોરે લડાઇ તુરત વેળા બંધ રાખવાનો હુકમ આપ્યો. સુલેહનો આ વાવટો બુધવાર સાંજે પાંચ વાગ્યા સુધી દીવાદાંડી ઉપરથી ઉડતો જણાયો હતો, બ્રિટિશ

એડમીરલે પોતા તર્ફથી તુરતજ એક ગંતબોટને સુલેહનો વાવટો આપીને કાંહા તર્ફ મોકલાવી હતી.

મળેલી ખબરો મુજબ આ સુલેહ માત્ર ઢોંગ હતી. આરબી પાદશાહની મતલબ સુલેહનો વાવટો બતાવીને પોતાની નિર્બળતા કબુલ કરવાની નહિ પણ બ્રિટિશ સત્તાવાળાઓને ઠગીને પોતાની છુપી મતલબ પાર પાડવાની હતી. તે એમકે તેણે એડમિરલ સેમોરને તોપોનો મારો ચલાવતો બંધ પાડીને પોતાના લશ્કર સુધાં પોતે શિકંદરીઆ શહેર છોડી ગયોછે અને એ શહેરને આગ અને લૂટથી નાશ પામતું મેલી ગયો છે. એવી બુમછે કે તે શેહેરની બાહેર પોતાની ફોજ ભેગી કરેછે. તેની જોડે સુલેહના કોલકરારો કરવા આગમજ બ્રિટિશ સરદારે બારામાના સઘળા કિલ્લાઓ તાબે કરવા માંડ્યા, જેમ કરવા દેવાની અરાબીએ નાપાડી હવે સુલેહની ઢોંગી માગણીના પડદા હેઠલ જે વખત મલ્યો તે દરમ્યાનમાં આરબીએ સઘળા કિલ્લાઓ મધેથી પોતાની ફોજને ખેંચી લીધી અને એ રીતે શિકંદરીયા બ્રિટિશને હાથ આવ્યું છે. પણ તેમ થવા આગમજ તો ત્યાં નાશ શરૂ થઇ ચૂક્યો હતો. બુધવારની રાત્રે બ્રિટિશ કાફલામાંની એક ટોળી શેહેરમાં દાખલ થઇ તે વખતે તેમને તે ઉજડ વળેલું જણાયું ત્યાં જગેજગ આગ લાગેલી હતી. શહેરની આ હાલતને લીધે એડમીરલ સેમોરે પાછો મારો ચાલુ કરવાનું દુરસ્ત જોયું નહિ. અરાબીન અને તેના લશ્કરની નાહાસ ભાગ પછી શહેરના બદમાસોએ મળીને આખાં શેહેરને સળગાવી મેલ્યું અને લૂટ ચલાવી. એ કામને માટે તેઓએ કેદખાનામાંથી બંધવાઓને છૂટા કીધા હતા તેઓ એ શેહેરના યૂરોપીયન જીલ્લા ઉપર હુમલો લઇ જઇને ત્યાં વસનારાઓમાંના આશરે ૧૦૦ યૂરોપીયનોની કતલ ચલાવી કહેછે કે તેઓએ આ બાપડાઓ ઉપર બહુ કમકમાટ ઉપજાવે એવું ઘાતકીપણું ચલાવ્યું હતું. આ ટોયન બેંકમાંના યુરોપીઅનો આફ્ટોની સામે હીમતથી લડાઇ ચલાવી તેમના હાથમાંથી છટકી જવા પામ્યા હતા. આ ધાસ્તી ભરેલા હંગામમાં મીસરના ખેડીવની સલામતી વિષે ભય રાખવામાં આવતો હતો, પણ પાછલી ખબરો મુજબ તે પ્રથમ રામલેના મેહેલમાં હતો, જેને મીસરના શીપાઇઓએ ઘેરી લીધોછે, પણ ત્યારબાદ તેણે

દરવેશપાશા જોડે એક સ્ટીમર ઉપર આશરો લીધોછે. તોપોનો મારો ચાલુ કરવા આગમજથીજ એડીન્બની સલામતી વિશે બ્રિટીશ કાનસલને ભય હતો, માટે, તેણે દરવીસ પાદશાહને ચેતવણી આપી હતી. કે આ હાકમની સલામતીને માટે બ્રિટિશ સરકાર એ પાદશાહને જવાબદાર ગણશે. એડમીલર સેમ્મોરે મનવારો ઉપરથી ૬૦૦ મરીન સીપાઇઓને બંદર ઉપર ઉતાર્યા છે, જેઓએ બીદુઇન આરબ લુટારાઓ અને બીજા બદમાસોને માર મારીને તથા તેઓમાના સાતજણને કાપી નાખીને વિખેરી નાખ્યાછે. તોપોની લડાઇમાં બ્રિટિશોના પાંચ માણસો માર્યા ગયાંછે અને ૨૭ જખમી થયાંછે. આ જખમી થએલાઓ વિશે માહારાણીએ વીજળીના તારના સંદેશા માર્ફતે ખબર પૂછાવી છે. દુશ્મનોને કેટલી નુકશાની થઇછે તે જણાયું નથી, પણ એવું માનવામાં આવેછે કે તેમનાં ૨૦૦૦ માણસો માર્યા ગયાંછે. તેઓએ પોતાના માર્યા ગએલાઓને બુધવારે સેહવારે ડફણાવ્યા હતા. તેઓના ૪ કિલ્લાઓ ઉરાડી દીધાછે, એની તોપોને ખીલી મારીને ૨૬ કીધાછે, અને કાંઠા ઉપરના બાકીના સઘળા કિલ્લાઓને ચુપ કરી નાખ્યાછે.

(રાસ્તગોફતાર)

---

# (સ્ત્રી કેળવણી.)

(સાંધણ પાને ૧૩૮ થી.)

આપણો દેશ જેવો આગળ સુધરેલો, માનવંતો, અને પ્રબળ હતો, તેવોજ આજે સુધારાહિન, તુચ્છકારને લાયક, અને નિર્બળ થઈ ગયોછે; તેનાં ઘણાં કારણછે. તેમાંનું આ સ્ત્રી કેળવણીની અધિક ન્યૂનતા, એ પણ એક મોટું અને સબળ કારણછે. આપણા ગૂજરાત પ્રાંતમાં—સ્ત્રી કેળવણીનો જોઇતો પ્રસાર થયો નથી અને જે જૂજ પ્રસાર થયોછે, તે પણ આપણી ધારણા પાર પડે તેવો નથી. તેનું કારણ પણ કેટલીક તો આપણીજ બેપરવાહી છે. ગૂજરાત પ્રાંતમાં ઘણું કરીને દરેક મોટાં શહેરો કે કસ્બાઓમાં કન્યાશાળાઓ સ્થપાઈ ચૂકીછે, પરંતુ તેનો ઉપયોગ સઘળા લોકો મનમાનતી રીતે કરતા નથી, અને જેઓ કરેછે તેમની રીતમાં બહુ ફેરછે. છોકરાઓની પેઠે છોડીઓને પણ ચોપડીઓ શીખવ-

વામાં આવેછે, પણ કેટલાએકનું ધારવું એવું છે કે છોકરાઓ કરતાં છોકરીઓને નીતિ સંબંધી કેળવણી વિશેષ આપવાની અગત્યછે, અને તે મતલબ હાલની ચોપડીઓથી પૂરી પડતી નથી. આ કહેવું કેટલેક દરજ્જે ખરૂં હશે, પણ એ વિષે પહેલી વાત તો એજછે કે નીતિની કેળવણી ઘરમાં માબાપે આપવી જોઇએ. માબાપ ઘરમાં છોકરાંને સુનીતિની ટેવ ન પાડે અને ઇશ્વર ભક્તિનો બોધ અસરકારક કરવો એ બહુ મુસ્કેલ છે. તે છતાં પણ નિશાળમાં પૂરૂં ભણે તો નીતિમાં સુધારો થયાવિના રહે નહિ, પણ સાતમી ચોપડી સુધી કોણ પોતાની છોકરીને ભણાવેછે.

વળી તેમ નહિ તો આ ઉપદેશ પાર પાડવામાં એક બીજી વાતની પણ જરૂર જો બધા લોકો પોતાની પુત્રીઓને સાતમી કે છઠ્ઠીજ ચોપડી સુધી સારી રીતે ગૂજરાતી કેળવણી આપતા હોય, તો તેટલા વખતમાં સાધારણ નીતિ સંબંધી તેમનું જ્ઞાન સારૂં થાય, નીતિની બાબતો ઉપર તેમનું લક્ષ ખેંચાય, નીતિની ચોપડીઓ વાંચવી ગમે, અને આગળ છોડ્યા પછી તેવી સ્ત્રી પોતાની મેળે પણ નીતિનાં પુસ્તકો વાંચી પોતાના જ્ઞાનમાં જોઇતો વધારો કરે, પણ તેવા લોકો મારા જોવામાં થોડાજ આવ્યાછે. હજુ આપણા વિસ્તીર્ણ પ્રાંતમાં જોઇતી કન્યાશાળાઓ નથી, જે ઠેકાણે કન્યાશાળાઓ છે, ત્યાંના સઘળા લોકો પૂરતી રીતે તો શું, પણ કેટલાએકતો તેનો બિલકુલ લાભ લેતા નથી. જેઓ લેછે તે પણ (ઘણું કરીને લેનારા બધા) ફક્ત ત્રણ કે ચાર ચોપડી સુધી ભણાવે છે. તેટલા વખતમાં શાળામાંની નીતિની કેળવણી અપૂર્ણ હોયછે, અને એટલામાં તો તે બિચારીને ઘર સંસારમાં નાંખેછે ત્યાં એના કેવા હાલ. સાસરે ગયા પછી ધણીની અયોગ્ય અવસ્થા જોઈ તે બાપડી ખેદ પામતી હોય, સાસરીઆંનાં દુઃખથી તે પોતાના મનમાં બળતી હોય, અને ટુંકામાં સોબતણો પણ સારી ન હોય, એવા વખતમાં એને નાનપણમાં બેચાર ચોપડીઓમાંથી મળેલી જૂજ ઉપયોગી નીતિની કેળવણી ભાગ્યજોગે ક્યાંથી યાદ આવે ? અને નીતિની ચોપડીયો વાંચવા તર્ફ તેનું મન ક્યાંથી લલચાય ! કે જે કરવાથી તેના ખેદયુક્ત અંતઃકરણને નિરાંત વળે. છેવટે સોબત પણ સારી ન હોય, તેથી શાળામાં પોતે જે બેચાર ચોપડીયો ભણેલી હોયછે, તેનો તે હવે કેવો ઉપયોગ કરેછે તે જુઓ. નીતિ સંબંધી

તો તેને વિચારજ આવતો નથી, પણ ઉપર કહ્યું તે કારણોથી સ્વભાવિક રીતેજ તેનું મન અનીતિ તરફ દોડેછે, તેથી તે અનીતિની વૃદ્ધિ કરનારી ચોપડીઓ, જેવીકે "ઈલિઅમન ગાયન" "સદેવંત શાવળીંગાની વાર્તા" વગેરે વાંચેછે. તેનું પરિણામ એજ થાયછે કે ઉપર લખેલી દુઃખની વાતો આ વખતે તેના દુઃખમાં વધારો કરેછે, અને વખતે નહારે રસ્તે પડી જાયછે ! આવી ચોપડીઓજ વાંચવાથી હું કહુંછું કે કેવળ નીતિમાન મનુષ્ય પણ પોતાની નીતિમાંથી વખતે ચુકેછે, તો એવી દુઃખી સ્ત્રીની શી વાત કરવી ! સ્વભાવિક રીતેજ સ્ત્રી જાતિનું મન એવું જણાયછે કે તેને જેમ કોઈ દોરેનાર મળે તેમ જાય. ભણેલી તો ન હોય કે જેથી સાચા ખોટાની તેને સુજ જણાય. જો નીતિ સંબંધી શાળામાંથી કે વિશેષે તો પોતાના માબાપથી તેને જોઈતી કેળવણી મળી હોયતો આમ ન થાય. નીતિની કેળવણી જોઈતી મળતી નથી તેનું કારણ માબાપોનું આળસ, શાળાની શીખવવાની રીતમાં ઉપર બતાવ્યો તે તફાવત, અને બીજું તે કેળવણીનો સંપૂર્ણ લાભ ન લેવા તે તથા તેને હરકત કર્તા મોટા સમુદ્ર જેવું બાળલગ્નછે. જો એમ નહોય એટલે ઘરમાં ને શાળામાં તેને ધર્મયુક્ત નીતિની સંપૂર્ણ કેળવણી મળતી હોય, અને બાળલગ્નની હરકત ન હોય તો હું કહુંછું કે આ કરતાં એ વધારે દુઃખ હોવા છતાં પણ ઘણું કરીને બિગાડ નજ થાય. કારણ કેળવાએલી સ્ત્રી તેવા આપત્તિના વખતમાં નીતિના કામમાં વૃદ્ધિ કરનારી તથા હિંમત આપનારી "લલિતા દુઃખ દર્શક નાટક" "નળાખ્યાન" અને જયકુમારી વિજય નાટક જેવી ચોપડીઓ વાંચી પોતાના મનને દિલાસો આપશે, અને કદી પણ નીતિનો ત્યાગ નહિ કરે. ઉપલી ચોપડીઓ જેમણે વાંચી હોય, તેમને હું વિનંતિ કરીને પૂછુંછું જે, લલિતા, દમયંતી, અને જયકુમારી, એ ત્રણમાંની કઈ સ્ત્રીએ નીતિનો ત્યાગ કર્યો હતો ! એ વાંચીને કોણ કહી શકશે કે ભણાવવાથી સ્ત્રીઓ અનીતિમાન થાયછે ? કેળવણી તો આનુંજ નામ. હાલની કેળવણી આવી નથી, અને એ માટે કેટલાકનો એ વિચાર છે કે કન્યાશાળામાં થોડું વાંચતાં લખતાં આવડ્યા પછી વાંચનમાળાની ચોપડીઓની સાથે આવી નીતિની ચોપડીઓનો ઉપયોગ વધારે થતો હોય, તો તેમની નીતિનો પાયો મજબુત નંખાય. ઉપર લખી તેવી કેળવણી કોણ કહેશે કે નકામીછે ! કોણ કહેશે કે ઉપયોગની નથી!

અને કોણ કહેશે કે નીતિમાં બિગાડ કરનારી છે? તેમ કહેનારને વિનંતિ સાથે કહેવાનું એક આ ટુંકો પરંતુ ઉપયોગી નિબંધ ફરીને વાંચો, તે ઉપરથી વિચાર કરો, અને એ સિવાય આપણા શાસ્ત્ર ઉઘાડીને જુઓ કે આગળના વખતમાં સ્ત્રીઓ કેવી ભણેલી હતી? સ્ત્રી બાઇઓ! આપણે ચેતવું જોઇએ કે આવી કેળવણી આપણી તરૂણ પુત્રીઓ નહિપામે, ત્યાં સુધી હાલની તો શું, પણ આગળની ઉછરતી પ્રજા પણ સારી નહિ નીવડે. માટે મારી વારંવાર વિનંતિ છે કે હવે ચેતો, બહુ થઈ. પોતાની ખામીઓ પોતે જાણથી એ કામ બહુ વિકટ છે. પરદેશી લોકો આપણે સ્ત્રી કેળવણી બાબત સૂચનાઓ આપેછે તે ખરીછે, માટે આપણે ખૂબ યાદ રાખવું જોઇએ કે એ વિના આપણે આજના સુધરેલા લોકની ગણતરીમાં પણ નહિ આવીએ, એ વિના આપણે સુખી નહિ થઇએ, એ વિના આપણે આ સંસારમાં અવતરીને મનુષ્ય જાતિએ જે ધર્મ બજાવવાનો છે, તે નહિ બજાવી શકીએ, અને ટુંકામાં તે વિના આ સંસારમાં આપણે આવ્યા તે ન આવ્યા જેવા ગણાઇશું. આપણને આજ સૌથી સુધરેલા ઈંગ્રેજ લોકોનો સમાગમ થયોછે. તેમની સ્ત્રીઓ કેવી ભણેલી અને ખબરદાર હોયછે, અને તેઓ સંસારી રીતમાં પણ કેવા સુખીછે, તે ઘણાં જણના જાણવામાં હશે, તો હવે આપણે શા માટે ખુવાર થવું જોઇએ? આપણે શા માટે દિવો હાથમાં લઇને કૂવામાં પડવું જોઇએ, એટલે આપણે જાણીએ છઇએ કે સ્ત્રીઓને ભણાવવાની શાસ્ત્રમાં મના નથી, આપણે જાણીએ છઈ કે એ સારૂં કામછે અને એથી ઘણા ફાદા થાયછે. તે જાણતાં છતાં જાણી જોઇને નઠારા જૂના રિવાજને વળગી રહીએ, એ કેવી મૂર્ખાઈ! આજના સુધરેલા લોકોનો દાખલો લઇને આપણે સુધરવું જોઇએ. નહિતો આગળ વધારે દુઃખી થઇશું, ને પસ્તાશું. માટે પ્રિયદેશીઓ, હવે વિલંબ ન કરવો જોઇએ, એમાં કાંઈ પાપ નથી. એમાં ઝાઝો ખર્ચ પણ નથી, એથી કાંઈ આપણી કીર્તિને લાંછન લાગે તેમ નથી પણ ઉલટો વધે તેમછે. સારાંશ કે એથી કોઈ પણ વાતની અડચણ નથી, માટે હવે વાર ન લગાડો. તમારી પ્યારી પુત્રીઓને પરણાવવા પાછળ જેમ હજારો રૂપિયાનો ખર્ચ કરોછો, તેનો સોમો ભાગ પણ આ ખાતે કરો, તે અબળાઓનાં દુઃખો ટાળો, કે જેથી

તેઓ સંસારમાં સુખી થશે તો તમને સારો આશિર્વાદ દેશે, તેથી તમારૂં પણ કલ્યાણ થશે. તેઓ ભણશે તેથી તેમની પ્રજાતો બેશક સારીજ થશે, અને એમ કરતાં કરતાં બધાં સુધરવાથી પોતાના દેશની દાઝ જાણી આપણા દેશની ગએલી આબરૂ પાછી મેળવશે, તેથી આપણો ભરતખંડ સારી સ્થિતિમાં આવશે, અને એટલી દેશની સેવા તમે બજાવી એમ કહેવાશે માટે હવે ખૂબ જાગૃત થાઓ, તન, મન, ને ધનથી આ ખાતે ઉત્તેજન આપો, નવી નવી કન્યાશાળાઓ કહાડો, અને સર્વને સુખી કરી તમારો પરોપકારી સ્વભાવ પ્રકાશ કરો મારી અલ્પાલ્પ મતિથી લખાએલો ટુંકો પણ ઉપયોગી, નિબંધ વાંચી ભૂલચૂક ક્ષમા કરો, અને ઉપરની વાત ઉપર ખૂબ ધ્યાન આપો એ મારી દીન પ્રાર્થના છે.

હવે પરમ પૂજ્ય વિશ્વના પવિત્ર ન્યાયાધીશ મહાનૃપિતા પ્રભો, મારી ઉપયોગી વિનતિ મારા દેશી બાઇઓના અંતઃકરણમાં ઉતરે અને તે ખાતે તન, મન, ને ધનથી પ્રયત્ન કરે એવી નિર્મળ બુદ્ધિ તું કૃપા કરીને સર્વના અંતઃકરણમાં પ્રેર; તેમને એ ખાતે ચાનક ચડાવ, તેમનું સારૂં થાય તેવો રસ્તો સુઝાડ, અને ટુંકામાં આ પવિત્ર ભુમિની સર્વેકમનસીબ સ્ત્રીઓના કર્મમાથી કેવળ રીસાઇ ગએલી સરસ્વતિ માતાને આ દેશમાં સત્વર મોકલવા કૃપાકર, એજ પ્રાર્થના! તથાસ્તુ. (લા. હીરજી મોહનજી.)

---

## सारसंग्रह.

ઈડરના રાજનો વહીવટ મહારાજ કેસરીસિંઘજીને તા. ૭ મી જુલાઇને રોજ સારી ધામધૂમની સાથે સોંપવામાં આવ્યોછે. એ મહારાજનો જન્મ ઈ. સ. ૧૮૬૧ માં થયો હતો અને તેમના પિતા ૧૮૬૮ માં દેવલોક થયા ત્યારે એમને રીતસર રાજ્યાભિષેક થયો હતો, પણ તેમની બાલ્યાવસ્થાને લીધે અત્યાર સુધી રીજન્સી ચાલતી હતી. એ જુવાન મહારાજે રાજકોટની રાજકુમાર કાલેજમાં સારો અભ્યાસ કર્યોછે, અને સ્વભાવ ઘણો પ્રમાણિક તથા દયાળુ છે. ઇડરના રાજમાં ૨૧૭૩૮૨ માણસની વસ્તિ તથા પેદાશ ૬ લાખની ગણાયછે.

કેળવણી પાછળ ખરચ. પંજાબમાં ગયા ૧૮૮૦-૮૧ નાં સાલમાં

રૂ૩૬૦૦૦૦ થી વધારે ખરચ કેળવણી પાછળ થયો હતો, જેમાંથી અ-ર્ધી રકમ સરકારી મદદ દાખલ જુદાં જુદાં ખાતાંઓને આપી હતી. એવી રીતે ખાનગી ખાતાંઓને આપેલી રૂ૧૫૩૩૭૧ ની મદદમાંથી રૂ૨૧૦૦૦ પંજાબ યુનીવરસિટિ કાલેજમાં આપ્યા હતા. એ કાલેજનો સ-ઘળો ખરચ બાદ જતાં ઉપલાં સાલમાં તેના ફંડમાં રૂ ૧૦૦૦૦ ની રકમ ફાજલ રહી હતી.

જ્યોતિષીઓએ એવી અગમચેતી આપીછે કે આવતા ડીસેમ્બર મા-સની તા. ૬ ઠી એ સૂરજ અને પૃથ્વી વચેથી શુક્રનો તારો ફરી જનાર છે. તેનું અવલોકન કરવાને અત્યારથી વિદ્વાનો તૈયારી કરવા લાગ્યાછે.

કોઇ પણ સ્વદેશાભિમાની ગ્રહસ્થ જાણીને ખુશી થશે કે અંતે મરહુમ ગણેશ વાસુદેવ જોશીની યાદગારી રાખવા માટે સાર્વજનીક સભાએ પોતા માટે એક આલય બાંધવાનું નક્કી કીધુંછે ને તેનું નામ "જોશી આલય" રાખશે. આ ગ્રહસ્થે પુનાની ને મુંબાઇ ઇલાકાની ઘણી સારી સેવા બજાવી છે.

હિંદુસ્થાનમાં ૧૮૮૧ માં ૧૦૧૬૦૪૦ ટન કોલસો ઉત્પન થયો હતો તેમાં સૌથી વધારે રાણી ગંજની કોયલાની ખાણોમાંથી નીકળ્યોછે. હિંદુ-સ્થાનમાં રાણીગંજ, મધ્ય પ્રાંતમાં વરાડ અને મોહવતી, પંજાબ, બિટલને હૈદ્રાબાદના મધ્ય ભાગમાં કોયલાની ઘણી ખાણોછે.

ત્રાવણકોરમાં કાગળ બનાવવાની મીલ ત્યાંના મહારાજા ઉભી કરનાર છે, આવો શુભ દાખલો લઇ વડોદરાના મહારાજા શિવાજીરાવ પોતાના શેહેરમાં કાપડ સુતર વણવાની મીલ કહાડનાર છે, તેને બદલે કાગળ બનાવવાનું કારખાનું ઉભું કરે તો કેવું સારૂ.

ગ્રહણ વિષે બગદાદના લોકોના વેહેમ—બગદાદમાં ગયા સૂર્ય ગ્રહણને દિવસે ત્યાંના લોકોએ સેતાન તથા ભૂતને બીવડાવવાને સારૂ બંદુક, પી-સ્તોલ, વગેરેના બહાર કીધા હતા. વળી કોઇએ તો ત્રાંબાના વાસણો ખ-ખડાવ્યા હતા. એ શેહેરના રહીશો એવો વેહેમ રાખેછે કે જ્યારે સૂર્ય તથા ચંદ્ર ગ્રહણ થાયછે ત્યારે ભૂતો તથા ખવીસો તેઓના ઉપર હુ-મલો કરે છે.

માણસના અવાજને મળતું એક વાજીંત્ર ઈંગ્લાંડમાં મી. હામીલ ટન બેલીએ કહાડ્યું છે. તે કુંચિ નહિ પણ માત્ર ધમણ દાબ્યા પછી હવાથી વાગતું એક હારમોનિયમ (વાજું) છે, પણ તેમાં ધાતુના સળીયાના ત્રણ ત્રણ ઝુમખાને એકેક નાની નાની ઘોડી ઉપર એવી રીતે ગોઠવ્યાછે કે આજ સુધી વાગતાં સઘળાં વાજીંત્રો કરતાં આ વાજું આગળ ચાલતાં સર્વને એકકોરે બેસાડશે એવી વકીછે.

નવી રીતના લગન. ગયે તા. ૪ થી જુન મંગળવારે એક જવાન હીંદુ જોડાંના નવી રીતે લગન થયાં હતા. વરનું નામ બળવંતભાઉ નગરકરછે, કે જે સરકારી સેંટ્રલ પ્રેસમાં નોકર છે. તેમની ઉમર ૨૨ વરસની છે, કન્યાની ઉમર ૧૭ વરસની છે, અને કન્યા મુંબાઈના જાણીતા સુધારેક ડાક્ટર આત્મારામ પાંડુરંગના ભાઈ મી. રાઘોબા તરખડની દીકરી થાયછે. આ જોડાંનાં લગનમાં નવાઈ એછે કે તેઓએ એક બીજાને રાજીખુશીથી પસંદ કરીને વર્યાંછે, અને તે માટે હીંદુ રીવાજ મુજબની કશી ક્રિયા થઈ નથી, આ જોડામાં એક બીજી નવાઈ એછે કે તે કોઇ પણ ધર્મ પાળતુ નથી. ખ્રીસ્તી, પારસી, યહુદી, હીંદુ, મહમદીઆન, બુદ્દિસત, શીખ કે જઈન ધર્મોમાંનો એક પણ તે માનતું નથી. એ વાત તેઓએ લગનોના સરકારી રેજીષ્ટાર ખાનબહાદુર બેહેરામજી દાદાભાઈ આગળ જાહેર કીધીછે. કન્યાની માએ બનેનાં ગળામાં ફુલોના હાર પેહેરાવ્યા પછી રેજીષ્ટાર આગળ તેઓએ એક બીજાને ભરથાર અને સ્ત્રી દાખલ પસંદ કીધાં, અને પછી ફુલ તોરા લઇને આ શાદીમાં સામેલ થનારાઓ વિદાય થયા હતા.

પંડીત નેણશીંગ. પૂર્વ તર્કનો એક ભૂગોળ શાસ્ત્રનો શોધક અને હિમાલયની શોધ કરનાર ગઈ તા. ૨૬ મી જાન્યુઆરીએ ૫૫ વરસની ઉમરે મરણ પામ્યોછે. તેનો જન્મ હિમાલયની એક ખીણમાં થયો હતો અને ૨૭ વરશની ઉમરે હિમાલયની ઉપરની શોધ કરવાની હોંસ થઈ હતી, તેવામાં મી. સ્કીલ ગેવેનેટ તેને મળ્યો હતો અને તે તેની સાથે એ હિમાલય પર્વત ઉપર ગયો હતો. તેણે પોતાના શ્રમથી ઘણી મદદ કરી હતી ને મોન્ટગમરીના "એક્ષપીડીસન" સાથે ફરીથી ગયો હતો. ત્યાં જઈ આવ્યા પછી તે સ્કૂલ માસ્તર થયો હતો. આ શ્રમ માટે ૧૮૬૭ માં

તેને ઈંગ્લાંડની રોએલ જ્યોગ્રાફીકલ સોસાઈટીએ એક ઘડીઆળ આપ્યું હતું જે તેનો એક ચેલો ચોરી ગયો હતો. તેણે ૧૩ વરસ હિમાલય પર્વતની ટોચ ઉપરની શોધ માટે ગુમાવ્યા છે અને નકસામાં મોટો ફેરફાર કીધોછે. તેનો એ શ્રમ જોઈને ૧૮૭૮ માં પાછું એક ઘડીઆળ ઈંગ્લાંડની જ્યોગ્રાફીકલ સોસાઈટીએ આપ્યું હતું ને તેનો મોટો ઉપકાર માન્યો હતો ને સરકારે ૧૮૭૬ માં રૂ૧૦૦૦) ની જાગીર બક્ષીસ આપી હતી તેમ ૧૮૭૮ માં સરકારે શી. આઇ. ઈ. નો ખીતાબ આપ્યો હતો તે લાંબો વખત ભોગવે તેટલા મુરાદાબાદમાં હમણાં મરણ પામ્યો છે. તેના મરણથી ભૂશાસ્ત્ર શોધને મોટું નુકસાન ગયુંછે.

---

## निशाळोनां इनाम पत्रक.

કોટડી. છેલી વાર્ષિક પરીક્ષા વખતે રૂ૧૩-૧૨-૦ ચોપડીયો તથા ગામધણી તર્ફથી રૂ૫-૪-૦ મીઠાઇ. મી. મોતીલાલ ભાઇચંદ રૂ૦-૮-૦ પતાસાં. માંડવી ઝમકુ કંન્યાશાળા. પરીક્ષા વખતે ખલફાન સ્કૂલના માસ્તર રાજારામને ત્યાં પુત્ર થવાથી રૂ૧-૪-૦ પતાસાં વહેંચ્યાં. રા. ગોવર્ધનદાશ વલભદાસની પુત્રીની જન્મતિથીને દિવસે રૂ૨-૮-૦ પેંડા વહેંચ્યા. ભચાઉ. વાર્ષિક પરીક્ષા વખતે મહારાજા ધિરાજ મિરજા મહારાઓ શ્રીજી ખેંગારજી બહાદૂર તર્ફથી રૂ૯-૪-૦ ની ચોપડીયો. તા. ૩૦-૪-૮૧ ને રોજ કચ્છ પ્રાં. આચિસ્ટંટ પોલીશ કમીશનર મોરારજી ધનજી તથા ભાઉ વહીવટદાર રાઘવજી પુંજા અને બીજા ગ્રહસ્થોએ મળી રૂ૪-૧૨-૦ મહેતાજીને પાઘડીના રૂ૧-૪-૦ આસિસ્ટંટને રૂ૦-૮-૦ માનીટરને ૦-૮-૦ નોકરને રૂ૧૧-૦-૦ છોકરીઓને ચોપડીયો. રૂ૨-૬-૦ મીઠાઈ અને દરમાસે એ પ્રમાણે ઇનામ આપવાનું મુકરર કરો ઉઘરાણું કર્યું. મેં ન્યાયાધિશ સાહેબ તથા એમના કચેરી મંડળે મળી રૂ૩-૪-૦ રા. ભચાઉ ફોજદાર તર્ફથી રૂ૧-૮-૦ ભચાઉના જાડેજા તર્ફથી રૂ૧-૮-૦ પટેલ એચર ખીમજી આણી તર્ફથી રૂ૩-૮-૦ પોસ્ટ માસ્તર કાળીદાસ ચકુ તર્ફથી રૂ૦-૧૨-૦ લુહાણાની ન્યાત તર્ફથી રૂ૨-૪-૦ જોશી દયારામ મોહનજી તર્ફથી રૂ૦-૧૦-૦ વકીલો તર્ફથી રૂ૩-૮-૦ વેકશીનેટર રા. વીઠલ શિવશંકર તર્ફથી રૂ૧-૦-૦ વાણીયાની

ન્યાત તર્ફથી રૂ૨-૦-૦ બારોટના પીર તર્ફથી રૂ૦-૮-૦ પોલીસ કમીસનર. ના. આસિસ્ટંટ રા. મોરારજી ધનજી તર્ફથી રૂ૧-૪-૦

નાગ્રેચા. ઠકર મેઘજી નેણસીએ રૂ૦-૪-૦ મીઠાઇ છેલ્લી વાર્ષીક પરીક્ષા વખતે રૂ૫-૧૦-૦ની ચોપડીઓ ૦-૧૨-૦ જાડેજા ચંદાજીએ પેંડા વહેંચ્યા. આણંદજી ભીમજીએ પોતાને ઘેર પુત્ર જન્મ્યાની ખુસાલીમાં રૂ૨-૦-૦ પેંડા વહેંચ્યા. રૂ૨) મેહેતાજીને પાઘડીના આપ્યા. મુદ્રા કંન્યાશાળા. માજી સ્કૂલમાસ્તર રા. કહાંનજી શંકરજીને ઘેર પુત્રનો જન્મ થવાથી. ત્યાંના દ. ગૂ સ્કૂ. ના પે. આ. બા. વસનજી જીવણ તથા. બી. આ. હરિદાસ ગોપાળજીએ રૂ૨-૦-૦ ની ચોપડીઓ રૂ૨-૮-૦ મીઠાઈ છેલ્લી. વાર્ષિક પરીક્ષા વખતે મહારાજા ધિરાજ મિરજાં મહારાઓ શ્રીજી ખેંગારજી બહાદુર તર્ફથી રૂ૭-૦-૦ ચૂડીઓ તથા રૂ૬-૦-૦ ચોપડીઓ. જાડેજા. જીસાજી તર્ફથી રૂ૦-૮-૦ કંન્યાઓને મીઠાઇ વહેંચી. કંન્યાઓને નવા મકાનમાં બેસાડતી વખતે રા. વહીવટદાર તર્ફથી ઉઘરાણું કરી રૂ૧૦-૧૦-૦ પુસ્તકો. રૂ૨-૦-૧૦ મીઠાઇ કંન્યાઓને વહેંચી. સરાપ ગૂ. નિ. માંડવી બલકાન સ્કુલના મેહેતાજી રાજારામને ઘેર પુત્રનો જન્મ થવાથી રૂ૧-૪-૦ મીઠાઇ. મુંદ્રા. ગૂ. નિ. માજી સ્કૂલમાસ્તર કહાનજી શંકરજીને ત્યાં પુત્રનો જન્મ થવાથી. પે. આ. બા. વસનજી જીવણ તથા. બી. આ. હરિદાસ ગોપાળજીએ મળી રૂ૪-૧૨-૦ મીઠાઈ વેહેંચી. છેલ્લી વાર્ષિક પરીક્ષા વખતે મહારાજા ધિરાજ મિરજાં મહારાઓશ્રીજી ખેંગારજી બહાદૂર તર્ફથી રૂ૧૧-૮-૦નાં પુસ્તકો વહેંચ્યાં તે વખતે શેઠ જીવણદાસ ઇલજી તર્ફથી રૂ૧૧-૦-૦ પુસ્તકો રૂ૩-૦-૦ મીઠાઇ વહેંચી. પત્રી. છેલ્લી વાર્ષીક પરીક્ષા વખતે રૂ૪-૪-૦ ચોપડીયો. રૂ૨) મીઠાઈ ગામના મહાજન તર્ફથી. વાંઢીયા. છેલ્લી વાર્ષિક પરીક્ષા વખતે રૂ૨) ચોપડીયો તથા જાડેજા મોડજી તર્ફથી રૂ૧) મીઠાઈ. શીકારપુર. પરીક્ષા વખતે રૂ૨) પુસ્તકો. મહારાજા ધિરાજ તર્ફથી. લાકડીયા. પરીક્ષા વખતે રૂ૧૪-૧૨-૨ પુસ્તકો વહેંચવામાં આવ્યાં, તે વખતે માનેજર તથા મહાજન તર્ફથી રૂ૮) ચોપડીયો. રૂ૨-૬-૦ મીઠાઇ અને જાગીરદારના કુંઅરશ્રી. હરિસંગજી તર્ફથી લગ્ન વખતે રૂ૧૧-૮-૦ પુસ્તકો તથા કચ્છ પ્રાંતના નાયબ દીવાન રા. રા. વિનાયક નારાયણ ભાગવતે ગરીબ છોકરોઓને રૂ૨) નાં પુસ્તકો તથા સ્લેટો આપ્યાં. પલાંસવા. પરીક્ષા વખતે રૂ૪-૪-૦ ચોપડીયો. થાણેદારે તથા

મહાજન તર્ફથી રૂ१-८-० પુસ્તકો રૂ१-८-०] મીઠાઇ. ચીત્રોડ. પરીક્ષા વખતે રૂ६-४-० ચોપડીઓ રૂ१) મીઠાઇ રામવાવ. પરીક્ષા વખતે રૂ१-८-० ચોપડીઓ. તથા જમીદાર રા. હિમતગામ તર્ફથી તથા મહાજન તર્ફથી રૂ२-८-० ની ચોપડીઓ તથા. રૂ१) મીઠાઈ, બેરાજા. વાર્ષિક પરીક્ષા વખતે રૂ२-१०-० ચોપડીઓ. રા. વીઠલજી જીવણ મુંદ્રા વહીવટદાર તર્ફથી રૂ०-१२-० ચોપડીઓ. નળિયા કંન્યાશાળા. કોઠારાના શેઠ ત્રીકમજી વેલજીની સ્ત્રી બાઇ મીઠાંબાઇએ રૂ२) ની મીઠાઇ વાર્ષિક પરીક્ષા વખતે શેઠ હીરજી ઉકરડા તર્ફથી રૂ६) ચુંદડી. તથા રૂમાલો તથા જાડેજા શ્રી સરદારસંગજી તર્ફથી રૂ१-४-० પુસ્તકો મહાજન તર્ફથી રૂ३-०-० ના પતાસાં. રૂ१-८-० મહેતાજીને પાઘડીના તથા રેવીન્યુ કમિશનર રા. ખુશાલરાયભાઇ તર્ફથી રૂ२) પતાસાં તથા નળીયાના શેઠ જેવંત વસાયા તર્ફથી ७ સ્લેટો. મોજ્યાંકુના સા. બારમલ તર્ફથી રૂ१-४-० પતાસાં તથા શેઠ. માણશી મૂળજી હસ્તે કહાનજી માણશીએ રૂ९) પુસ્તકો તથા રૂ३) પુસ્તકો. રૂ४) મહેતાજીને પાઘડીના આપ્યા. તથા તેજ પ્રમાણે શેઠ ડાહ્યાભાઇ કલ્યાણજીએ રૂ८-०-० પુસ્તકો રૂ१) મીઠાઈ રૂ२-४-० મહેતાજીને, રા. મૂળશંકર મંગળજીએ રૂ०-८-० મીઠાઇ ફરાદી. વાર્ષિક પરીક્ષા વખતે રૂ३-८-०ના પુસ્તકો તથા ગામ ધણી તર્ફથી રૂ१-८-० મીઠાઇ તથા માંડવીના ગુરૂજી વીરચંદજી રૂ०-८-० ની મીઠાઈ શેરા. વાર્ષિક પરીક્ષા વખતે રૂ६-८-० પુસ્તકો તથા ગામ ધણી જાડેજા વેસલજી તરફથી રૂ७-१२-० ના રૂમાલ રૂ१-४-० ની મીઠાઈ તથા રૂ३-४-० મહેતાજીને બિદાઇ. વાર્ષિક પરીક્ષા વખતે મહારાજા ધીરાજા મિરજા મહારાઓ શ્રીજી ખેંગારજી બહાદુર તર્ફથી રૂ६-८-० ચોપડીઓ. માંડવી ખક્ષકાન વાર્ષિક પરીક્ષા વખતે રૂ२७-११-० ચોપડીઓ.રૂ३-८-० મીઠાઇ તે જે નિશાળના ફંડમાંથી.

અપૂર્ણ.

---

## સરકારી જાહેર ખબર.

### જાવક નંબર. २३३ સને १८८२-८३

કાઠીયાવાડ પ્રાંતની નિશાળોમાં સને १८८१-८२ ની સાલમાં વાર્ષિક પરીક્ષામાં છઠા ધોરણમાં અને રાજકોટ ટ્રેનીંગ કોલેજની પ્રવેશક પરીક્ષા-

# ગૂજરાત શાળાપત્ર.

પુસ્તક ૨૧ મું. સપ્ટેમ્બર. સન ૧૮૮૨. અંક ૯ મો.


## કાન્તા—વિવેચન.

( સાંધણ પૃષ્ઠ ૧૭૬ નું. )

ચોથા પ્રવેશમાં કાંતા વિગેરે શીરીતે પકડાયાં તેનું ધમક ભર્યું વર્ણન છે. તેમણે જે ગામડામા આશ્રય લીધો હતો ત્યાંથી કેટલેક દૂર તળાવ હતું ત્યાં પોહો ફાટવા પહેલાં પેલી દુષ્ટ ટુકડી આવી પહોંચી. બન્યું એમ કે આ વેળાજ ત્યાં તે સ્ત્રીઓ નાહાવા આવી હતી. તેમનો અવાજ સાંભળી આ રાક્ષસોએ ધસાવડો કર્યો. યૌવનશ્રી જે કમળ લેવા તળાવના મધ્યભાગ સુધી છેક ગએલી હતી તે આ હોકારો સાંભળતાંજ ભયભીત થઈ પડી અને ડુબી મૂઈ. કાંતા ને તરલા પાળપર હતાં ત્યાંજ તે બેશુદ્ધ થઇને પડ્યાં. એ હાલતમાંજ તેમને ઊંચકી કરણને રત્નદાસ ચાલતા થયા, કેમકે તેમણે ધાર્યું કે એ બેમાં એક યૌવનશ્રીને બીજી કાંતા હશે.

આ પ્રમાણે એ પાપીઓની એક ધારણા તો બરાબર પાર પડી, અને તેમાં તેમની ચતુરાઈ કરતાં એ સ્ત્રીઓની ન મનાય એવી મૂર્ખાઈ અમને વધારે લાગેછે. આવા હંગામાના વખતમાં છેક પાછલીરાતે ઘર છોડી આટલે દૂર સુધી આવવું અને તે પણ પોતાના ભોળાપણ નીમકહલાલ રખવાળ જે ભીલો તેમાંના કોઇને સાથે લીધા વિનાજ, એ બેશક જાણી જોઇને સિંહના મોંડામાંજ ધસી જવા જેવું સાહસ કર્યું હતું. જો આ સમે એક પણ ભીલ સાથે હોત તો અમને નિશ્ચય છેકે આ ખાંઈલાઓને કાળે મોઢે પાછાજ ફરવું પડત.

હવે સુરસેનનું શું થયું તે ત્રીજા અંકમાં જોઇએ. મૂર્ખા હરદાસે તેને ભમાવી પોતાની જોડે લઈ જઈ બંદીખાને નાંખ્યો હતો. કરણની પ્રીતિ પરિપૂર્ણ પોતાની ઉપર થઈ રહે કે તેને છોડી મૂકવાનો એ વિચાર

રાખતો હતો. પણ તેમ થતાં ઘણા દહાડા વહી ગયા, ને છેવટે જ્યારે રત્નદાસને લઈ તેમ કરવા બંદીખાનાને પાછલે બારણે જાયછે ત્યારે તે ઉઘાડું માલમ પડેછે, અને ખડકીમાં આગળ જતાં સુરસેન તો નહિ પણ કોઈ બીજોજ માણસ દુખીઆરી હાલતમાં સામો મળેછે. તે તો કરણ રાજાનો ખાનગી ખવાસ હતો. એને જોતાંજ હરદાસના મનમાં ધાસકો પડેછે, અને એકદમ ગુસ્સાથી બોલી ઊઠેછે કે સુરસેન ક્યાં છે? ધ્રુજતો ધ્રુજતો તે જાહેર કરેછે કે રાજાનો હુકમ થવાથી હું એ કેદીને મારવા આવ્યો હતો. એ કોણ છે તે હું જાણતો નહોતો, પણ અંદર છાનોમાનો આવ્યો ત્યારે તેને મે વિકરાળ સ્થિતિમાં દીઠો. તે ગુસ્સાથી કાંઈ કાંઈ બોલતો, ને પોતાના ખડગને વારેઘડીએ આમતેમ ફેરવતો હતો. હુંતો બીહીને એક ખૂણામાં બેસીજ ગયો. થોડીવારમાં તે શાંત પડી મહા ઉદાસીમાં દેખાયો, ને પાછો તુર્ત રૂદ્રસ્વરૂપ બની ગયો. એવામાં હું જ્યાં ભરાઈ રહ્યો હતો ત્યાં નજરે પડવાથી તે વાઘની પેઠે મારી ઉપર ધસી આવ્યો, ને મને એક પગતળે દાબી દઈ વીજળી જેવી તરવાર ચપ દઈને ઝળકાવી. મેંતો કરગરીને સઘળું માની દીધું, ને એને દયા આવી તેથી મને થાંભલા સરસો બાંધી મારો ઝભ્ભો ઓઢી એકદમ ચાલતો થયો. હરદાસે પૂછ્યું કે એ વાત ક્યારે બની તો કે પહેલી રાતે. ત્યારનો હું આરા બંધ છોડવાને મથતો હતો, પણ તે એવા મજબૂત હતા કે હું હમણાંજ તેમ કરવાને માણ માણ શક્તિમાન થયો છું હરદાસે કહ્યું કે ત્યારે તો એ ક્યાંનો ક્યાં નીકળી ગયો હશે; અને પછી એ સર્વે ઉદાસીમાં પોત પોતાને ઠેકાણે ગયા.

આ પ્રસંગે રત્નદાસની કાંઈ કાંઈ સ્વગત વાણીપરથી જણાય છે કે એ થોડોઘણો સુરસેનને મારી નંખાવવાની પેરવીમાં સામેલ હતો. પોતાના વેરની વાત (મૂળેજ ખરી હોયતો,) હાલ બિલકુલ ભૂલી ગયેલો જણાય છે. એનો હાલ કરણને વિષયાસક્તપણામાં ગરકાવ કરી રાજકાજ પોતાના હાથમાં લઈ સ્વાર્થ કેમ સાધવો તેનીજ લ્હેમાં પડ્યો હતો.

હવે તો હરદાસ એને એક કામમાં આડખીલી જેવો લાગવા માંડ્યો અને તેથી તેનું કાટલુંજ કઢાવવાનો નિશ્ચય કર્યો. એ કામ કાંઈ અઘરૂં નહોતું. કરણને જઈ સુરસેનના નાસી જવાની ખબર કહી, અને

તેમ કરાવનાર એજછે એમ તેને સમજાવ્યું. એને ઝેર દેઈ મારી નાંખવો, પણ તે તજવીજે લાગ જોઈ કરવું એમ ઠરાવ થયો.

એ દરમ્યાન સુરસેન નાઠો તે ભીલોના મુકામપર આવી પહોંચ્યો. ત્યારે તેને પોતાની બ્હેન તથા સ્ત્રી વિગરે ખોવાઈ ગયાના સમાચાર મળ્યા. તે સાંભળી તે ગાંડાની પેઠે તેને આખા વનમાં ઢૂંડવા લાગ્યો. આ સમે એને મુખે શૃંગારો દ્દીપન જે વન વર્ણન થાયછે તે પ્રસંગાનુસાર નથી. તેમજ આવા નાયકને આવે પ્રસંગે વિરહના ઉન્માદની અવસ્થામાં નિમગ્ન થએલો વર્ણવવો એ પણ અનુચિત લાગેછે. ઉન્માદ અવસ્થાને માટેજ અમારો એવો વિચાર છેકે તે લલિત કેશાત નાયકને જેટલી અનુકૂળ છે તેટલી ઉદાત્ત કે ઉદ્દત નાયકને નથી, ને બેશક આવે પ્રસંગે તો સુરસેન તળાવમાં પડવા જતાં મૂર્છાવશ થયો તે કરતાં એણે ક્ષત્રીવટથી બળી ઉઠી કાંઈ સાહસ આદર્યું હોતતોજ તે એમને વધારે પસંદ પડત.

ચોથા અંકમાં નાટકની સંહૃતિ છે માટે તેને વિશેષ ધ્યાનથી તપાસવો જોઇએ. કાંતા તથા તરલાને બેભાન અવસ્થામાં પકડી લઈ ગયા ત્યાં સુધી આપણે પાછળ કહી ગયા છઇએ. આ બેશુદ્ધિ બાર ગાઉની વાટે આવતાં પણ દૂર થએલી જણાતી નથી. કરણે તેમને એક મહેલમાં ઉતાર્યાં. અને સાવધ થવાની રાહ જોઈ બેઠો. તરલાને પ્રથમ ભાન આવ્યું તે જોઇ એ કામાંધ પુરૂષ રાજી રાજી થઈ ગયો, કેમકે એ મૂળથીજ એને કાંતા છે એમ સમજતો હતો. ભાન આવતાંજ તે બોલી ઉઠી કે ઓ માતા યૌવનથી ને કાંતા તમે ક્યાં છો. ત્યારે કરણે જાણ્યું કે આનો કાંતા ન હોય. પણ તેના રૂપપર પોતે મોહિત થઈ ગયો હતો તેથી, 'તથા તે વશ થાય' તો કાંતાને ફસાવવામાં ખપની છે, એવા બેવિરૂદ્ધ ભાવથીજ તણે તેના પ્રેમની યાચના કરવા માંડી. લૂંડી જાતની નીતિ કે કૃતા ક્યાં સુધી નભી શકે? જરા આનાકાની કરી તે તાબે થઈ ગઈ, ને ઝટવારમાં પટરાણી થવાને તરંગે ચઢી.

આખા નાટકમાં તરલાની પાત્રતા સરસ ચીતરાએલી છે. તે અપાર ચિત્રિણિ હતી. નામ પ્રમાણેજ એની વૃત્તિઓ અતિ ચપળ પળેપળ બદલાતી હતી, ને એણે આ સમે નહિ કરવાનાં ઘણાં કામ કર્યાં,

તો પણ એના આત્માનું મૂળ વળણ ભલાઈજ તરફ હતું. વચનને માન આપી તેણીએ કરણની યાચના કબુલ રાખી તો પણ એના અંતઃકરણે પાછલા રાજકુળની ભક્તિ છોડી નહોતી. પાટે બેસવાની લાલચે કરણસાથે તેણે પ્રેમના લટકા ચટકા દાખવ્યા. તો પણ તે કાંતાનું દૃઢ પતિવૃત્ત જોઈ પોતાના મનમાં લાજી મરતી હતી. એ લાજમાંથી દૂર થવા તે કાંતાને પોતાજેવી કરવા મથી, તો પણ તેજ વેળા તેનું અંતઃકરણ કહેતું હતું કે તરલા તું આ મહા ખોટું કામ કરેછે. આમ એના અંતઃકરણે રોકી, તો પણ એ તેને છટકારી કાંતાને ફસાવવા ગઈ. પણ ક્ષત્રાણી કેમ ફસાય, ફોસલાવવાનો લગારેજ એના મોમાંથી ઇશારો નીકળતાં તે સિંહની પેઠે એવી ગાજી ઉઠી કે તરલાને માફી માગવાની પણ પૂરી શુદ્ધિ રહી નહિ. માફી માગી તો પણ એને જે તિરસ્કારથી કાઢી મૂકી તેનો એવો ચટકો લાગ્યો કે તેણીએ તત્કાળ નિશ્ચય કર્યો કે મારે કાંઈ પણ છળભેદથી એની આબરૂ લેવડાવવીજ—તરલા તે છેવટ સુધી તરલાજ રહી.

આ રીતે તરલા કાંતાને ફોસલાવવા ગઈ હતી તે સમે કરણ હરખાતો હરખાતો પોતાના મિત્રમંડળમાં બેઠો હતો. બિચારો ભોળો હરદાસ ધાર્યુંતું શું ને થઈ ગયું શું તે જોઈ વિચારમાં ને વિચારમાં રહેતો. કરણે પૂછ્યું કે તમે ઉદાસ કેમ દેખાઓછો. એણે જવાબ દીધો કે—

(હરિણી છંદ.)

દિવસ દિસતો ઝાંખો આજે, પ્રભાત ન પાધરો;
ઘુવડ ઘુઘવે, ત્રાસી નાસે નહિ રવિથી પરો.
શુકથી ડરીને નાસંતો મેં દિઠો વળી બાજને;
નિરખિ અવળું એવું આજું, ડરે ચિત શું થશે?

આ બોલ બેશક મર્મભેળા દેખાયછે. હામ્લેટના ઊંડા મહેણાઓની કાંઈ અત્રે પ્રતિધ્વનિ હોય એમછે, પણ અમને આવું વાક્ચાતુર્ય હરદાસ જેવાની બુદ્ધિથી તો પર હોય એમ લાગેછે, અને જેણે કેવળ નીચ પ્રપંચ માર્ગજ પોતાની કાર્યસિદ્ધિને માટે સ્વીકારેલો તેણે આવું ઉન્મતાઈ ભર્યું બોલવું એ પણ એક મોટી નાદાની છે. પણ કરણે જાણ્યું અજાણ્યું કરી એવા સ્વપ્નથી ડરી ન જવું એમ શીખામણ દીધી, ને એની ઉદાસી દૂર કરવા રનદાસને આજ્ઞા કરી કે પેલી "ઔષધી દેવી" લાવો. એ

ઔષધી દેવી તે બીજનું કાંઈ નહિ પણ મદિરાજ. ચોખા હરદાસે એ વાતની ચોખી ના પાડી. કરણે કાંઈ પણ ગુસ્સો ન લગાડતાં ત્યારે દૂધના પ્યાલા મંગાવ્યા. રત્નદાસભાઈ લેવા ગયા તે દૂધના પ્યાલા લઇતો આવ્યા પણ પોતે એટલો દારૂ ચઢાવતા આવ્યા કે એના પગ કે જીભ જરાએ કહ્યું કરે નહિ. ખાડો ખોદે તેજ પડે એ કહેવત હમણાં ખરી પાડવાની હતી. હરદાસને ઝેર દેવાનો બેત હતો ને આ સમે પાર પાડવા નિશ્ચય થયું હતું. રત્નદાસ એક પ્યાલામાં હળાહળ ઝેર ભેળીને લાવ્યો પણ તે પ્યાલો કરણને રત્નદાસે ઓળખાવવા ઇશારો કરતાં આવી મદ્યપી અવસ્થામાં શોધને ઠેકાણે શોધજ બતાવાઈ ગયો. કરણે તે પ્રમાણે વહેંચી આપ્યા. આ દારૂડીઆ ટોળીને "*હેલ્થ" લેવાનો કાંઈ કાંઈ બહુજ શોખ જણાયછે, કેમકે આ દૂધના પ્યાલા પીતાં પણ તેમણે તેમજ કર્યું. રત્નદાસે ધાર્યું કે ચાલો હવે હરદાસનું કાટલું નીકળ્યું, પણ પરમેશ્વરે એ દુષ્ટનુંજ કાટલું કાઢવા નિર્ધાર્યું હતું. એની ભૂલથી ઝેરનો પ્યાલો એનેજ ભાગે આવ્યો અને તેથી ઘેર જઇને સૂતો તે સૂતોજ.

કાંતાને તરલાએ તુચ્છકારી કાઢ્યા પછી કરણ પોતે તેને સમજાવવા ગયો. એણે સામદામાદિક બહુ કર્યાં, પણ ક્ષત્રાણી આગળ તેનું શું ચાલે! આખરે એ દુષ્ટ નાયકે બળાત્કારની ધમકી આપી. તે સાંભળતાંજ એ શૂરી ચતુરા પાસેની બારીમાં દોડી ગઇ, ને ત્યાં ઉભી રહી બોલી કે હે મૂર્ખા જોયું આ મારા પતિવૃત્તનું રક્ષણ દ્વાર. કરણ તો દિગ્મૂઢ બની ચાલ્યોજ ગયો. આ પ્રવેશ મધ્યમ રીતે લખાએલો છે. હવેથી નાટકનું કાર્ય વેગથી દોડેછે, અને ઘણાખરા પ્રવેશો અત્યંત રસમય છે. તેમાં ચોથો તો બેશક બેનમુનજ છે.

કરણે જઈ તરલાને કહ્યું કે હવે તું એનો હારતોડ, એ સિવાય બીજો કાંઈ ઉપાય નથી. તરલા તો જાણતી હતી કે કાંતા પોતાનો સ્વામી

---

*એક બીજાની "હેલ્થ" લેવાની રીત હાલના કોઈ કોઈ સુધારાવાળામાં સામાન્ય થઈ પડી હશે, પણ ભાઈ મણિલાલે તે જયશિખરીના સમયમાં શા માટે વર્ણવી હશે તે કાંઈ સમજાતું નથી. તેમ રાજા પોતાને હાથે પ્યાલા વેંહેંચે એ પણ રજવાડાની રીતભાતથી ઉલટુંજ છે.

મૂઓ એમ માનશે તોપણ તે કાંઈ એ પાપીને વશ થવાની નથી, પણ એને રાજી કરવા તથા પોતાના મનમાં જે વેર વસ્યું હતું તે વાળવા એ દુષ્ટ કામ પોતાને માથે લીધું. કાંતા કરણ ગયો ત્યારથી પોતાના બારણા બંધ કરીને બેઠી હતી ને અનજળ લાવનારને પણ ઉઘાડતી નહોતી, તો તરલાને તે કેમજ ઉઘાડે. તે ઊંઘતી હોય ત્યારે બારીએથી જવું એમ તરલાએ નિશ્ચય કર્યો, અને લાગ સાધી તે પ્રમાણે કર્યું ઓરડામાં પેસતાં જ એનો વિચાર ચળ વિચળ થવા લાગ્યો. એકક્ષણે એમ થાય કે આ દુષ્ટ કર્મ મારે શા માટે કરવું જોઇએ, અને બીજે ક્ષણે એમ થાય કે કરવુંજ. હાથપગ ધ્રૂજેછે, ડોળા બાવરા થઈ ગયા છે, અને સંકલ્પ વિકલ્પો આત્મામાં વિજળીને વેગે ઉપરા છાપરી થયા જાયછે. આવું અઘોર કર્મ કરતાં ચંદ્રની નિર્મળ ચંદની જોઈ એકદમ એનો આત્મા પાછો હઠેછે, અને બીજેજ ક્ષણે તે દુષ્ટતામાં દઢ થઈ આ પ્રમાણે બોલેછે.

(હરિગીત છંદ.)

જા ચંદ્ર, તું સંતાઈ નભમાં શિદ અહીં ઉભો રહ્યો?
તારા, બુજાઈ જજો સહુ નવ દેખશો કશુએ તમે;
*ભૂત પ્રેત પિશાચ્ય રાત્રિ પ્રસંગ દેવ કરાલતે,
સહુ આવી વસજો હ્રદયમાં કરમાં વળી મારા હવે.

એમ બોલી દઢતાથી કાંતા સુતેલી છે ત્યાં જઈ પહોંચી. તેના કંઠનો હાર જોતાંજ તેનું રક્ષણ કરવા સુરસેન તરવાર કાઢી ત્યાં ઉભો છે એવી એને ભ્રમણા થઈ, અને તેથી મનમાં બૂમ પાડી ઉઠી કે. "અરે!"

ઇંદ્ર વિજય.

આંખ કરી વિકરાળ કરાળ સુરક્ષણ આ કરતો અહિં ઊભો,
ખડગ રહ્યું ઝળકે કરમાં મુજને હણવા નયને મનસૂબો;
દૃષ્ટિ કરૂં જવ હાર ભણી તવ એ ધસતો ઝટ ખડ્ગ ઉગામી,
નાકરૂં નાકરૂં હું કશું એ મનમાં સહુ તર્ક ગયા મુજ વામી;

એમ કહી નાસવા માંડેછે, અને પાછી આવેછે એમ બોલતી કે

---

*આ ઠેકાણે છંદ બેમાત્રા ખૂટેછે. હરિગીતની રચનામાં આ નાટકકાર નર્મદાશંકરની પેઠે કેટલેક ઠેકાણે ઠોકરાઈ પડ્યા છે. તોપણ પદ્યતાલમાં તૂટતું નથી એટલે અમે તેમાં અન્ને કાંઈ દોષ ગણતા નથી.

નાના એતો મારા મનની ઝંખનાજ છે. કાતર કાઢી કાપવા જાયછે કે "અરે! એ શાનો અવાજ થયો" એમ બોલતી ભડકીને બારીએ જોવા જાયછે. પાછી આવી મનને ધીમું પાડવા કહેછે કે.

સોરઠો.

રે દિલ બીકણ રાંક થર થર તું ધીમું પડી;
બાળ ભાવ સહુ છાંડ, એકજ વાર *મનુષ્યથા.

એરીતે આખરે મન કઠણ કરી દાંત પીસીને હારનો દોરો કાતરી નાખેછે, અને તેની સાથે પાછું પણ જોવા ન રહેતાં એકદમ બારીએથી હેઠે ઉતરી પડેછે.

અનુષ્ટુપ્ છંદ.

નાશરે વેગથી વ્હેલો, પાપ કાં અટકી પડે!
નિહાળી ન શકે ચક્ષ, ફરી આ અપકીર્તિને.

રાત એકદમ (જાણે આ ચંડાળ કર્મથીજ) અંધારી ઘોર થઈ ગઈ, ભયંકર ગડગડાટ ને ચમકારા થવા લાગ્યા. અને તેમાં ઉતરીને તેણીએ ચાલવા માંડ્યું. કે તરલા જેનું મન મૂળથીજ ચગડોળે ચડ્યું હતું તે છેક ગાભરી પાપોન્માદ અવસ્થામાં આવી ગઈ. ક્રમે ક્રમે એને પશ્ચાત્તાપની જ્વાળા પ્રગટી, શરીર થરથર ધ્રૂજવા લાગ્યું શું કરૂં ને ક્યાં જાઉં તેની તેને કાંઈ સૂઝ પડવા લાગી નહિ, રાજ્યલોભ સઘળો નાસી ગયો, અને એની દૃષ્ટી આગળ એનું કાળું કર્મ ભયાનક રૂપે ભૂતની પેઠે નિરંતર આવી એના આત્માને કેવળ કેપાય માન કરવા લાગ્યું. મરવું એજ આ દુઃખમાંથી છૂટવાનો ઉપાય છે એમ તેને ભાસ્યું. એવામાં તેને વાટે હરદાસ મળ્યો તેની આગળ એ છાટીફાટ રડી પડી, હરદાસ સાથે દીર્ઘ સૂત્રી સંવાદ તો બહુ ચાલ્યો છે, પણ તેનો સાર એછે કે તેણે તરલાના વ્યગ્ર પશ્ચાતાપને અગ્રવંત કર્યો. એટલે, તેણે સૂચવ્યું કે તેં જે દુષ્ટ કર્મ કર્યુંછે તેનો બદલો—ખરૂં પ્રાયશ્ચિત એજ છે કે બીજું એકપાપ વધારે કરી સ્વભૂમિના કંટકને ઉખેડી નાખ. આ સાંભળી તરલાના આત્માને શાંતિ નહિ, તો સ્થિરતા તો મળીજ. કરણને ઝેર દેવાને મનસુખે તે રાજમહેલમાં

*આ ઈંગ્રેજી ઢબ છે. બહાદુર એ અર્થ વાચક મનુષ્ય શબ્દ ગૂજરાતીમાં નથી, ને આ પ્રસંગે લક્ષણા રૂઢિ મૂળજ કરવી જોઇએ.

વિસ્તાર બહુ થઇ ગયો છે તેથી હવે એકદમ પૂરૂં કરવું જોઇએ. એમાં દોષ ઘણા છે અને કેટલાક અમે વિગતવાર બતાવ્યા પણછે, પરંતુ આ સંહાર સંધિ એવો રસમય ને ઉત્તમ દૃશ્યતાના ગુણથી ભરેલો છે કે આ સમે તો અમે એટલુંજ કહીએ છઇએ કે બધું જોતાં આ નાટક બહુ સારૂંછે, અને એ ગ્રંથકાર હવેથી પાત્રતાને વસ્તુ સંકળના ઉપર બારીકીથી જો વધારે ધ્યાન આપશે, તો તે આથી પણ આગળ જતાં વધારે સારાં નાટક લખવાને શક્તિમાન થશે એમ અમે માનીએ છઇએ.

---

## મલારરાવ ગાયકવાડ.

ગયા જ્યુલાઈ માસની ૨૯ મી તારીખે વડોદરાનો માજી રાજા, ગાયકવાડનો છેલ્લો વંશજ, જન્મનો અભાગી, પેલો દૂરાચરણી મલારરાવ પર્યંતે પોતાનો દેહ છોડી પ્રપંચ મુક્ત થયોછે. એ મદ્રાસ ખાતે ડવટનહાઉસમાં જઇને પડ્યો ત્યારથીજ તને ને મને દુઃખો ચાલ્યા કરતો હતો, અને એને હરવા ફરવાની પૂરેપૂરી છૂટ તથા ગાડી ઘોડા હાજર હતા તોપણ તે એક દહાડો પણ ફરવા ગયો નહોતો. એ પોતાના બંગલામાંજ હમેશાં ઉદાસી અને ચિંતામાં બેશી રહેતો. એનું સઘળું ચિત્ત સરકારને અર્જીઓ કરી પોતાનું રાજ પાછું મેળવવાના સ્વપ્નવત્ ઉદ્યોગમાંજ લાગેલું હતું, કેમકે છેવટ સુધી એણે એ વાતની આશા છોડી હોય એમ જણાતું નથી. એક વખત એના બારિસ્ટરે ઘણી હોહા કરી મૂકી હતી અને હમણાંજ આપણે વાંચ્યું હતું કે એના કામ બાબત પાર્લામેંટમાં કાંઈ ચર્ચા ઉઠવાની હતી. એ સઘળું અમારા વિચારમાં તો મિથ્યા પાણીનું વલોણું હતું. એમાંથી માખણ કોઈ કાળે નીકળનાર નહોતું. પણ હવે તે ઉદ્યોગો આપો આપ સમ્યા છે, ઈંગ્રેજી સરકારને એ બાબતની સઘળી ખટપટો દૂર થઈ એ અને મલારરાવના આત્માને પર્યંતે અખંડ વિશ્રાંતિ મળી છે.

મલારરાવ ઈ. સ. ૧૮૩૨માં જન્મ્યો હતો. એ શિયાજી ગાયકવાડનો પાંચમો પુત્ર થાય. શિયાજીરાવ ૧૮૪૭ માં મરણ પામ્યા ત્યારે તેનો વડો દીકરો ગણપતરાવ ગાદીએ બેઠો, અને તેના મરણ પછી ૧૮૫૬ માં તેના

ભાઈ ખંડેરાવને વડોદરાનું રાજ મળ્યું. ઈ. સ. ૧૮૫૭ માં પેલી હિંદુસ્તાનમાં ભયંકર બળવો ચાલી રહ્યો હતો તે વેળા મલ્હારરાવ ઉપર એવું તોહોમત આવ્યું હતું કે વિજાપુર પરગણાના તથા ખેડા જિલ્લાના કોળીઓને એકઠા કરી અમદાવાદ લૂટવું અને ત્યાંથી વડોદરા પર ધસી જઈ ખંડેરાવને ઉઠાડી મૂકવો એવું એક તર્કટ ઉઠ્યું હતું તેમાં એ સામેલ હતો. એ તર્કટખોરમાંના કેટલાકને સજા થઈ, પણ મલ્હારરાવમાં સમજ નથી એમ ઠેરવી તેને કાંઈ કરવામાં આવ્યું નહિ.

ઈ. સ. ૧૮૬૩ માં વળી એની ઉપર એવું તોહોમત આવ્યું કે જાદુ, ઝેર, બંદુકની ગોળી, કે કોઈપણ રીતે જેમ બને તેમ પોતાના ભાઈ ખંડેરાવને મારી નાખવાની એ તજવીજો કરેછે. આ વેળા પણ તોહોમત તો સાબીત થયા જેવુંજ હતું પણ સરકારે રહેમ કરી. પહેલાં જેમ સર રીચાર્ડ શેક્સપિયરે તેમ આ સમેના રેસિડંટ કર્નલ વાલેસે એને નાદાન ઠેરવી સઘળું છાવરી વાળ્યું આ વખતથી ખંડેરાવે એને પાદ્રાના કિલ્લામાં નજરકેદ રાખ્યો, અને ત્યાંથી ૧૮૭૦માં ખંડેરાવ મૂઓ ત્યારે ગાદીયે બેસવા આવ્યો ત્યારેજ એ છૂટ્યો. બંદીખાને પડ્યા પડ્યા પણ ૧૮૬૭ માં ખંડેરાવને મારવાનું કાવત્રું એણે રચ્યું એમ એની ઉપર તોહોમત આવ્યું હતું, અને તે આરોપ ખરોહો કે ખોટો પણ તેમાં જે એક શખ્સ સામેલ હતો તેને ખંડેરાવે હાથીને પગે બાંધી મારી નંખાવ્યો હતો, અને તે જંગલી શિક્ષા બાબત ઇંગ્રેજ સરકાર તરફથી તેને શખ્ત ઠપકો પણ આપવામાં આવ્યો હતો.

ઈ. સ. ૧૮૭૦ માં ખંડેરાવ એકાએક કાંઈપણ મંદવાડવિના મરણ પામ્યો, અને રેસિડંટ કર્નલ બારે પાદ્રે જઈ આ મલ્હારરાવને ગાદીએ બેસવા તેડી આણ્યો. મરહુમ ગાયકવાડની વિધવા જમનાબાઈએ જાહેર કર્યું કે હું ગર્ભવંતી છું, અને તે ઉપરથી એવું ઠર્યું કે તેને કાંઈ અવતરે ત્યાં સૂધી મલ્હારરાવને રાજ્યાભિષેક કરવો નહિ. જમનાબાઈને કાંપમાં રેસિડંટના આશ્રય હેઠે રાખી, અને ત્યાં તેણે તો દીકરી (તારાબાઇ) ને જન્મ આપ્યો. હવે મલ્હારરાવ બિન તકરારે બાહાલીનો ગાદીપતિ થયો. એણે પોતાના પક્ષના જે માણસો કેદખાનામાં હતાં તેને છૂટાં કર્યાં, અને ધીમે ધીમે ખંડેરાવના પક્ષવાળાને સરકારી નોકરીમાંથી ખરચ કમી કરવાને બાને દૂર કરવા માંડ્યાં. ભાઉ સિંધિયા જેને

ખંડેરાવે એક હલકા ખવાસના કામ ઉપરથી પોતાના રાજ્યનો દીવાન કરી મૂક્યો હતો તેને અલબત્ત એણે રજા આપી અને પાછળથી કાંઈ નિમિત્તે કેદમાં નાખ્યો તથા તેનાં ઘરબાર લૂટી લીધાં. ભાઉસિંધિયા કેદખાનામાંજ જલદીથી મરણ પામ્યો. ઘણાને એવો વહેમ છે કે એને તથા બીજા બે જણને આ સમે મલ્હારરાવે ઝેર દઈ મરાવી નાંખ્યા હતા.

મલ્હારરાવે પ્રથમ તો પોતાના દિવાન તરીકે ગોપાળરાવ મહેરાળ નામના એક આબરૂદાર ગૃહસ્થની નીમણુક કરી. તે વડોદરાની સઘળે જાણીતી એક પેડીના ઉપરી તથા સ્વભાવે ભલા અને પ્રમાણિક હતા. ઉમરે પહોંચવાથી કામ કરવાની તેમનામાં ઘણી તાકાદ નહોતી, તોપણ તેમના ડહાપણ તથા ભારઆજથી તે જીવ્યા ત્યાંસુધી મલ્હારરાવને હદમાં રહેવું પડ્યું. પણ ગોપાળ મહેરાળના મરણ પછી વડોદરાના રાજ્યમાં બારે ખટપટ વધી પડી અને લોકો ઉપર અનેક રીતના જુલમ થવા લાગ્યા. આ સમે દિવાની નાના સાહેબ ખાન વેલકર નામના એક માણસને આપી, અને રાજ્યમાં તે તથા હરિબા ગાયકવાડનું ચલણ ઘણું વધી પડ્યું. ખાનગી કુચાલે ચડાવનાર દામોદરપંથ હતો જેણે પોતેજ પર્યંતે કૂટીને એને ખરાબ કર્યો. આ સમેના ઘણા જુલમોમાં મોટો એ કહેવાય છે કે લોકોની સ્ત્રીઓને બળાત્કારે પકડવા માંડી અને કેટલીકોએ તો એ આફતમાંથી બચવા પોતાના પ્રાણ આપ્યા. આ સમે વડોદરાની રૈયતમાં તથા ચોતર્ફ વર્તમાનપત્રોમાં મલ્હારરાવના જુલમ સામો મોટો પોકાર ઉઠી રહ્યો હતો. કેટલાકે તો છેક સરકાર સુધી અર્જીઓ કરી. રાણી જમનાબાઈ વગેરેનાં સાલીયાં કાપી નાખ્યાં હતાં તેથી તેઓ પોતાના દુઃખની ફર્યાદ કરવા ક્યારનાં પુને જઈ વસ્યાં હતાં. એવામાં રેસિડંટની જગોપર કર્નલફેરની નીમણુક થઈ. તેણે આવી લોકોની ફર્યાદ સાંભળવા માંડી અને તેમ થયું એટલે તો માહાલોમાંથી સેંકડો લોક દરરોજ આવી મલ્હારરાવની સામા મર્જીમાં આવે તેવી ફર્યાદો નોંધાવવા લાગ્યા. આ બધાનું સાંભળી એ અમલદારે મલ્હારરાવ ઉપર ૧૮ તહોમત મૂકી સરકારને મોટો રીપોર્ટ કર્યો, અને તે ઉપરથી કલકત્તાના ગવરનર જનરલ લાર્ડનાથબ્રૂકે તેની તપાસને માટે એક કમિશન ઠેરવ્યું. એ કમિશનના પ્રમુખ કર્નલ મીડ તથા સેક્રેટરી મિ. મેકેનઝી હતા. એક મિશને ઈ.સ. ૧૮૭૩

ના નવેંબર માસની ૧૦ મી તારીખથી ૨૪ મી ડીસેંબર સુધી વડોદરા મુકામે તપાસનું કામ ચલાવ્યું, અને પછી મલ્હારરાવની સામે કડવા શબ્દોમાં એવા રીપોર્ટ કર્યો કે રાજ્યમાં સડો એટલો બધો પેસી ગયો છે કે તેનો સુધારો મલ્હારરાવ જેવા માણસથી થવો અશક્ય છે, અને તેથી એક સારા માણસને દિવાનગીરી આપવાની એને ભલામણ કરવી, અને જરૂર પડે તો એ રાજના કામમાં વચે પડવાનો વડોદરાના રેસિડંટને અખત્યાર આપવો.

આ ભલામણને અનુસરી હિંદુસ્તાનની સરકારે મલ્હારરાવને પોતાનું રાજ સુધારવા સારૂ ૧૭ માસની મહેતલ આપી, અને તે દરમ્યાન શો શો સુધારો થયો તેનો રીપોર્ટ કરવાનું રેસિડંટને સોંપ્યું. આને વેલકરને તો દિવાનગીરીપરથી કાઢી મૂકવાનોજ હુકમ હતો. પણ મલ્હારરાવે કર્યું શું કે દિવાન એ નામ કાઢી લઈ તેને પ્રતિનિધિ એવો ખિતાબ આપ્યો, અને રાજકાજમાં ખરો કર્તાહર્તા તો એનો એજ રહ્યો. કામ વધી ગયું, અને રેસિડંટ સાથે દરરોજ આથડા આથડી કરવાનો વખત આવી પડ્યો. આવે સમે મલ્હારરાવને માલમ પડ્યું કે કોઈ ખબરદાર કેળવાએલા માણસ વિના હવે ચાલે એમ નથી, અને તેથી તેણે પ્રોફેસર દાદાભાઈને પોતાની દિવાનગીરી આપી. આ નીમણુક કર્નલ ફ્રેરને બિલકુલ પસંદ નહોતી. મલ્હારરાવની પણ ખરી લાગણીઓ અને ભાવતો દામોદરપંથ જેવા તર્ફજ હતો. પોતાના રાજ્યના મહારોગમાં દાદાભાઈની કિંમત તે ઓસડદાખલ બરાબર સમજતો હશે, પણ તે ઓસડની કડવાશ તો એના ખાસ મંડળથી જે દૂર થતી. મતલબ કે એના ખરા માનીતાને વિશ્વાસ પાત્ર તો હતા તેનેતેજ રહ્યા, પણ જરૂરદાખલ રાજકાજમાં કેટલીક રીતે દાદાભાઈના કહ્યા પ્રમાણે એણે ચાલવા માંડ્યું, આવી સ્થિતિમાં બને તર્ફની જ્યાં નડતરો—ત્યાં દાદાભાઈથી પોતાની મર્જીમાફક સુધારા થઈ શકે એતો અશક્યજ હતું, તોપણ એણે ઘણું કીધું, અને લોકોનો પોકાર કેટલેક દરજ્જે ઓછો થઈ ગયો. તે છતાં રેસિડંટ સાથેજ અણબનાવ થયો હતો તે દિનપરદિન વધતોજ ગયો, અને છેવટે દાદાભાઈએ હિંદુસ્તાનની સરકાર ઉપર એક લાંબો ખરીતો લખ્યો કે કર્નલફ્રેરની બદલી વડોદરેથી કરવી જોઈએ.

આ પ્રમાણે ઠરાવ તા. ૨ જી નવેંબર સને ૧૮૭૩ને રોજ લખાયો, અને તા. ૯ મી નવેંબરે કર્નલફેરેને એવો શક ગયો કે મને ઝેર દેવાની તજવીજ ચાલેછે. એણે પોતાના શરબતનો પ્યાલો દાક્તર સીવર્ડપર મોકલ્યો તેણે એવું ઠરાવ્યું કે એમાં સોમલ તથા હીરાની ભૂકી નાખેલી હતી. તા. ૨૫ મી નવેંબરને રોજ ગવરનર જનરલના આડતીયા દાખલ વડોદરા ખાતે સરલુઈ પેલી નીમાયા, અને ઝેર બાબતની તપાસ કરવા ગજાનન વિઠ્ઠલ જેવા ઘડાએલા ફોજદારને કામે લગાડ્યો. તેણે સઘળો પૂરાવો મેળવી આપ્યો, એ કામમાં મલ્હારરાવની સામેલગીરી દેખાડી, અને તે ઉપરથી તા. ૧૩ મી જાનેવારી ૧૮૭૫ ને રોજ હિંદુસ્તાનની સરકારે એક જાહેરનામું કાઢી તેને તત્કાળ પકડી લીધો, અને તેની તપાસ ચલાવવા માટે સર રિચાર્ડ કાઉચ, સર રિચાર્ડમીડ, મિ. મેલવીલ, સિંધિયા મહારાજ જેપુરના મહારાજ, તથા સર દિનકરરાવ, એ રીતે ત્રણ યૂરોપિઅન તથા ત્રણ દેશી મળીને ૬ જણનું કમિશન ઠરાવ્યું.

આ કમિશને વડોદરામાં આવી ૨૩ મી ફેબ્રુઆરીએ પોતાનું કામ શરૂ કર્યું. ખુલ્લે દરવાજે જાહેરમાં મલ્હારરાવની એક બંધવા દાખલ તપાસ ચાલી. બંને પક્ષે ખબરદારમાં ખબરદાર વકીલ બારિસ્ટરો રાખ્યા હતા. મલ્હારરાવના બચાવને માટે ઠેઠ વિલાતથી સારજન્ટ બાલેન ટાઈનને લાખ રૂપિયા આપી તેડાવ્યો હતો કામ કોરટની રીત તથા દમામથી ચાલ્યું, સાક્ષીઓ રાતદિવસ એટલી મુદત સુધી પોલીસની ચોકીમાં રહ્યા કે તેમને મલ્હારરાવના પક્ષનું કોઈ ફેરવી શકે નહિ, વર્તમાનપત્રો દરરોજની હકીકત ત્યાંની ત્યાં છાપી દેશાવરે મોકલતા હતા, અને આખા દેશમાં એ વખતે એક મોટો હોકાર થઈ રહ્યો હતો કેમકે હિંદુસ્તાનમાં એક રાજાનો આવી રીતે જાહેર ઈનસાફ ઈંગ્રેજ સરકારને હાથે પહેલ વહેલોજ આ થતો હતો. તા. ૩૧ મી માર્ચને રોજ બંને તર્ફના બારિસ્ટરોનાં વિગતવાર ભાષણો પૂરાં થયાં, અને કમિશને પોતાનું કામ બંધ કર્યું. તેમણે કેટલાક દહાડા વિચાર કરી પોતાના મત હિંદુસ્તાનની સરકાર ઉપર લખી મોકલ્યા. તેમાં સઘળા ઈંગ્રેજી કમિશનરોએ મલ્હારરાવને ગુનેહગારને સઘળા દેશીઓએ બિન ગુનેહગાર ઠેરવ્યો હતો. આવો વિલક્ષણ મતભેદ જોઈ લાર્ડ નાથ બ્રૂક મહાવિચારમાં પડ્યો, અને શું કરવું

તેની કાંઈ તેને સૂઝપડી નહિ. તોપણ છેવટે એણે તો ઈગ્લાંડની સરકારને એવી ભલામણ કરી કે આ મતભેદનો લાભ કેદીને આપવો, અને તે ઉપરથી તે તે વેળાના ત્યાંના હિંદુસ્તાન ખાતેના પ્રધાન લાર્ડ સાલ્સબરીએ એવો ઠરાવ કર્યો. આ ગુનોહ મલ્હારરાવ ઉપર સાબીત કે નાશાબીત થયો તે વિશે કાંઈ ન કહેતાં એણે પોતાનું રાજ ચલાવવામાં અત્યારસુધી જેજે ગેરવર્તણુકી ચલાવી છે અને જેને માટે મહેતલ આપવામાં આવી હતી, તે તે ગેરવર્તણુકીને લીધે એ એ રાજ ચલાવવા નાલાયક છે એમ જાણી અમે એને પદભ્રષ્ટ કરીએ છઇએ.

આ ઠરાવ આવતાંજ તા. ૨૨ મી એપ્રિલ સને ૧૮૭૫ને ગુરૂવારે રેતોવાઈ એને મદ્રાસ તર્ફ લઈ ગયા, અને ત્યાં એ અત્યારસુધી નજરકેદ હતો. એની પેલી વાહાલી રાણી લક્ષ્મીબાઈ તથા પાછળથી માહાલસાબાઈ ત્યાં એનીજોડ હતાં. ઈ. સ. ૧૮૮૦ માં એનો દીકરો જિયાજીરાવ છ સાત વરસની ઉમરે પાછો થયો હતો, અને તે વખતથી એ વધારે ગમીમાં રહેતો. કહેછે કે રાજભ્રષ્ટ થયા પછી તે કોઈ દહાડો પણ હસ્યો નથી, અને કોઈપણ રાગ રંગમાં સામેલ થયો નથી. એને મહીનોક થયાં મરડાનો આજાર થયો હતો, અને દાક્તરનું ઓસડ ન ખાવાના આગ્રહથી તે તુર્ત આવા નાકૈવત થઈ ગએલા શરીરને નાશકારક થઈ પડ્યો. એની દીકરી વડોદરામાં હતી તે ઇંગ્રેજ સરકારની રજાથી આખરની વખતે ત્યાં જઈ પહોંચી, અને મરતાં મરતાં બાપ દીકરીનો મેળો થયો હતો.

---

## હુન્નરી કામ શીખવાનો રસ્તો.

કમનસીબથી આપણા દેશીઓના સંબંધમાં જે જે ઉત્તમ કાર્યો કરવાની યોજના થાયછે તેમાં ગમે તે રીતેપણ વિક્ષેપ પડેછે. આ દેશમાં હુન્નરકળા ઘણી અપૂર્ણ છે અને જો કદાચીત અંગ્રેજ સરકાર, ન કરે નારાયણને, આ દેશ છોડીને જાય તો આપણા દેશીઓની શક્તિ એવી નથી કે તેઓ આપણા દેશમાં સ્થાપેલાં મોટાં મોટાં કારખાનાં ચલાવી શકે; અને તેટલા માટે, ઈંગ્લંડ ફ્રાન્સ વિગેરે દેશમાં આ દેશના જુવાનોને શીખવવા મોકલવાનો વિચાર પુના સાર્વજનિક સભાએ કર્યો હતો તે અમ

જોઇને દિલગીર છઇએ કે અમે અગાડી બતાવી ગયા છઇએ, તે તદન નિસ્ફળ ગયો છે. સભાએ શ્રીમંત શેઠો અને રાજા રજવાડા પાસથી માગણી કીધી હતી કે તેઓએ આ ઉત્તમ કાર્યમાં આશ્રય આપવો જોઇએ, પણ તેમાંના કોઇએ કાંઇપણ આશ્રય આપ્યો નહિ. હમણા સુધીમાં માત્ર એકજ સખ્સ વિલાયતમાં શિખવાને ગયો છે અને તેને જોન ડીકીગટાએ શીખવવામાં મદદ આપવાને કબુલ્યું છે. જ્યારે દેશીઓને માટે યૂરોપિયન મિત્રો તનમનથી આશ્રય આપવાને ખંતિલા છે ત્યારે દેશીઓ મા ધનની મદદ આપવામા પણ કેમ પાછળ પડેછે? નકામા માનપત્રો, પૂતળા, નાચરંગ, ખાનાંને સરત વિગેરેમાં લાખો રૂપિયા નાંખી દેવામા આવેછે—(અને જે નાણા અમારા વિચાર પ્રમાણે કામાટીપૂરાની ગટરમા પુરવામાં આવે ને તે જેટલા ઉપયોગી છે તે કરતાં વધારે નથી.) અને વરા તથા વરઘોડા અને બીજા ઠાઠમાઠમાં દેશીઓ પૈસા મન મુકીને ખરચેછ (જેનો ઉપરાંત પનાળી દડીવામાં તણઈ જવા શિવાય બીજો નથી.) ત્યારે આના લોકહિતાર્થ, જનકલ્યાણ, આર્યકલ્યાણના કામમા ખરચવાના બખીલ થવુ એ કમભાગ્યની નિશાની નથી શું? પ્રજાહીત માટે બીજા દેશોમા—જાત ખાતા પીતા પણ નથી, દુઃખ ભોગવે છે, તોપણ પૈસાથી મદદ કરેછે, ત્યારે અમારા દેશી, દેશ માટે શું કરેછે? અલબત, એમાં સભાને કંઇપણ લાભ કે ગેરલાભ નથી; તે તો માત્ર દેશહીત માટે શ્રમ લેછે, અને પોતાના દેશીનો દુઃખમાંથી છૂટકો કરવા ખંતી છે, કે જે દેશને દેશીઓ આજે પાંચશો વરસ થયા રીબાયા ને રઝળ્યા કરેછે, પોતાના ભાગ્ય માટે અમે વડોદરા, નવાનગર, જુનાગઢ, ધ્રાંગધ્રાના પહેલા વર્ગના ગુજરાતના રાજા રાણા નવાબોનાંને ફરીથી વીનતી કરીયે છઇએ કે તેઓએ આવા કાર્યમાં જોઇતી સાહતા અવશ્ય કરવી જોઇયે. ઘણા હુનરો ઉપયોગી છે અને તે જો દેશીઓ શીખે તો તેમને તથા તમને ઘણો લાભ થશે.

---

## सारसंग्रह.

હૈદરાબાદનો નીઝામ ને વડોદરાનો ગાયકવાડ આવતે વર્ષે ઈંગ્લાંડ જશે એમ ઈંગ્લાંડમાં ખાત્રીથી મનાછે.

બાબુ ગોપીકીશન, જે શીરામપુરના એક મહા ધનાઢ્ય ગ્રહસ્થ હતા, જે થોડા દિવસ ઉપર મરણ પામ્યાછે: તેમના શ્રાદ્ધ પ્રસંગે રૂઢિ પ્રમાણે કર્યા ઉપરાંત તેમના વંશજે રૂ ૩૦૦૦૦ ધર્મદાનમાં, ગરીબોને આશ્રય આપવામાં, તથા અનાથ બાળકો અને સ્ત્રીઓના રક્ષણ કાર્યમાં વાવર્યા છે. ખરેખર આતે શ્રદ્ધા ભરેલું સુમાર્ગનું શ્રાદ્ધ.

જ્યુ લોકોએ રૂશિયા છોડવાથી રૂશિયન સરકારને બાવીશકરોડ રૂપિયાનું નુકશાન વેપાર અને બીજા સંબંધે થયુંછે, એમ ગણવામાં આવેછે.

કલકત્તાની બ્રહ્મો સમાજના એક મેમ્બરે, જેલના કેદીઓ આગળ ધર્મ સંબંધી ભાષણો કરીને તેમને ઠેકાણે આણવાનો ઉદ્યોગ આરંભ્યોછે આ પરોપકારી કામ ઘણું સ્તુત્યછે.

આ દેશમાંથી જે લશ્કર ઇજીપ્ત જનારછે તેમાંના સોલજરોની મંદવાડમાં ચાકરી કરવાને કેટલીક સ્ત્રીઓએ તેમની સાથે જવાની ઇચ્છા બતાવીછે ખરો પરમાર્થ ને ખરૂં દેશાભિમાન તે એ.

મી. ટી. સી. હોપ. જેમની નિમણુક વેશરાયની કાંઉસીલમાં થઈ છે, તેઓને "કમપેનીયન ઓફ ધી ઈંડયન એમપાયર" નો ખીતાબ આપવામાં આવ્યોછે.

એક જરમન ફોટોગ્રાફરે ચંદ્રના કીરણથી ફોટોગ્રાફ પાડવાની કળા શોધી કહાડીછે અને પ્રેસિડન્ટ ગારડફીલ્ડને જે જગ્યાએ દાટ્યોછે તે જગ્યાનો ફોટોગ્રાફ રાત્રીના પાડ્યોછે, જે સર્વોત્તમ નીકળ્યો છે.

જેપાનના રાજ્યમાં એવા ધારો બાંધવામાં આવ્યોછે કે કોઈપણ પુરૂષ વીશ વર્ષની અંદર કદી પણ પરણે નહિ. ને સ્ત્રીની વય ઓછામાં-ઓછી ૧૮ વરસની જોઈયે.

ઇંગ્લંડના નિશાળીઆઓ પણ મોટા સુધારાવાળા ને સમજુક જણાય છે. લંડનમાં એક સભા સ્થાપવામાં આવીછે. જેમાં એવા ઠરાવ કરવામાં આવ્યોછે કે જુવાન છોકરાઓ બીડી પીયેછે તેનો અટકાવ કરવો. કામતો બહુ સારૂં છે. નામ પણ મોટું યશ. તેઓ લખેછે કે સઘળા દાક્તરોના અભિપ્રાય પ્રમાણે તંબાકુ પીવાથી શરીરની ને મનની તંદુરસ્તી બગડી જાયછે, લોકોને ધનહીન કરેછે, મીલકતનો નાશ કરેછે, કાયદામાં ગુન્હા કરનાર ને આળસમાં વધીયે છઇએ, મગજમાં કીડા પડેછે (બગડેછે)

ખાસ કરીને જુવાન વિદ્યાર્થીમાં ઘણાખરા મૂળ વ્યાધિ એનાથી થાયછે. તંબાકુ પીવાથી આક જાતની એસીડને ઘણી ગેસીસ નીકળેછે જે જીંદગીને જોખમકારક છે.

અમેરિકાનોએ કબુતરોના ઉપયોગમાં વધારે કીધોછે. અમેરિકાના ડાકટરો પોતાના દરદીને દવા પહોંચાડવાના કામમાં અથવા દરદીની ખબર લાવવાના કામમાં કબુતરોનો ઉપયોગ કરેછે. એ પક્ષી કામ બરાબર બજાવેછે.

**મી. બ્રાઇટનું રાજીનામું**—લીબરલ પ્રધાનમંડળમાંથી મી. બ્રાઈટે રાજીનામું આપવાનો ખરો સબબ આ મુજબનો મળ્યોછે. તેના રાજીનામાથી લીબરલપક્ષ યા પ્રધાનોને કશું ખમવું પડ્યું નથી, પણ મી. બ્રાઈટ અને મી. ગ્લાડસ્ટનની ટોળી એકેકથી રાજી થઈને છૂટા પડેલા કહેવાયછે. આમની સભામાં મી. બ્રાઇટે રાજીનામું આપ્યા પછી પોતાની અસલ બેઠક ઉપરથી ખુલાસો કીધો કે ચાળીશ વરસ થયાં હું એ સભામાં બેઠક લઉછું અને એ આખી મુદતમાં કોઈ પણ જાતની લડાઇની રાજનીતિમેં કદી પસંદ કીધી નથી. બનતાં સુધી મારા સાથીઓથી છુટા પડવું ન પડે એમ ધારીને સાકંદરીયા ઉપર મારો ચલાવવાનો વિચાર મેં પસંદ કીધો હતો, પણ જ્યારે મારી ખાતરી થઈ કે આ મારા પછી લડાઈમાં ઉતરવું પડશે ત્યારે મારૂં અંતઃકરણ મારી સામે થયું, અને મને લાગ્યું કે એ લડાઇથી અરાબી પાદશાહ જેવા ફીતુરીઓને ઠેકાણે લાવવાના જે દેશ પરદેશના તેમજ નીતિના ધારાછે તે ધારાઓનો ભંગ થાયછે. એમ હોવાથી મેં મારા પ્રધાન પદનું રાજીનામું આપ્યુંછે. મી. ગ્લાડસ્ટને મી. બ્રાઇટને ઉત્તર દેતાં જણાવ્યું કે અરાબી જેવાના સંબંધમાં લડાઈ ઉઠાડવાથી નીતિના કાયદાનો ભંગ થતો નથી.

**મુંબાઇના યુરોપીઅન રહેવાસીઓની વસ્તી**—સુમારે ૧૦૦૦૦ દશ હજાર માણસનીછે, જેમાંના માત્ર ૪૦૮૪ બ્રીટીશ રહેવાશીઓજ વીલાયતમાં જન્મેલા જણાયછે. આ ચારહજાર સુધાં સાહેબ લોકોમાં ૩૪૩૫ મરદો અને ૬૪૯ ઓરતો છે, એઓમાંના ૨૮૨૯ ઇંગ્રેજો ૫૩૩ સ્કાચ લોકો અને ૬૧૦ આઇરીસ લોકછે. બાકીના ૧૦૮ જણ વેલ્સ વીગેરે પરગણાઓના રહેવાસી છે. આ સઘળાઓ જે જે ધર્મ પાળેછે તેની

ટાપમાં ચાર ઈંગ્રેજ મરદો એવા જણાયછે કે જેઓ ખોદાની હયાતી માનતા નથી.

બરમામાં નીકળી આવેલા તેલના કૂવા—બરમામાં કવાકપીકુ ખાતે કુવામાંથી તેલ કાડવાને વાસ્તે જે કંપની ઉભી થઈ હતી તે તેના કામમાં ફતેહ પામી છે. ૭૦ કલાકમાં ૨૭૦ પીપ તેલ કહાડવામાં આવ્યું હતું. હાલ રોજનાં ૪ પીપ કહાડવામાં આવેછે અને દરરોજ એ નિયમ પ્રમાણે જો કહાડવામાં આવશે તો એ તેલ કોઈ દહાડો ખૂટશે નહિ એવું ધારવામાં આવેછે.

સુપારાના સ્તુપમાંથી ૧૭૦૦ વરસનો દેડકો નિકળ્યો તે વાતને ઘણા ખોટી માનેછે. પણ "ટાઇમ્સ" માં એક લખનાર લખેછે કે ૧૮૫૧ માં જનરલ કનીંગહામે સનર્માનો સ્તુપ શોધ્યો ત્યારે તેમાંથી બે પથ્થરનાં વાસણ નિકળ્યાં હતાં. જેમાં એક શ્રી પુત્ર, જે શાક્યમુનીનો મોટો શીષ્ય હતો તેનો લેખ, એક રકાબી, બે સુખડના કટકા ને એક જીવતો કરોળીઓ નિકળ્યો હતો; એ સ્તુપ ૨૧૩૦ થી ૨૪૩૦ વરસની અંદર બંધાયલો કહેવાયછે.

ગારિબાલ્ડીની તરવાર ખરીદવાની માગણી ઈટાલીની પરજાએ કરીછે. અરજ કરીને આ પેહેલવાનના કુટંબીઓને તેઓ કહેછે કે અમે તે તરવાર રોમના "કેપીટોલ"માં જાળવી રાખશું. આપરથી લંડનનું તરૂથ નામનું પતર કહેછે કે ગારિબાલ્ડીની ખરેખરી તરવાર જોવી હોય તો તેનાં કુટંબમાંથી નહિ મળે પણ ૧૮૬૬ ના ગારી બાલ્ડીના યુદ્ધ વખતની તરવાર તો તેના હાથ નીચે રેહીને લડનાર બ્રીટીસ સીપાઈ કરનલ ચેમ્બરસનના હાથમાં છે! એક શૂરવીરના સંભારણા સારૂ કેટલી આતુરતા!.

મીસરનાં મોટાં શહેર એલેક ઝાંડરીઆની એકંદર વસ્તી ૨૨૦૦૦૦ માણસોની છે જેમાં ૨૧૦૦૦ ગ્રીક, ૧૪૦૦૦ ઇટાલીઅન, ૧૦૦૦૦ ફ્રેંચ, ૫૦૦૦ અંગ્રેજ, ૪૫૦૦ જરમન તથા સવિઝ અને ૫૦૦ પરચુરણ ધર્મનાછે..

પાયોનીઅર—પત્રે આ શાલના ચોમાસાને માટે એવા અવતારો કાડ્યો છે કે આ સાલનું ચોમાસું ૧૮૭૮ ના ચોમાસાને લગભગ મળતું આવશે અને આખા હિંદમાં આવ્રેજ જેટલો વરસાદ આવશે. આપરથી રજપુતાના ખાતે વરસાદની તંગી ધારવામાં આવેછે.

# निशाळोनां इनाम पत्रक.

નાગ્રેચા. ઠકર મેઘજી નેણસીએ રૂ૦ા મીઠાઈ છેલ્લી વાર્ષિક પરીક્ષા વખતે રૂ૫-૧૦-૦ ની ચોપડીઓ રૂ૦ા જાડેજા ચંદાજીએ પેંડા. વહેંચ્યા. આણંદજી એમજીએ પોતાને ઘેર પુત્ર જન્મ્યાની ખુશાલીમાં રૂ૨) મીઠાઈ. રૂ૧) મહેતાજીને—મુદ્રા કન્યાશાળા. માજી સ્કુલમાસ્તર કહાનજી શંકરજીને ઘેર પુત્રનો જન્મ થવાથી ત્યાં ૬. ગૂ. સ્કુ. ના. આ. આ. વસનજી જીવણ તથા આ. હરિદાસ ગોપાળજી એ રૂ૨) ચોપડીઓ. રૂ૧ા મીઠાઈ. વાર્ષિક પરીક્ષા વખતે મહારાજા ધિરાજ મિરાંજાં મહારાઓ શ્રી ખેંગારજી બહાદુરે રૂ૭) ચુંદડીઓ અને રૂ૯) ચોપડીઓ જાડેજા જીસાજી તર્ફથી રૂ૦ા મીઠાઈ નવા મકાનમાં બેસાડતી વખતે વહીવટદાર તર્ફથી ઉગરાણું કરી રૂ૧૦-૧૦-૦ પુસ્તકો. રૂ૨-૦-૧૦ મીઠાઈ—સરાયા. ગૂ. નિ. માંડવી ખલફાન સ્કુલના મહેતાજી રાજારામને ત્યાં પુત્રનો જન્મ થવાથી રૂ૧ા મીઠાઈ—મુદ્રા ગૂ. નિ. માજી સ્કુલમાસ્તર કહાનજી આ. હરિદાસ ગોપાલજીએ મળી રૂ૪ાા મીઠાઈ વહેંચી. છેલ્લી વાર્ષીક પરીક્ષા વખતે મહારાજા ધિરાજ મિરજાં મહારાઓશ્રીજી બહાદુર તર્ફથી રૂ૧૧ાા પુસ્તકો વહેંચ્યાં તે વખતે શેઠ જીવણદાસ ઇંલજી તરફથી રૂ૧૧) પુસ્તકો, રૂ૩) મીઠાઈ.

આ. નં ૬૬. ૩-૧૦-૮૧.

અમદાવાદ પ્રાકટીસિંગ સ્કુલમાં ટ્રેનિંગકોલેજના રાવસાહેબ મહિપતરામ રૂપરામે વાર્ષિક પરીક્ષા વખતે છોકરાઓ પાસ થયા તેઓને ઇનામ આપવાને ફંડ કર્યું તેમાં જે ગ્રહસ્થો તર્ફથી મદદ આપવામાં આવી તેનાં નામ. રૂ૬ા રા. સા. મહીપતરામ રૂપરામ રૂ૨ા રા. ખુશાલદાસ ગોકળદાસ રૂ૬) અમદાવાદ ટ્રેનિંગકોલેજના સ્કાલરો તર્ફથી રૂ૧-૪-૬ રા. માણેકલાલ આશારામ રૂ૧-૦-૯ અમદાવાદ પ્રાર્થના સમાજના ઇનામ ફંડ તર્ફથી કુલ રૂ૧૭-૧-૩. મહીપતરામ રૂપરામ,

પ્રિન્સિપાલ ટ્રેનિંગકોલેજ.

સુરત ઉત્તર વિ.

જા. નં. ૪૫૨. ૧૫-૯-૮૧.

આશાજણ. માણેકલાલ હીમતરામ છોકરાઓને પાણી પાવાને સારૂ

કંપાઉન્ડમાં પરવ મંડાવી—માંડવી ઇવનીંગ સ્કુલ મુનસી ગુલામ મહમદ કમાલભાઈ ૩૧-૩-૯ ચોપડીયો—સચીન. મહેરબાન દિવાનજી સાહેબ, રાવસાહેબ નેશીલદાર ઓવરશીઅર અંબાલાલ ખુશાલદાસે મળી ૩૨ા પતાસાં. સચીન- સ્ટેટના માસ્તર લાલભાઇ નથુભાઈ પોલીસ પટેલ રઘા શવરામ વગેરે બીજા ગ્રહસ્થોએ મળી ૩ના મીઠાઈ—માંડવી. શેઠ. મોતીભાઈ રઘનાથજી ૩૧) પતાસાં. કારકુન પરમાનંદદાસ ઠાકોરદાસે ૩૧-૧-૯ ચોપડીયો—સચીન. નવાબ સાહેબ નાનાભાઈ નસરલાખાન ઇબ્રાહીમખાન ૩૨) ચોપડીયો—કનશાડ. મુલકી પટેલ દેશાઈ જીવણજી રેઘનાથજી ૩૨) વાસ્તુ કીધું તે વખત પોલીસપટેલ દેશાઈ ડાહ્યાભાઈ સવરામ ૩૨) મેંબર લાલભાઈ ભગવાનજી ૩ાા દેશાઈ જોગીભાઈ ભગવાનજી ૩ાા દેશાઈ વલ્લભભાઈ નાનાભાઈ ૩ાા માંડવી. નરસીંદાસ ત્રીકમદાસ ૩૦-૬-૦ માસમા. મનસુખરામ લાલશંકર પા. જેરામ મકન પા. પેમા રામજી. જંગા ખુશાલ હીમત જામોલ પેમા ગણેશ મળી ૩૫-૧-૩ ચોપડીયો; કાલુ ભગવાન ૩૧) મીઠાઈ.

મોહનલાલ રણછોડદાસ
ડેપ્યુટી એ. ઈ. જીલ્લે સુરત. ઉ.

ભરૂચ. વિ.
જા. નં. ૧૨૯.

વેડછ. તા. ૨ જી સપટેંબર ૧૮૮૧ ને રોજ મહેતાજી રણછોડલાલ અમરતલાલની બદલી થવાથી ૩ાા પોલીસપટેલ ખુમાનસંગ ભાવસંગ ૩ાા પા. નીરાંત લક્ષ્મણ માંજી આસિસ્ટંટ ૩૧) મહેતાજી અમરતલાલ રણછોડલાલ—કરેણા. તા. ૧૪-૮-૮૧ રા. નારણભાઈ મોરાર તથા મેંબર ખુશાલ ત્રીભોવનદાસે ૩ાા મીઠાઈ—તવરા. ઉઘરાતદાર પટેલ રામસંગ ભાવસંગ ૩૧) મીઠાઈ—હાંસોટ. કમિટિના મેંમરો તથા મહેરબાન મહાલકરી સાહેબ કાસીદાસજીએ પરીક્ષા કરી સારે ૩૧) સા. લલુભાઈ આણંદરામે ૩ાા દ્વારકાંદાસ નરભેરામભાઇએ ૩ાા કારેલી. સ્કુલમાં ઘડીયાળ વાગતુ તથા ચોપડીયો આપી તેની મદદમાં ૩૨) પોલીસ પટેલ હીમતસંગ કાભાઈ ૩૧) પટેલ નાથાભાઈ રાઘજી. ૩૧) પા. નાથાભાઈ દરૂભાઈ ૩ાા પા. બાઘજી મીઠા ૩ાા નરોતમદાસ કહાનદાસ ૩ાા શા. જેઠા હીરજી પટેલ દાદાભાઈ નરસી ૩ાા કશીભાઈ વરઘભાઈ ૩ાા શા. રણછોડ હીરજી ૩ાા ઠકર. કરશન બાઇજી ૩ાા પા. દાદાભાઈ

જીભાઈ રૂ૧) પોલીસપટેલ કાશીભાઈ દેશાઈભાઈ રૂ૦ાા પા. ભવાન ઓધવ રૂ૧) વાંટાના પોલીસપટેલ હીમતસંગ કાભાઈ રૂ૦ાા પા. જેઠા વનમાળી રૂ૦ાા મહેતાજી મનસુખ પરભુદાસ શા. લલુ ઓધવ રૂ૦ાા પા. જોરાભાઈ પુંજાભાઈ રૂ૦ા વ્યાસ જેશંકર રામચંદ્ર રૂ૦ા આસિસ્ટંટ મુળજી હરેખા. ઓભા. હાંસોટ કચેરીના કારકુન દોલતરામ હિમતરામ રૂ૦ાા મીઠાઈ.

ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી,
ડે. એ. ઈ. ભરૂચ વિ.

### મહીકાંઠા પાલણપુર.

પાલણપુર. તા. ૮ મી અક્ટોમ્બર સને ૧૮૮૧ ને રોજ સ્કુલ કમિટિ તથા મેમ્બરોએ યાદી કરી છોકરાઓને રૂ૮ાા ઈનામ આપ્યું. આ. ગુમચંદ ફતેચંદ મુખ્ય કારભારી રૂ૨) આ. જસકરણ ચેલજી થાણદાર રૂ૧) પરીખ. અંબાવીદાસ મોતીચંદ રૂ૧) કુઆના મોરેખીઆ છગન પ્રાગજી રૂ૧) વહોરા સવાઈ તારાચંદ રૂ૦ાા વહોરા નેમજી ખુશાલ રૂ૦ાા થરાદ થાણાના કારકુન મલુકચંદ રૂ૦ાા દેશાઈ ઉજમ મયાચંદ રૂ૦ાા ઉમેદવાર જમનાદાસ કુબેરદાસ રૂ૦ાા મેમાણ પીરા મહમદજી રૂ૦ાાકુલ રૂ૮ાા.

(અપૂર્ણ.)

---

### સરકારી જાહેરખબર. નંબર. ૨૫૮૪

ભરૂચ જીલ્લે આમોદ તાલુકે માતરના મહેતાજી મગનલાલ હઠીશિંગે પોતાના રેજીસ્ટર ખોટાં બનાવ્યાં એમ સાબીત થવાથી મહેરબાન ડિરેક્ટર આવ પબ્લિક ઇન્સ્ટ્રકશન સાહેબના હુકમથી તેને કેળવણી ખાતામાંથી બરતર્ફ કરવામાં આવ્યો છે.

મુ. અમદાવાદ<br>૯ મી આગષ્ટ. ૧૮૮૨ } (ઈંગ્રેજી સહી.) ઈ. જાઈલ્સ (સાહેબ)<br>એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર. ઉ. પ્રાંત.

---

### જા. નં. ૨૯૯૫

ચાલુ વર્ષને માટે અમદાવાદ ટ્રેનિંગ કોલેજની પ્રવેશક પરીક્ષા ૩૦ મી અક્ટોબર સને ૧૮૮૨ ને સોમવારને રોજ તથા પછીના દિવસે આ ઠેકાણે ટ્રેનિંગ કોલેજમાં થશે.

૨. ૧૭ વર્ષની ઉમર પૂરી કરેલી, સેકંડક્લાસ પબ્લિક સર્વિસનું સર્ટિફિ-

કેટ મળવેલુ, અને શરીરની ખોડ ખાપણ વિનાના ઉમેદવારો જોઇશું.

૩. પરીક્ષા ગૂજરાતી છઠા ધોરણ પ્રમાણે લેવાશે. ઊંચામાં ઊંચા ટોકડા જે મેળવશે તેને સ્કાલરશિપ આપવામાં આવશે. જે પાસ થશે પણ સ્કાલરશિપ નહિ મેળવે, તેને માફીમાં દાખલ કરી શકાશે.

૪. ઇન્સ્પેકટર સાહેબ સ્કાલરો પસંદ કરશે અને પોતાની મરજી મુજબ તેની સંખ્યા રાખશે. માફી સ્કાલરો પણ પોતાને ગમે એટલા દાખલ કરશે.

૫. ટ્રેનિંગ કાલેજના ઉર્દુ કલાસમાં દાખલ થવા ઇછનારા ઉમેદવારોની પરીક્ષા પણ તેજ તારીખે ઉર્દુ ધોરણ પ્રમાણે લેવામાં આવશે.

| | |
|---|---|
| મુ. અમદાવાદ. | (ઇંગ્રેજી સહી) ઈ. જાઇલ્સ (સાહેબ) |
| તા. ૨૯મી અગષ્ટ સને ૧૮૮૨ | એજ્યુકેશનલ ઇન્સ્પેકટ ઊ. પ્રાં. |

---

જા. નં. ૩૨૪.

કાઠીઆવાડ પ્રાંતમાં કન્યાશાળાઓમાં ચોથા, પાંચમા, અને છઠા ધોરણમાં સને ૧૮૮૧—૮૨માં કન્યાઓ ક્યાં ક્યાં પાસ થઈ તે બાબતનું પત્રક.

| તાલુકો. | ગામનું નામ. | ચોથુંધોરણ. બેઠી | ચોથુંધોરણ. પાસ | પાંચમુંધોરણ. બેઠી | પાંચમુંધોરણ. પાસ | છઠુંધોરણ. બેઠી | છઠુંધોરણ. પાસ |
|---|---|---|---|---|---|---|---|
| | **ઝાલાવાડ પ્રાંત.** | | | | | | |
| વઢવાણ. | વઢવાણ. | ૨ | ૨ | ૪ | ૪ | ૨ | ૨ |
| લીમડી. | લીમડી. | ૫ | ૪ | ૨ | ૨ | ૨ | ૨ |
| વાંકાનેર. | વાંકાનેર. | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| | | ૮ | ૭ | ૬ | ૬ | ૪ | ૪ |
| | **સોરઠ પ્રાંત.** | | | | | | |
| જુનાગઢ. | જુનાગઢ. | ૫ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| | **ગોહીલવાડ પ્રાંત.** | | | | | | |
| ભાવનગર. | ભાવનગર નં. ૧ | ૭ | ૪ | ૨ | ૨ | ૦ | ૦ |
| ,, | સદર વડવા. | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ,, | મહુવા. | ૨ | • | ૦ | ૦ | • | • |
| ,, | કુંડલા. | • | ૦ | ૧ | • | • | ૦ |
| ,, | શિહોર. | ૪ | ૩ | ૧ | ૦ | • | ૦ |
| | કુલ. | ૧૪ | ૭ | ૫ | ૩ | ૦ | • |
| | **હાલાર પ્રાંત.** | | | | | | |
| નવા નગર. | નવા નગર. | ૪ | ૪ | ૧ | ૧ | • | ૦ |
| ,, | કાલાવાડ. | ૧ | • | ૧ | ૧ | ૧ | • |
| ગોંડળ. | ગોંડળ. | ૪ | ૩ | ૦ | ૦ | • | ૦ |
| ,, | ઉપલેટા. | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | • |
| | કુળ. | ૧૦ | ૮ | ૨ | ૨ | ૧ | • |
| | કુળ એકંદર. | ૩૭ | ૨૩ | ૧૩ | ૧૧ | ૫ | ૪ |
| | **ખાનગી કન્યાશાળાઓ.** | | | | | | |
| ભાવનગર. | તળાજા. | ૨ | • | • | ૦ | ૦ | ૦ |
| નવાનગર. | નવાનગર ફીમેળકલાસ. | ૨ | ૨ | ૧ | ૧ | • | • |
| રાજકોટ સ્ટેસન | રાજકોટ સ્ટેસન. | ૨ | ૨ | ૦ | • | • | ૦ |
| | કુળ. | ૬ | ૪ | ૧ | ૧ | • | ૦ |

ઉપરના પત્રકથી જણાયછે કે ફકત લીંબડી અને વઢવાણ એ બે કન્યાશાળાજ સારી સ્થિતિમાં છે. નગરની કન્યાશાળાઓનું કામ પણ સંતોષકારક છે. ત્યાંની મુખ્ય કન્યાશાળામાં ૨૦૩ કન્યા ભણેછે, અને છઠા ધોરણનો અભ્યાસ ચાલેછે. ત્યાં બ્રાંચ કન્યાશાળા હાલ થોડા માસ થયા ઉઘડી છે પણ ૧૦૧ કન્યાઓ થાયછે. હજુ કેટલીક ફંડની અને ખાનગી કન્યાશાળાના મેહેતાજીઓ ગઈ સાલ સૂચના આપ્યા છતાં પોતાનો અભ્યાસ વધારી ઊંચા ધોરણમાં બાળકીયોને પાસ કરાવવાની ખરોખર કાળજી રાખતા હોય એમ જણાતું નથી. તે લોકોને પણ ચેતવણી આપવામાં આવેછે કે જો એ પ્રમાણે જેઓ બેદરકાર રહેશે. તો તેમને દીલગીરીની સાથે રજા આપવા ગોઠવણ કરવી પડશે.

મુ૰ રાજકોટ. } (ઈંગ્રેજી સહી.) ગોપાળજી સુરભાઈ દેશાઈ.
તા. ૧૫-૭ ૮૨. } ડેપ્યુટી. એ. ઇ. પ્રાંત, કાઠીયાવાડ.

## ગુજરાત શાળાપત્રના લવાજમ વિગેરે નાણાંની પહોંચ.

તા. ૧૮ મી માર્ચ ૧૮૮૨ થી તા. ૨૮ મી જ્યુન સને ૧૮૮૨ સુધી.

| કોની તરફથી. | પાછલી સાલના. | ચાલતી સાલના. |
|---|---|---|
| આ. મહુવા. એ. વ. સ્કુ. મા. | | ૧—૩—૦ |
| આ. લીમડી. એ. વ. સ્કુ. મા. | | ૧—૩—૦ |
| રા. સા. સુરત, ઉ. ડે. એ. ઈ. સા. | | ૧૮૦—૧૧—૦ |
| મે. ગો. પ્રાં. સ. ડે. એ. ઈ. સા. | | ૫૫—૧૧—૬ |
| સોનગઢ તા. ૨૬—૨—૦ | | |
| જસદણ તા. ૬—૧૨—૦ | | |
| વળા. તા. ૯—૧૦—૦ | | |
| પાલીતાણા તા. ૧૨—૦—૬ | | |
| મે. ડે. સા. ની. ઓફી. ૧—૩—૦ | | |
| ૫૫—૧૧—૬ | | |
| મે. રાજકોટ ટ્રેનિંગ કોલેજના પ્રિ. સા. | | ૧—૩—૦ |
| મે. અમદાવાદ બ્રાંચ સ્કુલ. નં. ૧ના હેડમા. સા. | | ૧—૦—૦ |
| રાજકોટ ટ્રેનિંગ કોલેજના સ્કાલર મણીશંકર રતનજી | | ૧—૦—૦ |
| મે. કાઠીયાવા. જ. લાં. પુ. શા. મે. મા. | | ૧—૩—૦ |
| આ. રાધનપુર તા. સ્કુ. મા. | | ૧૭—૦—૦ |
| આ. સાદરા. ,, ,, ,, | | ૧૬—૦—૦ |
| ,, રાજકોટ ,, ,, ,, | | ૦—૩—૦ |
| ,, ઇડર ,, ,, ,, | | ૨૫—૦—૦ |
| ,, મોરબી ,, ,, ,, | | ૨—૬—૦ |
| રા. મોહનલાલ ખુશાલીરામ (કરાંચી) | | ૧—૩—૦ |
| રા. ચકુમલ તારાચંદ. ,, | ૩—૬—૦ | |
| રા. કેશવજી લહેરાભાઈ (કોઇટા) | | ૦—૧૪—૦ |
| મે. સો. પ્રા. સ. ડે. એ. ઈ. સા. | | ૧—૩—૦ |
| મે. કેળવણી ખાતાના ડીરેકટર સા. | ૧૪—૧૨—૬ | |
| મે. અમદાવાદને એ. ડે. એ. ઈ. સા. | | ૧—૬—૦ |
| રા. સા. ભરૂચ વિ. ડે. એ. ઇ. સા. | | ૨૩૧—૦—૦ |
| મે. ભરૂચ હાઇસ્કુલના હે. મા. સા. | | ૧—૩—૦ |
| આ. રાંદેર અંગ્રેજી સ્કુ. હેડમા. સા. | | ૧—૩—૦ |
| રા. અનોપરામ ભવાનીશંકર (સિદ્ધપુર) | | ૧—૩—૦ |
| રા. સા. રે. પ. ડે. એ. ઇ. સા. | | ૧૧—૪—૦ |
| આ. મોરબી. દ. ખા. કન્યાશાળા. | | ૧—૩—૦ |
| રા. મગનલાલ ભગવાનદાસ (વલસાડ). | | ૨—૬—૦ |
| રા. જગન્નાથ જેઠાભાઈ (મુંબાઈ) | | ૧—૩—૦ |
| રા. સા. એ. વિ. ડે. એ. ઈ. સા. | | ૧૦૪—૪—૦ |

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER.

OCTOBER 1882.

પુસ્તક ૨૧ મું. અક્ટોબર. અંક ૧૦ મો.

મ'તાજી બહુ મોટું ગુજ, નામ તેમ છે કામ;-
કર અંતે મન ક્ષેત્રની, ખરી ઍંતી પૅરી હામ.

| અનુક્રમણિકા | પૃષ્ઠ | CONTENTS | PAGES. |
|---|---|---|---|




( કેળવણી ખાતાના હુકમથી. )

## अमदावादमां

મામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટીંગ અને જનરલ એજનસી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.

મૂલ { ૩૧) વરસનો અગાઉથીજ. } ટપાલ ખર્ચ
{ ૩૦)= છુટક અંક એકના } જુદું.

# ગૂજરાત શાળાપત્ર.

પુસ્તક ૩૧ મું. અકટોબર. સન ૧૮૮૨. અંક ૧૦ મો.

## ઈંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઇતિહાસ.

### પ્રકરણ ૪ થું.

આ રીતે પાર્લામેંટ વિનાના જુલમી રાજ્યથી લોકોનો જિવ એવા ઉશ્કેરાઈ રહ્યા હતા કે એક ચિનગારી પડે તો મોટો ભડકો ઉઠ્યા વિના રહે નહિ. જો એક ઠેકાણેથી જરા બંડ ઉઠે, તો દેશમાં ચોતર્ફથી લોકો રાજાની સામે હોકારા કરીને ઉભા થાય એવો વખત હતો. દેશાભિમાની માણસો આવો પ્રસંગ ખોળ્યાજ કરતા હતા, તે ચાર્લ્સના મૂર્ખ સલાહકાર બિશપ લાડે જલદીથી સ્કાટલાંડમાં આણી મૂક્યો.

સ્કાટલાંડની સ્થિતિ. આપણે પાછળ કહી ગયા છઇયે કે સ્કાટલાંડમાં તો પ્રાટેસ્ટંટ ધર્મ નાક્સ નામના એક નવા મતના ધર્મોત્સહી પુરૂષે દાખલ કર્યો, અને તે લોકમાં પ્રસાર પામવાથી રાજવર્ગને કબુલ કરવો પડ્યો. સ્કાટની રાણી મેરી લોકવિચારના એ પ્રવાહ સામે થવા ગઈ, તો તેમાં તેણે માત્ર પોતાનું રાજપાટ ખોયું. એ રાણીના જવા પછી એના સાવકા ભાઇની કારકીર્દીમાં પ્રોટેસ્ટંટ પંથ બરાબર જડીભૂત થયો.

આ રીતે સ્કાટલાંડમાં ધર્મોદ્ધારણ પ્રથમ રાજાની મરજી વિરૂદ્ધ, અને પછીથી તેનો આશ્રય મળ્યો, તોપણ સ્વતંત્ર રીતેજ લોકમાં પોતાની મેળે થયું. તેથી અહિંયાના ધર્મ સમાજનું બંધારણ ઇંગ્લાંડના જેવું રાજ્યાધીન નહિ, પણ પ્રજાની સ્વતંત્રતાને ઉત્તેજન આપે એવું બંધાયું. ધર્મનો સઘળો કારભાર નાની મોટી સભાઓની મારફતે છેવટે લોકને હાથ રહેવાથી તેઓ સામાન્ય હિતનો વિચાર કરતા શીખ્યા, સંપ વધ્યો, અને ટુંકામાં જોઈએ તો તેમને સ્વરાજ્યની કેળવણી તથા સાધનો મળ્યાં. હવે જો દેશહિતનો કાંઈ વિચાર કરવો હોય, તો ગામેગામ આ ધર્મ સમાજો તૈયારજ હતી: એટલે નવી સભાઓ ઉભી કરવાની કડાકૂટ રહી નહિ, અને

ધર્મ સંબંધી દુઃખ હોય તો તો તે ફેડવાને મહેનત કરવી એ આ સમાજોનુંજ ખાસ કામ હતું. ઇંગ્લાંડના પ્રેસ્બિટેરિયન સમાજો કરતાં અહિંયાનું બધારણ એક અગત્યની બાબતમાં બહુ જુદું હતું. તે સમાજો એક બીજાથી છૂટાં, સંબંધ વિનાનાં હતાં; અને તેથી તેઓને સમગ્ર બળ કાંઈ ખપમાં આવતુ નહિ. પણ અહિયાં તો આવા સમાજોથી આખો દેશ સંકળાઇ રહ્યો હતો. નાના સમાજો મોટા સમાજો સાથે સંબંધ ધરાવતા; અને મોટા સમાજો એક સર્વોપરી સભાની સાથે જોડાએલા હતા, જેની આજ્ઞા આ સાધનો વડે પ્રત્યેક સમાજીને પહોંચતી અને પ્રત્યેક સમાજીના વિચારની અસરે છેક ઉપર સુધી પહોંચી શકતી.

આવો જે સમાજનો જબરદસ્ત તંત્ર તેને છેડતાં ગમે એવો રાજા હોય તોપણ તે જરા આચકો ખાય, પરંતુ કાળે ઘેરેલો ચાર્લ્સ મતાંધ પાદ્રી લાડના શીખવણીએજ ચાલ્યો. પ્રથમ બિશપો નીમ્યા. એ કામ મહા લોક વિરૂદ્ધ હતું, પણ તેઓ સાંખી રહ્યા. તે જોઇ રાજા આગળ વધ્યો, અને પછી મોટા સમાજને ન પૂછતાં નાક્સના વખતથી જે પ્રાર્થના પ્રકૃતિ ચાલતી હતી તે કાઢી નાંખી, ઇંગ્લાંડના એપિસ્કોપલ માર્ગના જેવીજ એક નવી બનાવી ત્યાં મોકલી, અને હુકમ કર્યો કે બધા પ્રાદ્રીઓએ હવેથી એ પ્રમાણે વર્તવું! આ કામ સ્કાટલાંડનો આખુ ધર્મ તમામ ઉંધો વાળ્યા બરાબરજ હતું. એડિનબરોનો બાહુતી ધર્માધ્યક્ષ બિશપ ગુરૂઓના જેવોજ પોશાક પહેરી આ પ્રાર્થના વાંચવા ઉભો થયો, કે આખું ભક્ત મંડળ "પોપ! પોપ! ખ્રીસ્ત દ્રોહી! મારો, મારો પથરા" એવો બારે પોકાર કરી ઉઠ્યું; અને તે ધર્માસન ઉપર ચડી શીખામણ દેવા જતો હતો એટલામાં કોઇએ એક બાજઠ છૂટો તેની સામે એવો ફેંક્યો કે તેતો લોહીચૂનો ખૂણામાંજ ભરાઇ ગયો. તોફાન એટલું વધ્યું કે માજિસ્ટ્રેટથી પણ બંદોબસ્ત રાખી શકાયો નહિ. છેવટે બધાને બાહાર કાઢી મૂક્યા. ત્યારેજ પાદ્રી થોડાક કામદારોની સમક્ષ એ નવી ધર્મ ક્રિયા કરી શક્યો. લોકનો ઉઘાડો જોઇ, સરકારી ન્યાયાધીશોએ એવી બારી કાઢી કે રાજાનો હુકમ પ્રાર્થના પોથી ખરીદ કરવાનો છે, પણ તે પ્રમાણે સઘળાએ પ્રાર્થનાજ કરવી એમ કાંઈ નથી. પણ રાજાની તર્ફથી તો ઉપરા ઉપરી એ બાબત તાકીદ આવવા લાગી, અને તેના જવાબમાં ચોતર્ફથી અમલદારો

પોકારી પોકારીને લખવા લાગ્યા કે સ્કાટલાંડમાં એ વાત કરી ચાલનારી નથી. ઘણા અમીરો લોકોની અરજીઓના થોકડા લઈ રાજાને સમજાવવા લંડન સુધી ગયા. રાજા નજ માને તો શું કરવું, તેનો વિચાર કરવા લોકો ચારે તરફથી એડિનબરોમાં આવવા લાગ્યા. અમીરો, ગૃહસ્થો, પાદ્રીઓ, અને વેપારીઓની ચાર સભાઓ થઈ, અને તે બધાએ મળી "કોવિનાંટ" નામનું એક પ્રતિજ્ઞાપત્રક તૈયાર કર્યું, અને તે ઉપર સ્કાટલાંડમાં જ્યાં લઈ ગયા ત્યાં ટપોટપ સહી થવા લાગી. કહેછે કે કેટલાક તો પોતાના શરીરમાંથી લોહી કાઢી તેવડે સહી કરી હતી. પ્રતિજ્ઞા એવી હતી કે "પોપરી" માનવી નહિ, અને તે મનાવવાનો બળાત્કાર થાય, તો બધાએ એક ટોળામાં રહી મરતાં સુધી લડવું પણ ધર્મ ભ્રષ્ટ તો થવું નહિજ. ઇ.સ.૧૬૩૮

આ પ્રમાણે આખો દેશ કડકડીને ઉભા થવાની તૈયારી કરવા લાગ્યો, ત્યારે ચાર્લ્સે થોડી પોતાના કેટલાક હુકમ પાછા ફેરવ્યા. પણ પ્રાણમની આંખ ફરચા પછી તે કોઈના હાથમાં રહેતું નથી. રાજાને પૂછ્યા વિના ગ્લાસગોમાં સામાન્ય સભા મળી, અને એપિસ્કોપસી, હાઈ કમીશનની કોર્ટ, પ્રાર્થના પોથી, તથા પદ્ધતિ એ બધું તમામ કાઢી નાખવું એવો પોતાની મેળેજ ઠરાવ કર્યો. કેટલાક કિલ્લા જમા કરી લીધા, લડાઈની પુરી તૈયારીઓ આરંભી, અને ફ્રાન્સ, જેઉ તથા ઇંગ્લાંડના નારાજી લોક સાથે છુપા સંદેશા ચલાવવા માંડ્યા. ચાર્લ્સ પણ લશ્કર, મિગ્રુ કરી અને તે લઈ તેમની સામા ગયો. ઇ. સ. ૧૬૩૯

પણ બરિક આગળ જ્યાં બંને પક્ષનો મેળાપ થઈ ગયો, ત્યાં રાજાને માલમ પડ્યું કે, હાલ લડ્યાથી કાંઈ લાભ થવાનો નથી. તેથી, તમે જે માગોછો તે મારે કબુલ છે, એમ કહી કોલ કરારની વિગતો મુકરેર કરવાનું કામ ત્યાંની પાર્લામેંટ તથા સામાન્ય સભાને સોંપી એ પાછો વળ્યો. પણ એની દયાનત ચોખ્ખી નહોતી. એટલું કબુલ કર્યું તે ફક્ત નાચારીએજ હતું. આયર્લાંડમાંથી સ્ટ્રાફર્ડને તાકીદે બોલાવી લીધો. એ ઉપરથી સાફ જણાયું કે લશ્કરની જમાવટ થાય કે પાછો જુલમ કરવાનોજ વિચાર એના મનમાં હતો. આ જોઈ સ્કાટલાંડની પાર્લામેંટે ધર્મ સંબંધી જે તકરારો હતી તે ઉપરાંત રાજાનો અખત્યાર ઓછો કરનારી એવી એવી આગણીઓ કરવા માંડી કે રાજાના પ્રતિનિધિએ ખીજવાઈ જઈ તે પાર્લામેંટને બરતર્ફ કરી. પણ

આ સમયેની બરતર્ફીને કોણ ગાંઠે એમ હતું. તેઓ પોતાનું કામ કર્યાજ ગયા, અને પર્યંતે સ્કાટલાંડ સાથે ખરેખરી લડાઈ ચલાવવાનો રાજાને વખત આવી પહોંચ્યો.

ચોથી અથવા ટુંકી પાર્લામેંટ—આ લડાઈ ચલાવવાને માટે જોઇતા નાણાં પાર્લામેંટ વિના મળવાનો કાંઈપણ સંભવ રહ્યો નહોતો, તેથી ચાર્લ્સે આખરે હારીને અગીઆર વરસે ચોથીવારની પાર્લામેંટ બોલાવી. ઈ. સ. ૧૬૪૦. ઇંગ્લાંડમાં આટલી આટલી આપઅખ્તીઆરો રાજાએ ચલાવી હતી તે બધું વીસરી જઈ, આ પાર્લામેંટ નાણાં આપવાનીજ વાત કરવા બેસે, એ બનવું અશક્ય હતું. તેણે આવી, એક દોકડો પણ આપવા પહેલાં, હમેશની માફક પાછલા જુલમની દાદ દૃઢતાથી માગી. મૂર્ખ રાજાએ એ જોઈ એક મહીનામાંજ તેને વિસર્જન કરી, અને તે ઉપરથી એ ટુંકી પાર્લામેંટ કહેવાય છે.

હવે ઇંગ્રેજ લોકનો પણ ઘણા વખતથી દાબી રાખેલો જુસ્સો બહાર નીકળવા લાગ્યો. લંડનના દુકાનદારોએ હડતાળ પાડી બિશપલાંડના મહેલ ઉપર ચડી જઈ બહુ તોફાન કર્યું. સેંટપૉલના દેવળમાં ધુસી જઈ ત્યાં હાઈ કમિશનની કોરટ બેસતી હતી તેને હાંકી મૂકી, ખુરશી ટેબલોના ચૂરેચૂરા કરી નાખ્યા, અને "હવેથી બિશપ નહિ, હાઈકમિશન નહિ, અમારે એમાંનું કાંઈ નહિ," એમ પોકારતા નીકળ્યા ઇંગ્લાંડના દરેક ભાગમાં આ ઝગડો બિશપની લડાઈએ નામથીજ ઓળખાતો હતો, અને બંધાની મનોવૃત્તિ એવીજ હતી. રાજાએ જે શિપાઈઓ ભેગા કર્યા હતા તે લોકમાંજ ધર્માભિમાન એટલું બધું હતું, કે જો પોતાનો જમાદાર પોપિશ મતનો છે એમ લાગતું કે તુર્તજ તેને ઠાર કરતા, સ્કાટલાંડના બળવાખોરને સંમદુઃખી ગણતા, તેનાસામે લડવા જવું બહુ વસમું લાગતું, અને લાગ ફાવે તુર્ત નાસીને પોતાને ગામ જતા રહેતા.

પાર્લામેન્ટને વિસર્જન કરી તે વેળા એક અનુભવી દેશભક્તે વાજબીજ કહ્યું કે એકવાર ઘણું ભુંડું થવુંજ જોઇએ, કે આખરે તેમાંથી રૂડું ફળ નીકળે. અને, રાજાનો જુલમ હદની બહાર જાય ત્યારેજ પ્રજાપ્રકોપ ઉભો થાયછે. હવે તે સમય પાસે હતો.

સમો બહુ બારીક હતો. ઠેકાણે ઠેકાણે ઇંગ્રેજોમાં બંડની ઉભરાતા

આગી હતી, સ્કાટલાંડ તો ખુલ્લું બંડ કરીનેજ ઉઠ્યું હતું કે એટલુંજ નહિ તેના લશ્કરે હદ છોડી ઈંગ્લાંડમાં પ્રવેશ કર્યો હતો; ન્યુકાસ્ટલ વગેરે કેટલોક ભાગ કમજે કરી લીધો હતો, ત્યાંથી કહેણ કાહાવ્યાં હતાં કે અમારી માગણી આપો ને અમે સલાહ કરવા તૈયાર છઈએ; અને ઈંગ્લાંડની ખુદ રૈયતની લાગણી આવે સમે રાજા કરતાં એ બંડખોરોના તર્ફ વધારે હતી. બે અમીરોએ તો હાથોહાથ રાજાને અર્જી આપી કે તમારે સ્કાટ્લાંડ સાથે સલાહ કરવી જોઈએ. વેન્ટવર્થ જેને હાલ સ્ટ્રાફર્ડનો અમીર બનાવ્યો હતો તેણે; આ બેતરા અમીરોને પકડ્યા, ને પોતાના નિઠર સ્વભાવ પ્રમાણે તેમને ગોળીએ મારવાનો વિચાર બતાવ્યો. પણ મંત્રી મંડળની તેમ કરતાં છાતી ચાલી નહિ. સ્કાટસેના તો આગળ ચાલીજ આવતી હતી. હવે કરવું શું? અમીરોની મહાસભા બોલાવી, પણ તેમણે સર્વાનુમતે એમ કહ્યું કે સમગ્ર પાર્લામેંટ બોલાવ્યા વિના કાંઈ થઈ શકે નહિ. રાજા હવે શું કરે! હાર્યો; મમત મૂક્યો; ને ખરાબી થાયછે એમ મનમાં જાણતાં છતાં એણે નાચારીએ મોતના કાંકા દાખલ પાર્લામેંટ બોલાવવાના હુકમ કાઢ્યા. ઈ. સ. ૧૬૪૦

આ લાંબી પાર્લામેંટ કહેવાયછે કેમકે તે છેક ઈ. સ. ૧૬૫૩ સુધી બેઠી, અને રીતસર તેનું વિસર્જન તો છેક ઈ. સ. ૧૬૬૦ માંજ કરવામાં આવ્યું. આ પાર્લામેંટ આવી ત્યાંથી રાજાની સત્તા પરવારી એમ સમજવું.

૨૦. લાંબી પાર્લામેંટ. પ્રથમ બેઠી તે સમે રાજા ત્યાં પેંડે ઠાઠમાઠ વિના ગયો; અને ભાષણ આપ્યું કે બંને પક્ષે હવે એક બીજાનો અવિશ્વાસ કાઢી નાખવો. રાજાના આ બોલ ખરા દિલના હતા, પણ હવે એક બીજાનો વિશ્વાસ પડવો એકેવળ અશક્ય હતું. પાર્લામેંટનો પ્રમુખ જેને કરાવવા રાજાએ ધાર્યું તેને ન પસંદ કરતાં તેમણે બીજાનેજ નીમ્યો. રાજાએ આગ્રહ કર્યો કે સ્કાટલોકો ચડી આવ્યા છે તેનો કાંઈ વિચાર કરો, પણ પાર્લામેંટે તે ન ગણકારતાં રૈયતના દુઃખ નિવારણનુંજ કામ પહેલ વહેલું પોતાના હાથમાં લીધું, અને એમજ કરવું તે સમે ઉચિત હતું કેમકે તે લશ્કરને ધોકેજ રાજા પાંસરો થયો હતો, અને દુઃખો તે નિવારણ કરવાનાં કેટલાં બધાં હતાં! અગીઆર અગીઆર વરસનાં જુલમથી લોકો તોબા તોબા પોકારી રહ્યા હતા. દરેક સભાસદ પોતાના ગામની ફર્યાદોના થોકડે થોકડા

બાંધીને, આપ્યો હતો, અને હજી લોકોના ટોળેટોળાં પાર્લામેંટ આગળ ફર્યાદ ફર્યાદ કરતાં દોડ્યાં આવતાં હતાં. આ બધાં પ્રજા દુઃખોની તપાસ કરવાને ચાળીશ કમિટિઓ નીમાઈ, અને તેમનો અભિપ્રાય આવ્યા પછી પાર્લામેંટે સ્ટાર્ચેંબર, હાઈકમિશન, વગેરે જુલમ કરનારી કોરટોને એકદમ કાઢી નાંખી, અને તેમના જુલમથી જે જે લોકો કેદમાં ગયા હતા તેને છૂટા કરી માન સન્માનની સાથે તેને નુકસાનીનો બદલો સરકારમાંથી આપ્યો. વાહાણ વેરો ગેરકાયદેસર હતો એમ ઠરાવ કર્યો, અને હાંપડનની સામું હુકમનામું હતું તે રદ કર્યું. જે જે સરકારી અમલદારોએ કાયદા વિરૂદ્ધ રાજાને કહી જુલુમ કર્યા હતા તેની તપાસ કરી ગામેગામથી પ-ત્રક મગાવવા માંડ્યા, અને તેથી રાજપક્ષમાં ભારે ભંગાણ પડ્યું. કેટલાક મોટા અધિકારીઓ રતોવાઇ બીહને દેશપાર જતા રહ્યા. બિષપલાડને પકડી કેદખાનામાં પૂર્યો, અને વેન્ટવર્થ અથવા સ્ટ્રાફર્ડનું શું થયું તે આ-પણે જોઇએ છઇએ. પાર્લામેંટ ત્રણ ત્રણ વર્ષે ભરવીજ જોઇએ એવો કા-યદો કર્યો, અને જો રાજા નિમંત્રણ પત્રો ન મોકલે તો બાર અમીરોએ ભેગા થઇ એમ કરવું, અમીરો એમ નકરે તો ગામેગામના સ્વરાજ્યધારી પુરૂષોએ તેમ કરવું, અને તે પણ તેમ નકરે તો મત આપવાનો અધિકાર ધરાવનારાઓએ પોત પોતાની મેળેજ પોતાના સભાસદો પસંદ કરવા અને તેમણે આવી પાર્લામેંટ ભરવી. ઇ. સ. ૧૬૪૧

પીમ. આ સમે પાર્લામેંટમાં સૌથી અનુભવીને પાણીદાર માણસ હતો. એની ઉમર હાલ ૫૬ વર્ષની થઈ હતી, અને પાર્લામેંટમાં બેસતાં એને ૨૬ વર્ષ થયાં હતાં. એણે ઘણી ઘણીવાર દેશની સ્વતંત્રતાને માટે રાજાની સાથે બાથો ભીડી હતી, અને તેમ કરવાથી એક બેવાર કેદ-ખાનામાં પણ જવું પડ્યું હતું. હાલ એના જૂના સાથીઓ સઘળા મરી પરવાર્યાથી દેશ સ્વતંત્રતાનું નાવ સઘળું એને ભરોસે હતું. પણ તેને ત-રાવવા એ સંપૂર્ણ શક્તિમાન હતો. એ અગાઉથીજ જાણતો હતો કે ચાર્લસના આડા સ્વભાવથી કોઈ વખત આવો પ્રસંગ આવવાનો છે; અને તેને માટે એણે પૂરતો વિચાર કરી રાખ્યો હતો. એ ઘણો ગંભીર, દીર્ઘ બુદ્ધિનો પુરૂષ હતો, અને જો "વેન્ટવર્થ" ને જુલમની મૂર્તિ કહીએ તો એ સાક્ષાત ધર્મનો અવતાર હતો. કાયદાનું કેમ રક્ષણ કરવું એજતઈ

એનું નિરંતર લક્ષ હતું. "વેન્ટવર્થ" ફરીને પ્રથમ રાજ પક્ષમાં ગયો તે વેળા એણે પોતાની દીર્ઘદૃષ્ટિથી તેને જે ભવિષ્ય વાણી કહી હતી તે અંમલમાં આણવાનો સમય હાલ આવી પહોંચ્યો હતો. ચોતરફથી લોકમાં પોકાર ઉઠ્યો કે સ્ટ્રાફર્ડને તો દેહાંત દંડની શિક્ષા થવી જોઇએ, અને તે કરાવવાનું કામ પીમે હિંમતથી પોતાને માથે લીધું. ભર પર્લામેંટમાં એણે રાજદ્રોહનું તહોમત તેની ઉપર મૂક્યું. અને તેને આ વાતની ખબર થાય તો તે પાર્લામેંટ વિસર્જન કરાવે, એવી અગમચેતી રાખી. એણે એ તકરારની પર્યંતે પાર્લામેંટના બારણાં બંધ કરાવ્યાં. સર્વાનુમતે એની દરખાસ્ત બાહાલ રહી, અને તે લઇને તે અમીરોની સભામાં ગયો. ત્યાં વાદવિવાદ ચાલે છે એટલામાં સ્ટ્રાફર્ડને ખબર થવાથી તે ત્યાં દોડ્યો આવ્યો, પણ આવ્યો તેવોજ એને પકડીને કિલ્લામાં મોકલાવી દીધો. પાર્લામેંટના અગ્રેસરો સ્કોટ લશ્કર સાથે પત્ર વ્યવહાર ચલાવે છે એ વાતના પૂરાવા તૈયાર કરી તે પોતાની સાથે લાવ્યો હતો, પણ તેને કોઇએ બોલવા દીધો નહિ, અને કેદમાં ગયો ત્યાંથી તે કદી છૂટવાજ પામ્યો નહિ. રાજા તો આ જોઇ ભયભીત થઇ ગયો. સ્ટ્રાફર્ડને જીવતો મૂકો તો તમારોમાંના મુખીઓને હું મારો કારભાર આપું એમ રાજાએ ખાનગી રીતે કહાવ્યું, પણ બધાએ જોયું કે આ સમો લાલચમાં ફસાવાનો નથી. તેથી સ્ટ્રાફર્ડની સામા રાજદ્રોહનું કામ રીતસર ચાલવા માંડ્યું. ઘણા દિવસ ગયા, અને તેમાં એની ગેરકાયદે વર્તણુંકના દાખલા હજારો રજુ થયા.

પંદર દિવસ થવા સ્ટ્રાફર્ડ પોતાનો બચાવ પોતેજ ધીરજ તથા ચતુરાઇથી કર્યા કરતો હતો. તેનો હવે છેવટનું ભાષણ આપવાનો વારો આવ્યો. આ સમે એણે પોતાની અદ્ભુત શક્તિ બતાવી. એ માંદો હતો તોપણ ઉભા થઇ અઢીકલાક સુધી બોલ્યો, અને પોતાની ઉપર રાજદ્રોહનું તહોમત મૂક્યું હતું તેનું મન માનતી રીતે ખંડન કરી એવું તો અસરકારક ભાષણ આપ્યું કે બધાની આંખમાં આંસુ આવ્યાં, એના શત્રુઓને પણ દયા આવી, અને પીમ પણ તેની સાથે નજરેનજર મળી ત્યારે ગળગળો થઇ ગયો. પણ કરવું શું? જો દયા કરવા જાયછે, તો આખા દેશની સ્વતંત્રતા ડૂબેછે.

પીમની તો મૂળથી તકરાર એ હતી કે શાસ્ત્ર (કાયદાને) આધારે

રાજાછે, અને તેથી જે શાસ્ત્રનું નિકંદન કરવા માગેછે તેણે રાજાનું નિકંદન કરવા માંડ્યું એમસમજવું જોઇએ. એણેતો એમ પણ કહ્યુંકે આપઅખત્યારી રાજ રાજાના જાનને નુકશાન કરેછે, અને એશિયાખંડના જુલમગારોના દાખલા થાયછે તે ઉપરથીસાફ માલમ પડેછેકે જે રાજા આપઅખત્યારી સત્તાને ઉત્તેજન આપે છે. તેનો પરિણામે જાન ગયાવિના રેહેતોજ નથી હામ્પડનપણ એવાજમતનો હતો, પણ અમીરોની સભાને એતકરાર પસંદ પડીનહિ. તેમણે કહ્યું કે રાજાના કહ્યાથી રાજાના લાભમાં જે કોઇ કામ કરેતેને રાજદ્રોહી ઠેરવવો એતો જરા દેખીતુંજ ઉંધુંછે. પણ એ ઉપરથી તેમનોવિચાર સ્ટ્રાફર્ડને છોડી દેવાનો થયો એમ સમજવું નહિ. ઇનસાફની કોર્ટમાંથીતેકામકાઢી નાખી અર્જીરૂપે તેને પાછું ઉભું કર્યું અને તેમાં લખ્યું કે એણે દેશની સ્વતંત્રતા તોડવાને પ્રયત્ન કર્યા માટે એને દેહાંત દંડ થવો જોઇએ. એઉપર આમની સભાએ સહી કરી અમીરો તર્ફ મોકલી અને તેમણે તેઉપર સહીઓ કરી રાજાતર્ફ રવાને કરી.

આ પદ્ધતિનો ફેર થવાથી રાજા ચહાત તો પોતાના પ્રધાનને બચાવી શકત ખરો. કેમકે એણે સહી ન કરી હોત તો કોઇથી હવે તેને કાંઇ કરી શકાત નહિ. પણ તેમ કરવાથી એને પાર્લામેંટ સાથે એશક ખુલ્લી લડાઇ બાંધવી પડત, અને તે વાતનો વિચાર કરી બહાદુર સ્ટ્રાફર્ડે રાજાને લખી મોકલ્યું કે આપનો લાભ થતો હોય, તો હું મરવાને ખુશી છઉં. બીકણ રાજાને એટલુંજ જોઇતું હતું. તેણે તે અર્જી ઉપર સહી કરી. જ્યારે સ્ટ્રાફર્ડ ઉપર શિરચ્છેદનો હુકમ આવ્યો, ત્યારે તે બિચારાનું આ વચન બોલી ઉઠ્યો કે "રાજાઓનો વિશ્વાસ કરીશ માં, માણસોનો વિશ્વાસ કરીશ માં, કેમકે તેમના બોલાવવામાં કાંઇ સલામતી નથી" આ પ્રમાણે રાજાનો ફિટકાર કરવાનો સ્ટ્રાફર્ડને પૂરો હક હતો. કેમકે આયર્લાંડથી આવતાં જ્યારે એણે આનાકાની કરી હતી ત્યારે આ બેવચની રાજાએ તેને સાફ લખ્યું હતું કે બેધાશક તું અહિયાં આવ અને હું તારો એક વાળ પણ વાંકો થવા દઇશ નહિ. તેછતાં સ્ટ્રાફર્ડે મરતાં સુધી પોતાની હિંમત છોડી નહિ. શૂળીએ જતાં વાટમાં બિશપ લાડની ઓરડી આગળ ઉભા રહી તેની છેલ્લી મુલાકાત લીધી, અને શૂળી આગળ લોકોની ઠઠ મળેલી હતી તે જોઇ એના કોઇ મિત્રે કહ્યું કે સમાલજો, ત્યારે એ બોલ્યો

કે હું લોક ને મોત સર્વેની સાથે નજરે મેળવવાને સમર્થ છું, અને રોજ જેમ હું સૂતીવેળા મારૂ આ બદન ઉતારતો હતો તેમજ હું આજે આ શામ, બદન ઉતારીશ તેમજ કર્યું. થીર પગલે શૂળી દેનારની આગળ એ ગયો માથું નીચુ ધર્યું. અને તે એક ઝટકાની સાથે જાદું પડ્યું. આ જોઇ લોકોએ મોટી ખુશીનો પોકાર ઉઠાવ્યો,ને તે ખબર શહેરમાં પહોંચતાં દેવલોમ માંથી જય જયકારના ઘંટનાદ નીકળ્યા, ઘેરેઘેર દીવાળી થઈ, આતશબાજીઓ ફૂટી, અને જે લોકો સ્ટાફર્ડનો શિરચ્છેદ જોવા દુરથી લંડનમાં આવ્યા હતા તે ગામેગામ "એનું શિરચ્છેદ થયો, શિરચ્છેદ થયો ગયું" એમ હર્ષથી પોકારતા ટોપીઓ ઉછાળતા પોતાને ઘેર જઈ પહોચ્યા.

---

## જગતમાં ઉત્તમ આધારો.

### દોહરા.

માત તાત સદ્ગુરૂતણી, શિક્ષા જે સુખકાર;
સમજીને નિત વર્તવું, એ ઉત્તમ આધાર. ૧
હિતકારક મિત્રો તણાં, હિમતને સુવિચાર;
ચિત્તે નિત્ય શાંતિ કરે, એ ઉત્તમ આધાર. ૨
સુબંધુ કેરા સ્નેહનો, જ્હેજ ન આવે પાર;
સંકટ વેળા શિર દિયે, એ ઉત્તમ આધાર. ૩
દ્રઢ મનથી દાતારજે, કરવા પરઉપકાર;
જરે વાવરતાં નવ ડરે, એ ઉત્તમ આધાર. ૪
પવિત્ર નીતી પુસ્તકો, સદ્ગુણના ભંડાર;
સુબોધ આપે સર્વદા, એ ઉત્તમ આધાર. ૫
શાણાં પાડોશી અને, સંપીલો પરિવાર;
સુખ દુખમાં પાંતી લીએ, એ ઉત્તમ આધાર. ૬
અધિકારી સરકારને, શાણા સલાહકાર;
પાળે પ્રજા દયા થકી, એ ઉત્તમ આધાર. ૭
તારક ભવસાગર થકી, કર્તા જે નિસ્તાર;
સદ્ભક્તિ સાધન સદા, એ ઉત્તમ આધાર. ૮

સદાચારે સુ વિચારથી, શોધી સાર અસાર;
સાર સાર ઉરમાં ધરો, એ ઉત્તમ આધાર. ૯
કરૂણા સાગર શ્રીપ્રભુ, દીનબન્ધુ દાતાર,
જે સૌનું સારૂં કરે, એ ઉત્તમ આધાર. ૧૦
સંતોષી સાત્વિકમતી, નિર્મળ મંન વિચારે;
નિત પ્રેરે શુભ પ્રેરણા, એ ઉત્તમ આધાર. ૧૧
અધમકર્મ અળગાં કરી, આણી પૂરણ પ્યાર;
ધર્મ ધ્યાન નિશ્ચળ કરો, એ ઉત્તમ આધાર. ૧૨
'કાન' વિનંતિ કામની, ગુણિયલ વારંવાર;
શુભ લક્ષણ ધારણ કરો, એ ઉત્તમ આધાર. ૧૩

કા. વિ. પ.
ખંભાળિયા.—

---

## सापनुं झेर

વિલાતના વૈદકને લગતા લેન્સેટ નામના નામાંકિત ચોપાનીયામાં તેના ગઇ તા. ૬ ઠી મે ના અંકમાં સાપના ઝેરની દવા બહાર પાડવામાં આવીછે તથા તે દવાના કૂતરા ઉપર અજમાયસો કરી તે માણસને માટે પણ ઘણી વખતે અજમાવતાં કેવી ખાત્રી લાયક માલમ પડી તે તેમાં વિગતવાર દર્શાવ્યું છે. વળી ગઇ તા. ૧ લી જુલાઇએ એજ લેન્સેટ નામના પત્રમાં મી. વિન્ટ રીસેંચ રેડ લખેછે કે કોપરા નામનો જે ઝેરીમાં ઝેરી સાપછે તેના કરડવાથી થોડીજ વારમાં માણસ મરી જાય છે. એથી હોઠ, જીભ, ગળાં આગળના ભાગોમાં લકવો થાયછે, મોંહોમાંથી પુશ્કળ પાણી નીકળે છે, ને ખેંચતાણ થઇને માણસ તરત મરણ પામેછે એવું એ ઝેર શક્ત છે. તેને સારૂ નામીચા અને કાબેલ ડાક્ટરોએ કેટલીક મહેનત અને લાંબા વખતનો અનુભવ મેળવીને માણસ ઉપર તથા કૂતરા ઉપર અખતરા કીધાછે અને તે ફાયદામંદ નીવડ્યા છે. તેમજ એવા દરદીઓના જાન નીચે લખેલા ઉપાયોથી બચ્યાછે. તારીખ. ૧ લી જુલાઇના લેનસેટમાં કૂતરા ઉપર કરેલી અજમાયશની બાબતમાં લખ્યું

છે કે સવારે ૧૦ કલાક ૧૬ મિનિટે ૪૦ રતલના એક કુતરામાં કોબરાના ઝેરનું સોલ્યુશન સાડાત્રણ સેન્ટીગ્રામ ચામડીની નીચે પીચકારીથી (હાઇ પોડરમીક ઇનજેકશનથી) દાખલ કીધું હતું ને તે કૂતરાને એમને એમ વગર દવાએ રેહેવા દીધું, જેથી તે બપોરના એક કલાકને ૨૦ મિનિટે મરણ પામ્યું; એટલે બરાબર ત્રણ કલાકને ચાર મિનિટે એ ઝેરથી તેનું મરણ નીપજ્યું.

હવે એ ઝેરના ઉતાર સારૂ બે જાતની દવા વખણાયલી અને અસરકારક છે અને તે અકેકના ગુણને મળતી આવે એવીછે. એક તો પરમેગેનેટ આફ પોટાશ. ( Permangenate of Potash ) અને બીજી લાઇકર પોટાસ (Liquor Potassæ) એ બેમાં વધારે સરસ અને ગામડાંઓમાં ડાકટરની મદદ વગર વપરાઈ શકે તેમજ જંગલીમાં જંગલી માણસ એ દવા સેહેલથી વાપરી શકે તે 'લાઇકર પોટાસ' છે એનો ઉપયોગ શીરીતે કરવો તે નીચે જણાવેલા દાખલાઓ ઉપરથી માલમ પડશેઃ—

સવારે ૯ કલાકને ૩૬ મિનિટે ૩૮ રતલના એક કૂતરામાં કોબરાના ઝેરનું પાણી સાડાત્રણ સેન્ટીગ્રામ પીચકારી મારફતે દાખલ કરવામાં આવ્યું હતું, ત્યાર પછી ૯ કલાકને ૪૪ મિનિટે એટલે આઠ મિનિટ પછી જે ભાગમાં ઝેર દાખલ કીધું હતું તેજ જગાએ દોઢ ડ્રામ (નેવું મિનિમમ) 'લાઇકર પોટાસ' ની પીચકારી (હાઇ પોડરમીક ઇનજેકશન ) મારી. એથી બપોરના ૧૨ કલાકને ૫૮ મિનિટે કૂતરો ઘણોજ બેચેન માલમ પડ્યો, ને વારંવાર ઉલટીઓ થઈ. પણ સાંજના ૪ કલાક ને ૪૫ મિનિટે તે શાંત હાલતમાં આવ્યું ને ઉલટી તદન બંધ થઈ, તેમજ એ જાનવર તદન સારૂં થયું. બીજા એક કૂતરાની ઉપર 'પરમેન ગેનેટ આફ પોટાશ' ની દવા વાળો ઇલાજ અજમાવી જોવામાં આવ્યો હતો અને તેથી પણ તે કૂતરો સારો થયો હતો, પણ તે દવાથી સારૂં થતાં બે દિવસ લાગ્યા હતા અને લાઇકર પોટાશથી જલદીથી સારૂં પરિણામ આવેછે માટે 'પરમેન ગેનેટ આફ પોટાશ'ના ઇલાજનો આ જગે લખવા અમે દુરસ્ત ધારતા નથી.

પણ હવે માણસ જાતના ઉપર પણ એ દવા કેટલી બધી અસર કરેછે તે જુઓ. ગઈ તા. ૬ઠી મેના લૅન્સેટમાં મદ્રાસ લશ્કરના પ્રખ્યાત ડીપ્યુટી. સરજન જનરલ જોન શોર્ટ એમ. ડી. એ. સાપના ઝેરને સારૂ મદ્રાસની મેડિકલ કાલેજમાં કેટલાક પ્રખ્યાત વિદ્વાન પ્રોફેસરોની રૂબરૂ અજ્માત શઓ કીધાછે. તે વિષે એવું લખ્યુંછે કે સાપના કરડેલા દરદીઓ ઉપર "લાઇકર પોટાશી" નામની દવા વાપરવાથી બધા દરદીઓ તદન સાજા થયાછે એની ખાત્રી સારૂ અમે એ સવિસ્તર હકીકત નીચે લખીએ છઇએ.

તા. ૪ થી આગષ્ટ સને ૧૮૮૦ ને દિવસે મદ્રાસમાં માધવરાવ ઓયુ નામનો પોલીસ કોન્સ્ટેબલ હતો. તેની ઉમર તે વેળા ૨૫ વરસની હતી. તેના જમણા પગની ઘૂંટી ઉપર સાપેડંખ માર્યો હતો, જેથી તે જગા ઉપર બે નાના જખમો પડ્યા હતા, પગ સુઝી ગયો હતો, દરદ પણ ઘણું થતું હતું, ચકર ઘણાં આવતાં હતાં અને તેની નાડી ઘણી ઉતાવળી ચાલતી હતી. એનો ઇલાજ એવીરીતે કરવામાં આવ્યો કે પ્રથમ તો જખમને નાના નસતરથી ત્રણ ચાર ચપકા મૂકી સારી પેઠે લોહી નીકળવા દીધું અને પછી પીવા સારૂ નીચે મુજબ દવા આપી:—

| | |
|---|---|
| લાઇકરપોટાશી | ડ્રામ. ૩ |
| બ્રાંડી | આંઉશ. ૬ |
| પાણી | ,, ૪ાા |

એ ત્રણે વસ્તુની મેળવણી કરી એમાંથી ૧ાા દોઢ આઉંસ દર કલાકે પાવાનું ફરમાવવ માં આવ્યું અને તે મુજબ આ દરદીને નીચે એ દવા પાવામાં આવી એની સાથે કરડેલા ભાગ ઉપર ચોપડવા સારૂ નીચે મુજબ પાણી બનાવી તે ઉપર મૂકયા કર્યું.

| | |
|---|---|
| લાઇકરપોટાસી | આઉંસ. ૩ |
| ગરમ કરેલું પણી. | ,, ૧૦ |

એ બે વસ્તુ સારી પેઠે મેળવીને તે મેળવણીને જખમ ઉપર મૂકયા કરવી, અને એ મુજબ આ દરદીના પગ ઉપર તે મૂકયા કીધા. જેથી બીજે દિવસે એટલે તા. ૫ મી આગષ્ટ સને ૧૮૮૦ ને દિવસે તેનો પગ વધારે સુજેલો ખરો, પણ દરદ ઘણું નરમ પડ્યું અને સોજાને સારૂં ગ-

રેમ પાણીનો શેક કીધો તથા પોટીસ મારી. એથી તા. ૬ ઠીએ સોજો પણ ઉતરી ગયો. દરદ નરમ પડ્યું, જખમો રૂઝાવા લાગ્યા અને પ્રાંડી કબજ હતો તેથી જુલાબ પણ આપ્યો હતો, તા. ૮ મી એ તો તે તદન સારો થયો.

બીજો દાખલો—૪૦ વરસની ઉમરના એક હિંદુને મદ્રાસની જનરલ ઓસ્પિટાલમાં લઈ જવામાં આવ્યો હતો, તે ઘણીજ ખરાબ હાલતમાં આવી પડ્યોહતો. તેના મોહોમાંથી પુશ્કલ લોહી નીકળતું હતું, ને બેભાન થઈ ગયો હતો, વળી તેને કમળો પણ થઈ આવ્યો હતો, આંખો સુઝી આવી હતી, જુલાબ આવતો નહોતો ને ધાસ્તી ભરેલી હાલતમાં હતો. આ દાખલામાં પણ ઉપર જણાવેલોજ ઇલાજ લાઇકર પોટાસીનો કીધો હતો ને બ્રાંડી પીવામાં આપી હતી વળી આ દરદીને લાઇકર પોટાસીને પાણી મેળવીને એ દવાવાળા પાણીના પીપમાં નહવાડવા થોડીવાર રાખ્યો હતો. તેથી દરદી મોડો સારો થયો પણ તદન આરામ થયો હતો.

પણ આ લેનસેટ નામના પત્રમાં સાપના ઝેરનો ઉપર જણાવેલો ઇલાજ આવ્યા પછી તે દવાના આધાર ઉપરથી હાલમાંજ ઈલાવના *દવાખાનાના* ડાકટર પીરોજશા દીનશાજી કુપરે એક દરદીને સારો કીધો છે, જેની હકીકત એક મીત્રની મેહેરબાનીથી અમોને હાલમાંજ મળી આવીછે. એક હિંદુ દરજી આસરે ૨૭ વરસની ઉમરનો હતો તેને ગઈ તા. ૨૦ મી જ્યુલાઇએ સાંજના સાપે કરડ્યો હતો અને તે કરડીને નાસી ગયો હતો, તેથી કઈ જાતનો સાપ હતો તે માલમ પડ્યું નથી. જો પકડ્યો હોત તો તે સાપની જાત માલમ પડી આવત. એ દરજીને ઈલાવના સરકારી દવાખાનામાં લાવ્યા હતા. તેના ઉપર, ઉપર જણાવેલા ઇલાજોમાંનો એક સારો ભરોસેદાર ઈલાજ મજકુર ડાકટરે લાગુપાડ્યોહતો

પ્રથમ આવ્યો ત્યારે દરદીની હાલત એવી તરેહની હતી કે તે પગે ચાલીને આવ્યો હતો. તેના એક પગની પાટલી ઉપર ઝીણા ઝીણા ડંખના ચાર જખમો હતા. તે ડંખ વાળી જગાની ઉપરના ભાગને બાંધી લેવામાં આવ્યો હતો; એવા વિચારથી કે ઝેર ઉપર ચઢે નહિ. ઉપજા

બાગને બાંધ્યા પછી તુરત કરડેલી જગાએ નસ્તરથી ૩-૪ ચપકા મૂક્યા ને લોહી નીકળવા દીધું. દરદીને સાપ કરડવાથી ચકર આવતા હતા ને ગળું સુકાતું હતું. ડાકટરે દરદીને કાળાં મરી ચાવવા આપ્યાં, તેનો સ્વાદ દરદીને બરાબર તીખો નહિ લાગ્યો. ને સાપનું ઝેર ચડ્યુંછે એવી રીતના ચિન્હો માલમ પડ્યાં. એથી ડાક્ટરે તરતજ લાઇકર પોટાસીના ૩૦ મી નિમમની પીચકારી (હાઇ પોદરમીક ઇનજેકશન) મારીને નીચે પ્રમાનીણે દવા પીવા સારૂ આપી.

| | |
|---|---|
| લાઇકરપોટાસી | ડ્રામ ૪ |
| બ્રાંડી | આઉંસ. ૧૦ |
| પાણી | આઊંસ. ૫ |

એ સઘળાને મેળવીને એમાંથી દોઢ આઊંસ દરકલાકે પાવાને ફરમાવ્યું ને ચોપડવા સારૂં નીચે મુજબનું લોશન (પાણી) તૈયાર કરી આપ્યું.

| | |
|---|---|
| લાઇકરપોટાસી | આઊંસ. ૧ |
| પાણી | આઊંસ. ૩ |

આ બને ચીજો સારી પેઠે મેળવીને એનું લોશન મૂક્યા કીધું. આ દરદીને દવાની પીચકારી માર્યા પછી તેમજ દવાનો એક ભાગ પાયા પછી તેના ચકર તથા પાણીની સોશ કમી થવા લાગી, અને બે કલાક પછી તેને આરામ એશ થવામાંડી, આખીરાત સારીરીતે ગુજારી અને ઝેરનાં ચિન્હ દુર થયાં. બીજે દિવસે એટલે તા. ૨૧ મી જ્યુલાઇએ પગ થોડો સૂઝેલો રહ્યો હતો પણ હવે તો તે તદન સારો થયોછે.

*હમે ઇછીએ છઇએ કે ઉપર જણાવેલી દવાનો સઘળા દરદીઓ ઉપયોગ કરે અને વાંચનારાઓ એ દવાથી સઘળાને જાણીતા કરે.

(વર્તમાનસાર, ૧-૮-૮૨)

# पुस्तकोनी पहोंच.

**શ્રી ગૌરીબાઈનું જન્મ ચરિત્ર.** રચાવી પ્રગટ કરનાર વડનગરાભ્યંતરે નાગરશુભેચ્છક સભા. કિંમત આના ૪. એ બાઈ ડુંગરપુરના કોઈ વડનગરા નાગર ગૃહસ્થને ઘેર જન્મી હતી. પાંચ વરસની થઈ ત્યારે માબાપે પરણાવી, ને આઠ વરસની ઉમરે રાંડી. આ જોઈ માબાપે વાંચતાં લખતાં શીખવ્યું, ને તેનું ચિત્ત પાઠ પૂજા, હરિકીર્તન, તથા પાછળથી પંડે ભજનો બનાવવા તર્ફ લાગ્યું. તેણીએ પોતાની આખી જીંદગી સદાચરણે દેવભક્તિમાં, ને કવિતા બનાવવામાંજ ગાળી. લોકો એને મીરાંબાઇનો અવતાર કહેતા હતા. એ પાછળથી સમાધી લેતાં શીખી હતી, પણ તે તથા બીજા કેટલાક પરતા વખતે વખત બતાવ્યા તે વિષે જે આ ચરિત્રમાં લખ્યુંછે તે બાબત અમે કાંઈ અત્રે અભિપ્રાય આપવા ઇચ્છતા નથી. ગૂજરાતી ભાષામાં સ્ત્રીકવિ લેખે તે જન્મચરિત્રને પાત્ર છે, અને તેને પ્રસિદ્ધિમાં આણવા માટે વડનગરાભ્યંતરે શુભેચ્છક સભાને માન ઘટેછે. કવિતાના પાંચ દશ નમુના અત્રે આપ્યા છે તે તો અમને કાંઈ સારા લાગતા નથી, પણ ધારીએ છઈએ કે બીજી કવિતાઓ સારી હશે.—

હાલ કેટલાક નમાલી ચોપડીઓ લખીને છપાવવા લાગ્યાછે તે કરતાં આ પ્રમાણે જૂના ગ્રંથકારોના પુસ્તકો અથવા ચરિત્રો ખોળ કરીને પ્રગટ કરતા હોય, તો દેશને વધારે ફાયદો થાય એમ અમને લાગેછે.

**ચતુરસિંહ પ્રવાસ વિભાગ પહેલો.** રચનાર ત્રવાડી આત્મારામ વિ. નારણજી ભાવનગર. કિંમત આઠ આના. આ ચોપડી કલ્પિત વાર્તાની છે, અને તેના બનાવનારમાં કેટલીક ભાષા લખવાની સ્વભાવિક શક્તિ, બુદ્ધિનું ચાંચલ્ય તથા રસિકતા છે, પણ સંભવાસંભવનો વિચાર નથી, જો, અનુભવને અભ્યાસથી એ સ્વભાવિક શક્તિને નસ્ત્રભાવે સંસ્કારી કરશે, તો આગળ જતાં એ સારો ગ્રંથકાર થઈ પડશે કલ્પિતને બદલે ચાલુ વખતને લગતી રીતભાતો દર્શાવનારી નાનીનાની વાર્તાઓ લખવાની અમે આ હોંસીલા જુવાનને ભલામણ કરીએ છઈએ.

**મધુકૈટભ અને મહિષાસુર વધ.** બનાવનાર જયશંકર આણંદજી

જાની. કહેછે કે મૂળ વ્રજ ભાષામાંથી તર્જુમો કર્યોછે. ગમે તેમ હો પણ એ બનાવનારમાં નાટક કે પુરાણોનું કાંઈ પણ જ્ઞાન જણાતું નથી. આજ કાલ રખડતી નાટક ટોળીઓ કેટલીક ઉભી થઇછે, તેને માટે એ લખેલું જણાયછે, પણ એવી ટોળીઓ કે આવા નાટકકારો કાંઈ પણ ઉત્તેજન આપવા જોગ નથી. એથી રસજ્ઞાન પણ બગડેછે.

**વિજ્ઞાપન પત્ર સંગ્રહ.** એમાં કોઇએ પોતાની વડનગરાભ્યંતર નાગર જ્ઞાતિને સુધારવા સારૂ સ્ત્રીઓને, પુરૂષોને, વૃદ્ધોને, જુવાનોને, બાળકોને એકેકો કાગળ લખ્યો છે. હેતુ સારો છે. લખનાર કોઈ અતિ "યુવાન" જણાયછે.

**તિમર પ્રકાશ ગીતાવળી.** નામમાંજ ભૂલછે તિમિર-પ્રકાશ જોઇએ. બનાવનાર રામેશ્વર હરદેવ તાલુકા સ્કુલમાસ્તર, ઉપલેટા. આ ગીતોમાં કાંઈ માલ નથી, અને જો એ મહેતાજીને અમારી સલાહ રૂચે તો એ છે કે કવિતા કરવી છોડી દઈ નિશાળના કામ ઉપરજ સઘળુ ધ્યાન આપવું કે પોતાને તથા દેશને વધારે ફાયદો થાય.

**દીર્ઘાયુશ.** વઢવાણના ઠાકોર દાજીરાજ ગાદીએ બેઠા તે પ્રસંગે તેમને આશિર્વાદની કવિતા, ઉપર લખેલાજ રામેશ્વર હરદેવ રાવળે બનાવી મોકલેલી તે એછે. અત્રે પણ ચોપડીનાં નામમાંજ એ મહેતાજીએ જોડણીની ભૂલ કીધીછે. પદ્યરચના તો ઠીકછે. બીજી ટીકાની જરૂર નથી.

**વિધવાનો વકીલ.** લી. રામ. ઘણું કરીને લખનાર ઉપલોજ ધણી જણાયછે. અમે સાંભળ્યુંછે કે એ લખનાર આ ચોપડી છપાવવાના કારણથી નાતબહાર થયોછે. એમ હોય તો અમે દિલગીર છૈએ, કેમકે દરેક માણસને પોતાની મરજીમાં આવે તેમ લખવા છપાવવાની છૂટ હોવી જોઇએ. જો એમા કોઇના ગેરવાજબી રીતે છિદ્ર ઉઘાડાં પડ્યાં હોય, તો તેને માટે લાઇબલની ફર્યાદ કરવી જોઇતી હતી, પણ આ રસ્તો તો નાતે બેશક જુલમનો પકડ્યોછે. તે છતાં આ પ્રસંગે આવા જુવાનીઆઓને પણ એક બે શીખામણ દેવાની છે. ભાઇઓ, તમે આવાં છેક લોકવિરોધ કડવાંજ લખાણથી શો સાર કાઢવાની આશા રાખોછો? શું આવાં લખાણથી લોકો સુધારામાં દોડ્યા આવશે એમ તમે ધારોછો? પવનને સુરજની

વાતનો સાર કેમ ભૂલી જાઓછો ? જો લોકોને હસ્તે તમે સુધારો કરાવવા ચાહતા હો. તો તો તમારે તેમને મોહાશથી રીતસર બોધ કરવો જોઇએ, ને જો તમારે તેમની કાંઈ પરવાહ ન હોય અને તમારે એકલી જાતેજ સુધારો કરવા હોય, તોતો આ બધા બકબકાટનું શું કારણ છે ? કહોછો તેમ તમારી મેળે કરો, અને નાતજાતને તેની મરજીમાં આવે તેમ કરવા દો. તેને ગાળો ભાંડી કે દબાવી, તમારા વિચાર તેની પાસે મનાવવા પ્રયત્ન કરવાનો તમને શો હક છે ? જો તમને તેમ કરવાનો હક છે, તો તે લોક પણ તમને તેમના વિચારને તાબે કરવા શા માટે ગાળો નહિ ભાંડે કે દબાણ નહિ વાપરે! તેનું તો જૂથ મોટું તેથી ફાવશે પણ ખરા, અને થાયછે પણ તેમજ. માટે આવા ઉછંકળ પણામાં કાંઇ સાર નથી, ને તે વાજબી પણ નથી, ને જેને દેશની ખરી દાઝછે તેણે એમ કરવું પણ નહિ જોઇએ. એ દેશ દાઝનો નહિ. પણ પોતાના લખાણની નાદાની ભરેલી ફક્કડાઈ બતાવવાનોજ રસ્તોછે. મહેતાજીએ તો આ બાબત ખસુસ સંભાળ રાખવાની જરૂર છે, કેમકે આવી બોલી ચાલીથી નિશાળપરથી લોકોની પ્રીતિ ઉઠી જાયછે, અને જે કામ કરવાને માટે સરકાર પગાર આપે છે તે તૂટી પડેછે.

અનંતજી બોર્ડિંગ હાઉસનો રીપોર્ટ સને ૧૮૭૯ થી ૧૮૮૧ સુધી. એના હાલના સેક્રેટરી મિ. શ્રી.વલ્લભના હાથમાં એનો કારભાર આવવા પછી તે બાઇએ વખતે વખત તેના રીપોર્ટ છપાવવાનો ધારો પડ્યોછે એ બહુ સારૂં કામ કર્યુંછે. કાઠીઆવાડના સઘળા નાગરોને માટે એ ઘણું ઉપયોગી ખાતુંછે. આં નાગરોના છોકરાને રહેવાનું તથા રસોઈઆ ચાકર ખર્ચ મળેછે, અને તેથી રાજકોટ આવી ઇંગ્રેજી અભ્યાસ કરવાનું તેમને ઘણું સુગમ પડેછે. અનંતજી બાઇની પેઠે કોઈ બીજો કાઠીઆવાડી કે ગુજરાતી નાગર ગૃહસ્થ મુંબાઇમાં આવી વીસી કાઢીને પોતાની નામના કરે તો કેવું સારૂં! ઊંચી કેળવણીના આસમયમાં તો ખરેખર મુંબાઈમાં એવા એક સ્થળની ઘણીજ જરૂરછે.

બાળજ્ઞાન વર્ધક. એ નામનું એક નાનું બારપેજી ચોપાનીઉં અમદાવાદમાં આ વરસથી પ્રગટ થવા લાગ્યુંછે. કિંમત વર્ષે છઆના છે. એમાં વિચાર તથા ભાષા ઠીક આવેછે, અને હાઈસ્કૂલના વિદ્યાર્થીઓ તરફથીજ

તે લખાય છે એ વાતનો વિચાર કરીએ છીએ સારે તે બેશક ઘણું સારૂં લખાય છે એમ અમારે કહેવું જોઇએ. અમે એટલીજ આશા રાખીએ છીએ એ ચોપાનીયું લખવા તર્ફ તેઓ જેટલી હોંસ રાખેછે તેટલી નિશાળના અભ્યાસ ઉપરે પણ રાખતા હશેજ.

કુસુમ ગુચ્છ. એ પણ એવડાજ કદનું અમદાવાદમાંથી શ્રી બાળનાગર ઉદય સભા તર્ફથી સપટેંબર માસથી પ્રગટ થવા લાગ્યુંછે. કિંમત વર્ષે ૮ આના. લખાણ ઠીકછે, પણ નામ જેવું ડોળદાર પસંદ કર્યુંછે તેવું લખાણ પણ નહિ થઈ જાય તેની તપાસ રાખવી જોઇશું. એમાંની કવિતા લખનાર તો પ્રથમ પિંગળનો અભ્યાસ કરીનેજ તેમ કરે તો વધારે સારૂં. સૃગધરા છંદની દરેક લીટીમાં ઘણું કરીને ગણદોષ લાગ્યા વિના રહ્યો નથી.

સુબોધ પ્રકાશ. એવડાજ કદનું આગષ્ટ માસથી ભાવનગર મધ્યે કોઈ સ્વદેશાનુરાગી કાઢવા લાગ્યોછે. કિંમત ચાલતી સાલના બે આના એમ છે, પણ અમને ભાસેછે કે જાનેવારીમાં વરસ બદલશે એટલે એ કિંમત આ પાંચ મહીનાનીજ સમજવી. વિચાર મધ્યમ, ને ભાષા સરસ છે. વાર્તામાં દુરાચારીના વર્ણન નઆવે તે તર્ફ સંભાળ રાખવામાં આવે તો સારૂં. એવાં ચરિત્રો છેવટે હાનિકારક છે એમ કદાપિ ગ્રંથકારે ચતુરાઇથી દર્શાવ્યું હોયછે તોપણ દુરાચારના ભભકાદાર વર્ણનથી સાધારણ વાચનારના મન ઉપર માઠીજ અસર થાયછે.

---

## सारसंग्रह.

### वडी सरकार तरफनुं बीजुं उत्तेजन.

### કાગળનાં કારખાનાં ઉભાં કરવાની જરૂર.

હિંદુસ્તાન મહિલું એવું એક શેહેર હાલ તૈયાર થયેલું જોવામાં આવતું નથી કે જે ઇંગ્લાંડથી તરેહવાર જાતના ઉંચા, સોજા, લીસા, સફેદ ફુમાસના કે ફુલસ્કેપ જેવા જાડા અને સુવાળા કાગળો આપ્યા હિંદુસ્તાનમાં પૂરા પાડે. એટલાજ માટે ઇંગ્લાંડથી ઘણી જાતના જથાબંધ કાગળો હિંદુસ્તાનમાં આવેછે, જેથી હિંદુસ્તાનમાંથી લાખો રૂપિઆ તેની

પાછળી ઘસડાઇ જાયછે. આ ઉપરથી આપણી વડી સરકારે હિંદુસ્તાનને ખીલવવા અને તેનો રોજગાર જગાડવા જેટલા તનમનથી ઉત્તેજન આપવા જાહેર કીધુંછે, તેમાં હાલ કાગળોના એક મોટા કારખાનાની તંગી જણાવીને તે ઉઘાડવા સારૂ તથા તેને મુંબઈ સરકાર તરફથી જોઈતી મદદો આપવા સારૂ નામદાર રીપને પોતાના સરકારી ગેઝેટમાં મજબૂત ભલામણ કરીને તાકીદ આપીછે. ખરી વાતછે કે હિંદુસ્તાન મધ્યે કોઈ કોઈ દેશીઓનાં કાગળનાં કારખાનાં છે તેમજ એક બે દેશી રાજ્યમાં પણ કાગળ કાઢનારી ફેકટરીઓ છે, પણ તે સોજા સફાઈદાર અને જાત જાતના કુમાસના કાગળો કહાડી શકતા નથી. હિંદુસ્તાનમાં કાગળોનો બહોળો ખપ થાયછે, પણ તે આ દેશમાં નહિ બનતાં ઇંગ્લાંડથી આવે તે હિંદુસ્તાનને નામોશી લગાડનારૂં છે, અને તેના પડી ભાંગેલા ઉદ્યોગોમાં તે એક ઉદ્યોગ રહી ગયેલો કહેવાયછે. કાગળ બનાવવાને લગતી ચીજો હિંદુસ્તાનમાં જથાબંધ ને સસ્તી મળેછે, પણ તે ઇંગ્લાંડ જઇને તેના મોંઘા કાગળો બનીને આવેછે અને તે હિંદુસ્તાનને ખરીદવું પડેછે! કાગળનાં કારખાનાં હિંદુસ્તાનમાં કહાડવાસારૂ અમે અગાડી વારંવાર લંબાણથી સમજાવીને ઉસ્કેરણી કરી છે, તેજ પ્રમાણે આપણી વડી સરકારે મુંબઈ સરકારને ઉસ્કેરી છે. પણ તે કહાડનારી એક કંપની હવે તૈયાર થવી જોઇએ. કલકત્તામાં કેટલાક શક્તિવાળા ગૃહસ્થોએ આગેવાન જાગૃત થઇને મોટા પાયાપર એક કારખાનું કહાડવાને ૬ લાખ રૂપિઆની થાપણ ભેગી કરીછે, અને તે કરવાનું કામ ધમધોકાર ચાલવા લાગ્યું છે. મુંબઈ ઈલાકા માટે કાગળો બનાવવાનું એક કારખાનું ઊભું કરવાને પૂરતું પાણી ક્યાંથી મળશે અને તે ક્યાં ઊભું થઈ શકશે તે વિષે વડી સરકારે મુંબઈ સરકાર પાસેથી રીપોર્ટ માગ્યો હતો, જેણે એવો જવાબ વાળ્યો હતો કે ઘણા જીલ્લાઓમાં પૂરતું પાણી મળવાની જોગવાઈ છે. આ પરથી વડી સરકાર જણાવેછે કે મુંબઈ શહેરમાંજ એક કારખાનું ઊભું કરવું અને તેને પૂરતું ઉત્તેજન આપવું. પણ તેને લગતી એક મીલ ઊભી કરવાનું કામ દેશી પૈસાદારોનું છે. જો કોઈ દેશી કંપની ઇંગ્લાંડના જેવા સોજા અને ત્યાંના ભાવ પ્રમાણે કાગળો પૂરા પાડવા તૈયાર થાય તો તેને હિંદુસ્તાનનાં દરેક સરકારી ખાતાંઓમાં કાગળો પૂરાં પાડ-

વાનું કંટ્રાકટ આપવામાં આવેછે,ચાને તેની સાથેચોકસ મુદત સૂધીના કોલ-કરારોથી દરેક ખાતાંઓ માટે કાગળો પૂરા પાડવા સારૂ ગોઠવણ કરેછે. માટે જે કોઈ ખાનગી ગૃહસ્થો એવી મીલ ઊભી કરવાની માગણી કરે, તેમજ તે ઉભી કરવા માટે કોઈ જગા માગે તો તે વગર ઢીલે આપવી અને તેને દરેકવાતે પૂરતી મદદ કરવી. વડી સરકારની આ મકસદ ઘણી સારી છે, તેમજ હિંદુસ્તાનને આબાદ કરનારાં સાધનોમાં તે એક સાધન છે. અમે માનીએ છીએ કે મુંબઈમાં એવા ઘણા ગૃહસ્થો છેકે જેઓ આવી એક મીલ ઊભી કરવાને સઘળી જોગવાઇ ધરાવેછે, પણ ઢીલ માત્ર તેમની સુસ્તી ઉરાડવાની છે. મુંબઇમાં એકને જોઇને બીજાને સ્પિનિંગો ઊભી કરવાનો વા ઘણો લાગ્યો છે. પણ આવા કંઈ નવા ઉદ્યોગો કે જેની હિંદુસ્તાનમાં ઘણી તંગીછે તે ઉપર ધ્યાન લગાડવાને તેઓએ મંડવું જોઇએ. (ગુજરાત મિત્ર તા. ૨૦ ઑગેસ્ટ.)

**દિલ્હીની સ્કૂલનો એક બેવકુફ માસ્તરઃ**—દિલ્હીની એક સ્કૂલનો એક નિશાળીઓ મોડો આવ્યો હશે તેથી તેના માસ્તરે તેને એક ઓરડામાં પૂર્યો. થોડા વખત પછી તે છોકરાએ એવી બૂમ પાડી કે તેને સાપ કરડે છે. પેલા માસ્તરે તે છોકરાની ઠગાઈ સમજીને બારણું ઊઘાડ્યું નહિ. જ્યારે છૂટીનો વખત થયો ત્યારે તે છોકરાને બહાર કહાડવાને બારણું ઊઘાડ્યું તો તે છોકરો મુવેલો માલમ પડ્યો. હાલ મજકુર માસ્તરને પકડી તેનાપર કામ ચલાવવામાં આવેછે, આ વાંચી જે મહેતાજીઓ વગર વિચારે ક્રૂર શરીર શિક્ષા કરતા હોય તેણે એકદમ શીખામણ લેવી જોઇએ.

**વીજળીક રોશની માટે તારનાં દોરડાંઃ**—આ સંબંધી સરકારે હાલમાં એક નવો હુકમ કહાડ્યો છેકે હવેથી એવાં જે દોરડાં નંખાશે તે, તેમજ જેઓ નંખાઈ ચૂક્યાં છે તેમને ઓસેડીને જમીનમાં દાટવાનો હુકમ થયોછે. સૂરત ખાતેની વીજળીક રોશનીનાં તારનાં આ દોરડાં નંખાશે તે, તેમજ જેઓ નંખાઈ ચૂક્યાં છે તેમને ઓસેડીને જમીનમાં દાટવાનો હુકમ થયોછે. સૂરત ખાતેની વીજળીક રોશનીનાં તારનાં આ દોરડાં થાંભલાઓપરથી પસાર કીધાંછે અને તેપણ વળી સરકારી વીજળીક તારનાં દોરડાંઓની પડોસમાંથી પસાર થાયછે. આથી આગ લાગવાની તથા

એવીજ ખીજી હરકતોનો સંભવ રહેછે માટે રોશનીવાળાં દોરડાંને આંબ-માંથી પસાર કરવાનો હુકમ થયોછે.

નવા પોસ્ટકાર્ડઃ—આપણા "હિંદુસ્તાનનો મેમ્બર" મિસ્ટર કે આ-એર્લાંડની પંચાતોમાંથી જેમ બને તેમ અળગો રહીને ટપાલ ખાતાના પોતાના સુધારામાં ગુંથેલો રહેછે. તેણે કબુલાત આપીછેકે થોડીક મુદતમાં તે જવાબ પાછો વાળવાના પેસ્ટ-કાર્ડ પ્રજા આગળ રજુ કરશે.

ચીનની મોટી દિવાલઃ—ઈ. સં. પે. ૨૨૦ માં ટેસીન વંશના શાન-શાહે બાંધી હતી. તેની લંબાઇ ૧૨૫૦ મૈલ, ઊંચાઈ ૨૦ ફીટ, જાડાઈ તળીયામાં ૨૫ ને શિખરપર ૧૫ ફીટછે.

કાગળનાં કારખાનાંઃ—દુનિયામાં કેટલાં છે તેનો અડસટ્ટો ફ્રાન્સના નાણા ખાતાના પ્રધાને ઉપજાવ્યો છે; તેના પ્રમાણે ૩૯૮૫ કાગળનાં કારખાનાં સઘળાં મળીનેછે. તેમાંથી દરવર્ષે ઓગણસાઠ કરોડ પચાસમૈલ જેટલા વિસ્તારમાં પથરાય તેટલા કાગળ નીકળેછે. તેમાંથી ૧૮૭૫૦૦૦૦૦ મૈલના વિસ્તારના કાગળ વર્તમાન પત્રોમાં છપેછે. રાજકાજમાં ૯૨૫૦૦૦૦૦ મૈલના, કેળવણીને નિશાળો માટે ૫૯૨૦૦૦૦૦ મૈલના, વેપારમાં ૭૫૦૦૦૦૦૦ મૈલના, ખાનગી પત્ર વ્યવહારમાં ૩૨૫૦૦૦૦૦ મૈલના વિ-સ્તારના કાગળ છપેછે, એ કાગળ બનાવવા માટે ૧૯૨૦૦૦ મરદ, સ્ત્રી, અને છોકરાંઓ કામે લાગેલાં છે.

હિંદુસ્તાનમાં થતા કંપ, કઇ દિશા તરફથી થાયછે, તે તપાસવા માટે હિંદી સરકારે બે હજારનો ખર્ચ કરવાની પરવાનગી આપીછે. ઈં-ગ્લાંડની રૉયલ એશિયાટિક સોસાઇટીએ પ્રથમ એ વાત બહાર પાડી હતી ને જણાવ્યું હતું કે માત્ર ૨૫૦ ) ના ખર્ચે ભૂકંપની તપાસનાં હ-થિયાર મળેછે.

આખી દુનિઆમાં લાંબામાંલાંબા પૂલ આટલા જણાયછે. આ-પણા દેશમાં આવેલી તુંગભદ્રા નદી ઉપર ૩૯૭૨ ફીટ લંબાઈનો પૂલછે, ભાવલપોર આગળ આવેલી સતલજ નામની નદીપર ૪૯૮૭½ ફીટ લાંબો પૂલછે, અમેરિકામાં પારકરસ બર્ગનો ૮૪૪૧ ફીટ લંબાઈનો છે અને યૂરોપમાં વૉલ્ગા નદીપર ૪૪૫૫ ફીટ લંબાઈનો લોઢાનો પૂલછે. આ જમા-

નામાં કેવાં મહાભારત કામ થાયછે તે આ પૂંસરપેથી જોવામાં આવશે.

ફ્રાન્સની કૂલ વસ્તી ૩૦૬૭૨૦૦૮ નીછે. (ગુજરાતી ૩જી સપ્ટેંબર)

વીજળીની થયેલી નવી શોધઃ—"પુણાઓબઝરવર" વાળો જ-ણાવેછેકે વીજળીના દીવાની શોધ થઈછે તે ઉપરાંત હાલમાં વળી એક બીજી તરેહની વીજળીની શોધ કરવામાં આવીછે. એ શોધથી વીજળીની મારફત નહાવાની ઓરડીઓ સ્થાપવામાં આવેછે. એમાં નહાવાથી સ-ઘળી જાતનાં દરદોનો નાશ થતો કહેવાય છે.

પુણામાં નીકળનારૂં કાગળનું કારખાનુંઃ—મુંબઈના કેટલાક સાહસિક પુરૂષો પુણામાં એક કાગળનું કારખાનું કહાડેછે.

---

# નિશાળોનાં ઇનામ પત્રક.

(સાધણ પૃષ્ટ ૨૧૪)

ધાનેરા.રા.અમરતલાલ માણેકલાલ તેસીલદારે રૂ૨)દાંતાવાડાનાતેસી-લદારજેઠાભાઈ બાઉચંદરૂ૨) ડી.પો.ફો.જલાલખાંન ઈબરામખાનજી રૂ૨) કારકુનહેમરાજ મુળચંદરૂ૧)મેતા.રાજકરણ ભોજુ પાલણપુરનારૂ૧)જમાદાર આસુભાઈ હાંસુભાઈ રૂ૧) ઠાકોર કમાલખાંન નીજામખાનજી ડાંગીયાના રૂ૧) મેતા.મેઘરાજ કરમચંદ ડીસાના રૂ૦ાા શા.ચતુર નેમજી ધનેરાના રૂ૦ાા મેતા. કકલ માણેકચંદ પાલણપુરના રૂ૦ાા ગાંધી ઝવેર દેવરાજ ધનેરાના રૂ૦ાા વોહોરા. જીવા સમમુદીન રામસણીઆ રૂ૦ કુલ રૂ૧૨ા તેમાંથી રૂ૨) મીઠાઈ રૂ૫ા ચોપડીઓ રૂ૫) મહેતાજીને તા. ૧૯-૯-૮૧ વરસોડા. ચાવડા જોરાવરસીંગ નાથુસીંગને પોતાના કાકાની ગાદી મળવાથી રૂ૦ા મીઠાઈ રૂ૩) મહેતાજીને—મહીસા. ત્રવાડી ભૂદર શીવશંકરે તર્ફથી રૂ૧) મીઠાઈ—લીબ. નિશાળના વાસ્તુ વખતે આમલીઆરાના ઠાકોર તર્ફથી છોકરાઓ તથા બ્રાહ્મણો જમાડ્યા તેના રૂ૧૦ાા ટુમ્બડ. રૂ૧ાા મૂખી. મોધા જમા રૂ૦ાા ફતેખાં સોરાબખાં રૂ૦ા અમરાજી મુળજી રૂ૦. નાયકાના પટેલ જાકરસન રૂ૧) પંચાસરના પટેલ હીરા રૂ૧) રાજુના પટેલ પુંજા બાલા રૂ૧) આદરીઆણાના પટેલ.ડાહ્યા રૂ૧) કુલ રૂ૫ાા એપરજ. ઇડર

ટરના એપીઅમ ઈન્સ્પેકટર આજમ પૂરણાનંદ મહાનંદ તર્ફથી રૂ૦॥ મીઠાઈ ટલાટી એમચંદ તા. મહાજન તર્ફથી રૂ૧ મીઠાઈ—રાઅગઢ. ાસણના શા. જેચંદ ધનજી તર્ફથી રૂ૦॥ મીઠાઈ. રૂ૦॥ ચોપડીયો. રૂ૧) હેતાજીને—રાધનપુર. રાણપુરના ખાનસાહેબ નીજામ મહમદખાં તર્ફથી ૧) મીઠાઈ રૂ૪॥ ચોપડીયો. રૂ૪) મહેતાજીને—કુંવારદ. મહેરબાન નાદિ બલીખાનના કારભારી મોહનલાલ તર્ફથી રૂ૧ મીઠાઈ—અમતગર. શેઠ ોહનલાલ વખતચંદે પોતાના લગનના ખુશાલીમાં રૂ૧) મીઠાઈ, રૂ૧૦-૩-૯ ચોપડીયો રૂ૯) મહેતાજીને કન્યાશાળામાં. રૂ૧) મીઠાઈ રૂ૨-૧૨-૬ ચોપ ડીઓ. રૂ૧) મહેતાજીને...કાણોદર. પટેલ મેમદજી ડોસન નુરમદ કોઠારી ગર વજીર કરીમનુરમદ તા. વલીમુમન મેમદજી સલમા નુરમદ ચોધરા ાણ માણેકચંદ મુમન અલજી વજીરજલાલ ડોસન નુરજી તથા મામા જી વલીમેદ તર્ફથી આઠ આઠ આના દલછા માણકા તથા વજીર નર ાર એ દરેકના ચચાર આના રૂ૫) મીઠાઈ રૂ૨) ચોપડીયો રૂ૧) મહેતા જી—સાદરા કન્યાશાળા. મે. ઈ. જાઈલ્સ. ઇસ્કવાયર એજ્યુકેશનલ ઇન્સ્પે ટર સાહેબ તર્ફથી ત્રીજા ધોરણના છોડી ચંચળને રૂ૧) અને તાલુકા સ્કુલમાં વડોદરા સ્ટેટના ડાયરેક્ટર રાવસાહેબ ભોગીલાલભાઈ રૂ૧) ચોપ ડીયો—બડોલી. મણીઆર મયારામ મલુકચંદે ઉનાળામાં પાણીના ખર્ચમાં રૂ૦॥ મોહનપુર. વણા પ્રગણે ઝાલાવાડના રાણાશ્રી સામતસંગજી રૂ૧) ચોપડીઓ—ગઢ. સ્કુલ કમિટિના મેમ્બર તર્ફથી રૂ૧) ચોપડીયો—ચોટાસણ. શા. તારાચંદ મોતીચંદ ઉનાળામાં તમામ છોકરાઓને પાણી પાવાનો ખરચ આપ્યો. માણસા શા. ગોપાળદાસ નારણજી નિશાળના છોકરાઓને ઉનાળામાં પાણી પાવાનો ખર્ચ—મોહનપુર. સ્કુલ કમિટિના સેક્રટરી પ્રેમાનંદ મયારામ રૂ૧॥ મીઠાઈ—રાયગઢ. રેણુંજના મહેતાજી દલસુખ ભગવાન રૂ૦ ચોપડીયો—અમનગર, મહીકાંઠાના પો. એ. સાહેબ કરનલગુડફેલો સા. તર્ફથી રૂ૩) ચોપડીયો—સતલાસણુ. ઠાકોર હરિસંગ જીએ પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૧) ચોપડીયો. રૂ૫) મહેતાજીને. દેશોતર. સાદરાના ડગલીગરો હાંસુભાઈ નુરમદ રૂ૦॥ ચોપડીયો—કુંવારદ. મે. નાદિઅલીખાનજીના મુખ્યકારભારી હરિલાલ જગજીવન રૂ૫)ચોપડીયો—સાંતલપુર. મુખી ઠાકોર શ્રી લખાજી તા. દેવીસીંગજી રૂ૧ ચોપડીયો—

વાગડી થાણદાર હારકાંદાસ પારેખે દરમાસે બુકો આપવા સારૂ ઉઘરાણું કર્યું રૂ૮ાા. દેશોતર. મે. પાલણપુરના સીનીઅર આસિસ્ટંટ સાહેબના શીરસ્તેદાર ત્રીભોવનદાસ મૂળચંદ તર્ફથી રૂ૧) ચોપડીયો—ભીલોરા. મેદાસગના ઠાકોર મેહબતસીંગજી તર્ફથી રૂ૨-૧૦-૦ મીઠાઈ રૂ૧-૬-૦ ચોપડીયો—પાલણપુર કન્યાશાળા. રાધનપુરના નવાબ સાહેબના કારભારી રાજેશ્રી હરિલાલ અમરતલાલભાઈ તરફથી રૂ૫-૧-૦ મીઠાઈ રૂ૧ાા ચોપડીયો મહેતાજીને પાઘડી છોડીયોને ઓરણી ૮ તથા સાલા ૨ ભુજના કોઠારી ભાણજીભાઈ કેસવજી રૂ૪-૩-૦, મીઠાઈ રૂ૦-૧૩-૦ ચોપડીયો—પેથાપુર. શા. પૂનમચંદ પરભુદાસે પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૧ ચોપડીયો—ખડબ્રહ્મા. તલાટી છગનલાલ લીલાચંદ તરફથી રૂ૦ાા ચોપડીયો—પાલણપુર. રાધનપુરના કારભારી રાજેશ્રી. હરિલાલભાઈ રૂ૧૦) મીઠાઈ રૂ૪) ચોપડીયો. મુખી ઠાકોર લખાજી તથા દેવીસીંગજી તર્ફથી રૂ૨) મીઠાઈ—સાતલપુર. થાણદાર તલકચંદ કેવળચંદ રૂ૨ાા મીઠાઈ રૂ૦ાા પાણીખરચ સંઘવી ફુલચંદ તા. મહાજન તરફથી રૂ૦-૯-૦ સોટા સારૂ તા. ૧૦ મી સપટેંબર ૧૮૮૧ મુ૦ સાદરા—થરાદ. કુંવરશ્રી અભેસંગજીને ત્યાં કુંવરનો જન્મ થવાથી સ્કુલના તમામ છોકરાને જમાડ્યા.

જેચરામ સત્યરામ.

ડે. એ. ઇ. મહિકાંઠા પાલણપોર.

હાલાર પ્રાંત.

જા. નં. ૯૭૧

કંડોરણા. સ્કુલ કમિટિના પ્રેસિડેન્ટ તથા મેંબરો રૂ૨) પતાસાં ઠા. કરમશી કરશનજી પોતાના દીકરાને નિશાળે બેસાડીને રૂ૧ાા મીઠાઈ મી. કાળીદાસ નંદલાલ પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૧) સાકર—ખંભાલીઆ. ઠક્કર પુરૂષોતમ કાળા રૂ૬-૭-૦ કેળાં તથા પથ્થરપેન મુંબાઈના ઠક્કર દામોદર ઠાકરશી રૂ૩ાા સીસાપેન, પથ્થરપેન, કન્યાઓને છીંટના ઘાઘરા અને રૂ૧૦ ની ઘડીઆળ. કુલ રૂ૪૩ાા બારા. સ્ટેશન નવાનગરના મે. પોલીસ સુપ્રિટેન્ડેન્ટ સા. બાબુ કીસોરીમન રૂ૦-૧૪-૦ સાકર તથા ચોપડીયો—જાંબુડા. સ્કૂલ કમિટિના મેંબરોએ રૂ૩) સાકર.

અપૂર્ણ.

# ગૂજરાત શાળાપત્રના લવાજમ વિગેરે નાણાંની પહોંચ.

તા. ૧ જુલાઈ સને ૧૮૮૨ થી તા. ૩૦ મી સપ્ટેમ્બર ૧૮૮૨ સુધી.

| કોની તરફથી. | સને ૧૮૮૧ના. | ૧૮૮૨ના. | સને ૧૮૮૩ના. |
|---|---|---|---|
| મે. રાજકોટ હાઈસ્કુલના હેડમાસ્તર. | | ૧-૨-૦ | |
| આ. ઈંગ્રેજી સ્કુલના હેડમાસ્તર (ગોંડળ) | | ૧-૩-૦ | |
| ધ. આ. સરકારી ગૂજરાતી નિ. મે. (ધર્મજ) | | ૧-૩-૦ | |
| આ. એ. વ સ્કુ. (વડોદરા કેમ્પ.) | | ૧-૩-૦ | |
| મે. બા. દ. ઓ. ના. ડે. ઉ. સા. પ્રાણનારાયણ મયાશંકર. | | ૧૩૫-૧૫-૩ | |
| રા. સા. અમદાવાદ વિ. ડે. એ. ઈ. સા. | | ૧૮૦-૩-૦ | |
| રા. કરૂણાશંકર હીમતરામ | ૧-૫-૬ | ૧—૩—૦ | ૨-૭-૬ |
| રા. મોહનલાલ દાજીભાઈ (મુંબઈ) | | ૦—૯—૬ (અર્ધવર્ષના) | |
| મે. એ. અને ભરૂચ વિ. ડે. એ. ઇ. સા. | | ૧—૩—૦ | |
| રા. સા. સુરત દક્ષિણ વિ. ડે. એ. ઇ. સા. | | ૧૨૪—૦—૦ | |
| વાંસદા સ્ટેટના. ૯—૧૪-૦ | | | |
| ડે. સા. ઓફીસ ૧— ૩—૦ | | | |
| નિશાળોના. ૧૧૩— ૦-૦ | | | |
| ૧૨૪—૧—૦ | | | |
| મે. ડાકોર લાઇબ્રેરીના સેક્રેટરી. સા. | | ૦-૧૧-૦ (માસ નવના.) | |
| રા. નાગેશ્વર ફુલજી સ.ગ.નિ.મે. (ગૂજરવદી) | | ૧—૩—૦ | |
| આ. તાલુકા સ્કુલમાસ્તર (મોરબી) | | ૧—૩—૦ | |
| મે. વડોદરા સ્ટેટલાઇબ્રેરીના સેક્રેટરી સા.) | | ૧—૩—૦ | |
| રા.સા.અમદાવાદ ટ્રેનિંગકોલેજના પ્રિન્સિપાલસા. | | ૧—૦—૦ | |
| આ. રાજકોટ સ્ટેશન સ્કૂલના હેડમાસ્તર. | | ૧—૨—૦ | |
| રા. ગણપતરામ રામરાવ (વીઠલગઢ) | | ૧—૨—૦ | |
| મે. વડોદરાસ્ટેટના સ. ડે. એ. ઇ. સા. | | ૧—૩—૦ | |
| આ. તાલુકા સ્કુલમાસ્તર (સાદરા.) | | ૬—૮—૦ | |
| મે. ડિરેક્ટર ઓફ. વ. ઈન્સ્ટ્રક્શન વડોદરા સ્ટેટ. | | ૧—૩—૦ | |

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER.

NOVEMBER 1882.

પુસ્તક ૨૧ મું. નવેમ્બર. અંક ૧૧ મો.

જેવાંજે બહુ મોટું પુજ, નામ તેમ છે કામ;—
કરે અંતે મન ક્ષેત્રના, ખરી એવી ધરી હામ.

અનુક્રમણિકા. પૃષ્ઠ



CONTENTS PAGES.





( કેળવણી ખાતાના હુકમથી. )

अमदावादमां

ભાઉની કુંવળીમાં યુનાઈટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની
લિમિટેડના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.

મૂલ્ય { રૂ૧) વરસનો અગાઉથી } ટપાલ ખર્ચ
{ રૂ૦)— છૂટક અંક એકના } જુદું.

# ગૂજરાત શાળાપત્ર.

પુસ્તક ૨૧ મું. નવેમ્બર. સન ૧૮૮૨. અંક ૧૧ મો.

## ઈંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઇતિહાસ.

પ્રકરણ *

આ રીતે ઈંગ્લાંડની પાર્લામેંટે પાછો પોતાનો હક બરાબર વર્તાવ્યો. જે હકો કાળ થવાં જતા રહ્યા હતા તે પણ આ લાંબી પાર્લામેંટે—હેમ્પડનને પીમ જેવા ધીરવીર પુરૂષોની પાર્લામેંટે—વરસ દોઢ વરસમાં તડાકાની સાથે પાછા મેળવ્યા. જે આપખુદીઓ ટ્યુડર વંશના આરંભથી ચાલી આવતી, તે બધી ઘડીવારમાં એણે ખૂંચાવી લીધી, અને ગુલાબની લડાઈઓ પહેલાં પાર્લામેંટની જેટલી સત્તા હતી તેટલી બધી હાલ ઈંગ્લાંડમાં પાછી સ્થાપન કરી દીધી.

પણ એક કામ આરંભ્યા પછી તેના છેવટ સુધી ગયાવિના છૂટકો થતો નથી. એ છેવટ ધારેલું આવતું નથી, અને અધવચ અટકી રહેવાતું નથી. સુધારાનો ઘોડો એકવાર વેગમાં આવ્યો કે તે એકદમ અટકાવ્યો અટકી શકતો નથી, અને તે ધારેલે મુકામેજ ઊભો ન રહેતાં આગળ ધસી જાયછે. આ પ્રમાણે હાલ ઈંગ્લાંડના રાજકિય સુધારાને થયું.

પીમ જેવા દૂરંદેશી દેશભક્તોએ વિચાર્યું કે પાર્લામેંટની સત્તા જોઈએ તેવી હાલ સ્થાપન તો થઈ એ ખરૂં, પણ તે કેટલી ઘડીની? રાજનો—ચાર્લસ જેવા બેવચની રાજાનો—શો ભરોસો કે હવે પછી તે જરા જોરમાં આવ્યો કે પાછો હતો તેવોને તેવોજ નહિ થઈ બેસે? શું સારે પાછી આપણે આટલી મહેનત ને લડતો ચલાવવી? તે સમે લોકની રૂખ ને સંપ આવોજ રહેશે તેનો પણ શો ભરોસો! તેવે સમે એ આપણનેજ પહેલ વહેલા પકડીને છૂંદી નાંખે, તો પછી આપણી અને દેશની શી વલેહ? વગેરે હજારો વાતનો વિચાર કરતાં તેમણે નિશ્ચય કર્યો કે સાપ સાણસામાં આવ્યોછે, તો તેની દાઢ તોડી પાડ્યા વિના કદી પણ છોડવો

નહિ. તેથી તેમણે પહેલ વહેલો તો રાજા પાસે એવો કાયદો મંજુર કરાવી લીધો કે આ પાર્લામેંટને તેની રજાવિના વિસર્જન કરી શકાય નહિ. આ કાયદાથી આગળ જતાં ઘણી ઘણી ગુંચવણો આવી પડી એમાં કાંઈ શક નથી, તોપણ વખીણાવારે નવી પાર્લામેંટ બોલાવનારો રાજા તે એ વિના શી રીતે કબજામાં રહી શકે? આ કાયદો મંજુર કર્યો ત્યારથી રાજા પૂરેપૂરો સાણમામાં સપાડાગે. હવે પાર્લામેંટે એ સમે જરૂરની, પણ પહેલાં કોઇએ સ્વપ્નામાં પણ ન ધારેલી એવી માગણીઓ કરવા માંડી. એમણે માંગ્યું કે મિલિશિયા (લશ્કરનું) ઉપરીપણું અમને આપવું જોઇએ, કિલ્લાઓ અમને સ્વાધીન કરી દેવા જોઇએ, વગેરે,વગેરે.

દેશમાં બે પક્ષ આ કારણને લીધે હવેથી પડ્યા. પાર્લામેંટના વિચારવંત અગ્રેસરોએ આ પ્રમાણે આગળ પગલાં ભરવા માંડ્યા તે જોઈ ઘણાલોક ચમક્યા, કેમકે દરેક દેશમાં રૂઢિને વળગી રહેનારાની સંખ્યાજ મોટી હોયછે. જ્યાંસુધી જૂના હકને માટેજ લડત હતી, ત્યાં સુધી તો તેઓ ખૂશીથી સાથે રહ્યા, પણ હવે અટક્યા, અને બોલ્યા કે આ લોક તો હદપાર જવા માગેછે. જૂના હક આપણને બધા મળી ચૂક્યા, તે છતાં બિચારા રાજાને હવે વધારે શું કામ સતાવવો જોઇએ! પ્રજાના, તેવાજ રાજાના પણ, કેટલાક હક છે; અને તેમાં પાર્લામેંટે હાથ ઘાલવો જોઇએ નહિ. ગમેએવા. પણ એ રાજા, ને રાજાની સત્તા દેશમાં સર્વોપરીજ ગણાતી આવીછે: વગેરે વિચારથી દેશમાં રાજાની તર્ફનો એક પક્ષ બંધાવવા લાગ્યો, અને પાર્લામેંટમાં બેપક્ષ પડવાનું મોટું કારણ ધર્મનું એ હતું. આ સને ઈંગ્લાંડના નીચલા વર્ગના લોકમાં પ્યુરિટાન પંથપૂર જોશમાં હતો, અને તેની કેટલીક અસર ઉપલા વર્ગમાં પણ જઈ પહોંચી હતી. આ સમેની પાર્લામેંટમાં કેટલાક સભાસદો હડહડતા પ્યુરિટાન, કેટલાક પ્રેસ્બિટેરિઅન, અને ઘણાખરા કહેવાતા એપિસ્કોપલ પણ તેના જુલમથી કંટાળેલા તથા તેની સત્તા ઓછી કરવાને તત્પર હતા. તેથી આ પાર્લામેંટનું વળણ ધીમે ધીમે પ્રેસ્બિટેરિઅન માર્ગ તર્ફ થતું ગયું, અને જ્યારે સ્કાટલાંડના લોકે એ પંથ દાખલ કરવાની માગણી કરી ત્યારે કેટલાક આગેવાનો તેમ કરવા ખાનગીરીતે કબુલ

પણ થયા. આ કારણથી તમામ ધર્માધ્યક્ષો અને તેના ભાવિકો આ પાર્લામેંટને શત્રુ સમાણી દેખવા લાગ્યા, અને તેઓ સ્વાભાવિક રીતેજ મમતાથી રાજાનો પક્ષ પકડી બેઠા. બીજા પણ ઉપલા વર્ગના લોકો છેક એસ્પિકોપલ માર્ગને નાબુદ કરવાને ચાહાતા નહોતા અને તેથી તેઓ પાર્લામેંટની આવી રૂખ જોઈ ખૂંચાણા. પાર્લામેંટમાં પણ બે તડાં પડ્યાં.

ઈંગ્લાંડમાં જે આ વખતથી આવા બે પક્ષ પડ્યા તે આજપર્યંત ચાલ્યાજ આવેછે. હાલ રાજપક્ષવાળા કાન્સર્વેટિ (સંરક્ષક), ને પ્રજા પક્ષના લિબર્લ (સુધારક) કહેવાય છે. એકને જાનુંજ ગમેછે, અને બીજા નવા નવા ફેરફારજ કરવા મથેછે. પહેલાં તે ટોરીને વ્હીગ એ નામથી ઓળખાતા, ચાર્લ્સના આ વખતમાં તો રાજપક્ષવાળા પોતાને કાવેલિયર (ઘોડેસ્વાર), અને પ્રજાપક્ષવાળાને રાઉંડહેડ (મૂંડિયા) કહેતા હતા, કેમકે પ્રજાપક્ષનું જુદું ઉભું થયું ત્યારે તેમાં લંડનના બજારવાળા જુવાનીઆઓ પ્રથમ બહાર નીકળ્યા તે આનંદાનના લોકોની પેઠે માથા ઉપર લાંબા વાળ ન રાખતાં કાતરી નાંખતા હતા.

અત્યારસુધી દેશમાં કે પાર્લામેંટમાં આવા પક્ષ નહોતા. એ પહેલાં જે વખતે જેની મરજીમાં આવે તે, તઈની તે વેળા તે અભિપ્રાય આપતો. પણ હવેથી એક પક્ષનુંજ મમત્વ બરાયું. પોતાના પક્ષનોજ અભિપ્રાય આપવો, તે પક્ષ વધારવા મથવું, લોકોને સમજાવવા, વગસગ લગાડવી, સમાજો બાંધવા, છાપખાનામાં તેના ગુણ ગાવા, અને ટુંકામાં પોતાના પક્ષને તનમન ને ધન એ ત્રણે અર્પણ કરી દેવાનો રવૈયો પહેલા વહેલો ઈંગ્લાંડમાં આ વખતથી પડ્યો, જૂના ને નવા વિચારની લડત ખરેખરી ઈંગ્લાંડમાં આ સમેથી શરૂ થઈ.

દેશમાં આવા બે પક્ષ હોવા એ સારૂં કે નઠારૂં તે બાબત ફિલસુફો જૂદાં જૂદાં મત આપેછે, પણ હાલ ઘણાખરા ઈંગ્રેજોની તો સમજ એવી છે કે એ વડેજ ઈંગ્રેજી પાર્લામેંટનું ચાંચલ્ય રહેલું છે, એ વડેજ દરેક પક્ષના લાભાલાભ સંપૂર્ણરીતે ખોળાઈને ખુલ્લા પડેછે, અને એ વડેજ પરસ્પરના રોકાણથી રાજસુધારો મધ્યમ ડગલે આગળ ચાલ્યો જાય છે. તે છતાં જે સમે પાર્લામેંટમાં પહેલ વહેલો આવો કુસંપ ઉભો થયો તે સમેના સઘળા લોકને તો એ મહાદુઃખનું મૂળજ દેખાયો. સ્વદેશભક્તો

એ જોયું કે પ્રજાના આવા કુસંપથી રાજાનું ચડી વાગવાનું અને અત્યાર સુધી જે બધું આપણે કર્યું કારવ્યું તે ધૂળમાં મળવાનું. પણ કરવું શું? કરવું એજ કે આપણે આપણો આગ્રહ ન છોડતાં આપણો પક્ષ વધારેવા રાત દહાડો મંડ્યા રેહેવું, અને ગમે તે થાય તોપણ પાછીપાની ન કરવી. એટલું સારૂં હતું કે હજી પાર્લામેંટમાં રાજપક્ષ કાંઈ જોરપર આવ્યો નહતો.

રાજાની તજવીજ. એતો ખુલ્લુંજ હતું કે રાજાએ હમણા પાર્લામેંટની બધી માગણીઓ કબુલ રાખી હતી તે સ્કાટસના ચડી આવી હતી તેને ધાકેજ. તેથી પાર્લામેંટ તે લશ્કરને પાછું વાળવાનો દિવસ લંબાય તેટલો તો લંબાવ્યો, પણ પોતાની બધી માગણીઓ રાજાએ કબુલ રાખી એટલે પછી કાંઈ બાંનું રહ્યું નહિ. તેથી પાર્લામેંટ તેને લડાઈના ખરચ પેટે ૩ લાખ પૌંડ આપી વદાય કર્યું, રાજાના સૈનનો પણ પગાર ચૂકવી તેને વિસર્જન કર્યું, અને તેનાં બંડના ખરચ માટે ત્રણેક માસ સુધી વેરા ઉઘરાવવાની પરવાનગી આપી.

રાજાએ વિચાર્યું કે આ સ્કાટલોકને હું રાજી કરી મારા પક્ષમાં ખેંચી લઉં તો ઈંગ્લાંડની પાર્લામેંટ જખ મારેછે. તેથી પાર્લામેંટ ગમે એટલી ના કહી, પણ તે એડિનબરો ગયો, ત્યાંના ધર્મસમાજે જે જે માગણીઓ કરી તે કબુલ રાખી, પોતે જાતે તે પંથની ધર્મક્રિયાઓમાં સામેલ થયો, અને આર્ગાઈલના ઠાકોર વગેરે પ્રજાના જે જે મુખી હતા તેની ઉપર મહેરબાની ને ખિતાબોનો વરસાદ વરસાવવા લાગ્યો. રાજાની આ ગત જોઈ ઈંગ્લાંડની પાર્લામેંટ બીહીવા લાગી, કે સ્કાટલોકને એ નિશ્ચય વશ કરવાનો, અને એમ થયું તો પછી આપણે એકલા એની સામા શી રીતે બાથ ભીડી શકીશું.

પણ જૂઠનું આવરદા ચાર દહાડા એ કહેવત ખરેખરી છે. સ્કાટલોકને જલદીથી માલમ પડી આવ્યું કે આતો સઘળા આપણને ભોળવવાના વેશછે. તેમના જાણવામાં આવ્યું કે આપણી સાથે મીઠી મીઠી વાતો કરતો હતો તેજ સમે એ ખાનગીમાં તો માન્ટ્રોસનો ઠાકોર જે પ્રજાપક્ષને છોડી છૂટો પડ્યો હતો તેની સામે ખટપટનો વ્યવહાર ચલાવી રહ્યો હતો. અંતે તો એમ પણ જણાઈ આવ્યું કે આર્ગાઈલના ઠાકોર વગેરે દેશના

કેટલાક આગેવાનોને તો પકડી દેશપાર મોકલી દેવાની તજવીજમાં છે. આ ખબર થતાંજ એ આગેવાનો રતોવાઈ એડિનરોભમાંથી નાઠા, અને ઠેર ઠેર રાજાના દગાની વાત જાહેર કરી લોકોને ઉશ્કેરવા લાગ્યા.

રાજાના આવાં કર્તુકોની વાત સાંભળી ઇંગ્રેજી પ્રજા બહુ ખીજવાઈ, અને તેમાં આયર્લેંડમાં બંડ ઉઠવાથી બળતામાં પૂરૂં ઘી હોમાયું.

આયર્લેંડમાં બંડ ઉઠ્યું તે ખરેખર મહા ભયંકર હતું. બંડખોરોએ ડબ્લિન સિવાય આખો મુલક કબજે કરી લીધો, અને ન્યા દેખે ત્યાંથી ઇંગ્લેંડને ઠારજ કરવા લાગ્યા. અતિશયોક્તિ બાદ કરતાં પણ આ સમે ૫૦ હજાર માણસ કતલ થઇ ગયું હશે એમ ઇતિહાસ કર્તાઓ માનેછે. મરવાની સાથે જે તેમણે કસાઇવેડા કર્યા તે તો કાનપુરને પણ ભૂલાવે એવા હતા. કહેછેકે બાઇડીઓને ઉભી રાખી તેના મોઢાગળ તેના ધણીના કડકે કડકા કરી નાંખતાં, છોકરાંઓને અફાળી અફાળી તેનો ચૂરેચૂરો કરતા, અને પછી એ દેસો તે અબળાની આબરૂ લઇ તેને જંગલમાં નવસ્રીજ હાંકી મૂકતા કે ત્યાં તાઢને બરફથી ઠુડવાઇ આપોઆપ મરી જાય. ઘણાને તે અદસસતાજ દાટી દેતા. કેટલાકને તો છાતીપૂર ખાડો ખોદી ઉભાને ઉભા દાટતા કે ભૂખને તરશથી રીબાઇ રીબાઇને પૂરા થાય. કેટલાકને રમુજ માત્ર બાળી મૂકતા, અને કેટલાકને તો નદી તળાવમાં ડુબાવતા, ને પછી કાંઠે બાલાને બંદુકો લઈ ઉભા રહેતા કે પાસે નીકળવા આવે તેને મારીને પાછા ખસેડી મૂકાય અને એ રીતે મરતા સુધી તે બાપડાં જે તરફડીયાં મારે તે જોવાની આ દુષ્ટોને મઝો પડે!

આ ખૂનરેજીની ખબર સાંભળી ઇંગ્લેંડને પગથી માથા સુધી ઝાળ ઉઠે એમાં કાંઈ નવાઈ નથી, અને તે બધો ગુસ્સો આગળ જતાં રાજા ઉપર કાઢ્યો, કેમકે આ વખતે ઘણાના સમજવામાં એમજ આવ્યું કે આ બંડ એણે જાણી જોઇને ઉભું કરાવ્યુંછે. એ બંડના સરદારો રાજાનું ખુલ્લું નામ દેતાં, અને તેની તર્ફનો પરમાણો પણ બતાવતા. એ પરમાણો પાછળથી સાબીત થયુંછે કે બનાવટી હતો, પણ આવા ગભરાટના સમામાં ખરા ખોટાની બારીક શોધ કોણ કરવા ઉભું રહેછે! બીજું આ બંડ "રોમન"કાથોલીક" ધર્મને નામે હતું, અને તેમાં રાજાના કેટલાક મિત્રો પણ હતા, તેથી ઇંગ્લાંડ ને સ્કાટલાંડના લોકે તો નિશ્ચય જાણ્યું કે

આ બધાં કતુંક આપણને બતાવવાને અર્થે રાજાનાંજ છે. રાજા આ બંડથી નાખુશ તો બેશક નહોતોજ થયો. એણે કહ્યું કે હવે ઇંગ્રેજો પોતાની મૂર્ખાઈના પરિણામ કેવા થાયછે તે જોશે, અને એના મનમાં અંદરખાને એવી ગણત્રી પણ હતીજકે આ બંડ સમાવવા લશ્કર ઉભું કરી પાર્લામેંટે મને આપવું પડશેજ; અને તે મારા હાથમાં આવ્યું કે પછી પાછો હું રાજા, ને એ મારી પ્રજા.

આ બંડનું ખરૂં કારણ તો બીજુંજ હતું. સ્ટ્રાફર્ડે ઇંગ્લાંડમાં રાજાની વાહારે લઈજવા જે લશ્કર ઊભું કર્યું હતું તેને રજા આપવાથી ઘણા સિપાઇઓ બેરોજગારી થયા. બેરોજગારી સિપાઇઓ હમેશાં દેશની સમાધાનીનો ભંગ કરનારા છે. આયર્લાંડના લોક ઘણાક કાળથી રાજકિય ને ધર્મ સંબંધી જુલમને લીધે તોબા તોબા કરીરહ્યા હતા; અને તેમાં આવા હથીયાર બંધ માણસો નવરા પડવાથી, બધાએ વિચાર્યું કે દેશની સ્વતંત્રતાને આવો બીજો લાગ મળવાનો નથી માટે તેમણે રોમન કાથોલિક ધર્મનો વાવટો ઉભો કર્યો, રાજાનું નામ લીધું, અને ઇંગ્રેજો ઉપર ઘણા દહાડાનું વેર કાહ્યું.

પ્રજાપક્ષનો ગભરાટ. ઊપલાં કારણોથી બહુજ વધી ગયો. તેમણે જોયું કે ચોતર્ફથી રાજાનો પાસો તો સવળોજ પડવા લાગ્યોછે, અને તેથી તે હવે ચાહે તે કરવાનો. સ્વાર્થી સ્વભાવના હતા તે સામા પક્ષમાં જવા લાગ્યા, કાયરો દબી ગયા, અને ઘણાખરા દેશની સ્વાધીનતાને માટે રૂદન તથા સંતાપ કરવા લાગ્યા. આસમે ધીરજ રાખી શું કરવું તેનો વિચાર કરે એવાજ થોડા રહ્યા, અને તે પણ ચોતર્ફ નાઉમેદી દેખી નાહિંમત થઈ ગયા.

આ ભયભીત અવસ્થામાંથી છોડવી બધાને પાછા શૂરવીર કરવાનું માન પીમનેછે. તે અગાઉથીજ જાણતો હતો કે આવો સમય કોઈ વખત આવી પહોંચવાનો છે, અને તેને માટે ક્યારેની તૈયારી કરવામાંડી હતી. એણે પોતાની બુદ્ધિ, હિંમત, ચતુરાઈ, ને કલમનું જોર આ વેળા એવું માર્યું કે જન વિચારનો પ્રવાહ રાજાની સામા ઉલટ્યો, અને ગએલી બાજી પાછી પાર્લામેંટને હાથ આવી. એણે આ સમે રાજાના કારભાર સામે લાંબો વાંધો લખીને પાર્લામેંટમાં રજુ કર્યો.

વાંધો લાંબી ૨૦૬. કલમોનો હતો. રાજા તર્ફથી જે જે જુલમો પાછલા ૧૬ વર્ષમાં થયા હતા તે તેમાં વર્ણવી પોકારીને જણાવ્યું, કે એ બધાનું કારણ એજછે, કે રાજા રોમન કાથોલિકોની શીખવણીએ ચાલેછે અને ચાલ્યો આવેછે. પ્રજાના હક સંભાળવા પાર્લામેંટે શુંશું કર્યું હતું, તેની ઉપર કેવી કેવી આફતો આવી પડી હતી, અને હવે પછી પ્રજાના હકને કેવી કેવી દેહેશતો છે, તે છટાદાર ભાષાથી તેમાં દર્શાવ્યું. એપિસ્કોપસી માર્ગ પાર્લામેંટ વાળા કાઢી નાંખવા ધારેછે એમ જે લોકોમાં વાત ચાલી હતી અને જે કારણથીજ પાર્લામેંટમાં ટૂટ પડી હતી, તેનો સાફ ઇનકાર કરી જણાવ્યું કે અમારો વિચાર ફક્ત ધર્માધ્યક્ષોની સત્તા ઓછી કરવાનો છે. તેમજ રાજના બંધારણમાં ફેરફાર કરવા માગેછે એમ જે કેહેવાતું હતું તેનો જવાબ આપ્યો કે અમે તો કાથેલિક સામે જે કાયદા છે તેનો અમલ થાય અને દેશમાં ઇનસાફખાતું સુધરે એવી ફકત આશાઓ રાજા પાસે માગીએં છઇએ. ટુંકામાં આ વાંધો એવી તજવીજથી લખ્યો હતો કે જેનાં મન ટૂટવાં આવ્યાં હતાં તે સંધાય, રાજપક્ષવાળાને કાંઈ બોલવાનું રેહે નહિ, અને સાધારણ લોકનો જુસ્સો પાછો ઉશ્કેરાય.

આ વાંધો પાર્લામેંટમાં આવ્યો ત્યારે બંને પક્ષવાળા વચ્ચે ભારે ઝડાઝડી થઈ. રાજપક્ષના સભાસદોએ બહુ જુસ્સાથી તકરારો કરી, દલીલો બતાવી, અને દીવા મૂકી કામ કરવાનો અવસર પહેલ વહેલોજ ઇંગ્લાંડની પાર્લામેંટમાં આવ્યો. છેક મધરાત સુધી કામ ચાલ્યું, અને છેવટે માત્ર અગીયાર મતનાજ વધારાથી એ વાંધો પસાર થયો. બંને પક્ષ આ સમે એવાં રસે ચડ્યા હતાં કે હામ્પડને જો શાણપણથી સઘળાને સંભાળવી રાખ્યા નહોત, તો તેજવેળા પાર્લામેંટમાં તરવારો નીકળત. આ સમો ખરે રસે ભરાવાનોજ હતો. બંને પક્ષમા કોનું જોર વધારેછે તેનો હિસાબ આ વખતે નીકળવાનો હતો. જો આ વાતમાં હાર્યા તો બધી બાજી હાર્યા એમ બંને પક્ષવાળાં પાકું સમજતા હતા. ક્રામ્વેલ બોલતો કે જો આ બિલ નામંજુર થયું હોત, તો હું બીજે દહાડેજ મારી માલમત્તા વેચી અમેરિકામાં જઇ વસ્યો હોત. હવે પછી ઇંગ્લાંડમાં પ્રજાપક્ષ કે રાજપક્ષનું પ્રબળ થવાનુંછે તેની અગમચેતી આ ઉપરથી મળવાની હતી. ત

મળી, પ્રજાપક્ષનો કાંટો નીકળ્યો, તેનો ડંકો વાગ્યો, અને તે હજી પણ વાગ્યા કરેછે.

અમીરોની સભા તરફ ન મોકલતા આ વાંચો પરભાર્યો રાજા ઉપર મોકલ્યો, કેમકે તેને પસાર કરાવવાની કાંઈ મતલબજ નહોતી. મતલબ એ હતી કે એ બધી વાત ઇંગ્લાંડની તમામ પ્રજા જાણે. એ અર્થે તેને તુર્ત છપાવી ગામેગામ તેની હજારો નકલ મોકલાવી દીધી. ધાર્યા પ્રમાણેજ લોકો વાંચીને બહુ ઉશ્કેરાયા. બૂમરાણ ઉઠ્યું કે રાજા આપણને વટલાવી મારવા બેઠોછે. એ જન્મનો જુલમી ને જુઠોછે. પાર્લામેંટ એજ આપણો એક આધાર છે. મરીએ કે જીવીએ પણ એની કેડેજ રહેવું. આ પ્રમાણે ચોતર્ફથી લોકનો પોકાર ફર્યો, તે જોઈ સઘળા દેશભક્તો પાછા ટટાર થઈ ગયા, પરગણે પરગણે પ્રજાસમાજો સ્થપાયા, પાર્લામેંટને રાજાની સામા લડતમાં શીરીતે મદદ કરવી તેનો અહોનિશ વિચાર કરવા લાગ્યા, અને સઘળાએ પ્રતિજ્ઞા લીધી કે માથું જાય પણ આપણે તો આ ટાંકણે પાર્લામેંટનો પક્ષ પકડી તેનુંજ ધાર્યું પાર ઉતારવું.

આ પ્રમાણે આ છાપાની આવી અસર થએલી જોઈ રાજપક્ષવાળાએ ગભરાઈ તેનો રદીઓ છપાવ્યો, પણ તેથી કાંઈ ઝાઝું વળ્યું નહિ.

---

## अष्टावधानी कवि शंकरलाल.

ઘણા લોક અષ્ટાવિધાની બોલેછે, પણ તે શુદ્ધ નથી. સંસ્કૃતમાં અષ્ટાવધાનજ બોલાય લખાય છે. એનો અર્થ એવો થાયછે કે આઠ વિષયને એક વખતે મનની અંદર ધારણ કરવા. અષ્ટાવધાન ઘણી ઘણી રીતનું થાયછે. કોઈપણ ભાષાના શ્લોકના આડા અવળા અક્ષર કોઇ કહેતું જાય તે યાદ રાખતા જવું, શતરંજ ગંજીફાની બાજી રમવી. સભાસદો સાથે વાતચિત્ત કરતા રહેવું, કોઈ ઘડીયાળ વગાડતું હોય તેના ટકોરા પણ ગણ્યા કરવા, વગેરે ઘણી ક્રિયાઓ ફતેહમંદીની સાથે એક વખતે કરનાર એક તૈલંગી વીશેક વર્ષ ઉપર ગુજરાતમાં આવ્યો હતો તે જોઈ લોકો ચકિત થઈ ગયા હતા, બારેક વર્ષ ઉપર એક દક્ષિણિ આવ્યો હતો તે ઉપલી કેટલીક ક્રિયાઓની સાથે ચારપાંચ અઘરા લાખો ને કરોડોના આંકડા વાળા હિસાબો ગણતો હતો.

અષ્ટાવધાનમાં શિઘ્ર કવિતા જોડવાનો પણ વિષય જોડે રાખેલો હોય છે, ત્યારે એ ચમત્કાર ખરેખરો રસિક થઈ પડેછે, અને તેમ કરનાર અષ્ટાવધાની કવિ કહેવાય છે. આ ઇલાકામાં અષ્ટાવધાની કવિ દાખલ મુંબઇવાળા ગટ્ટુલાલ ભટ્ટજીની કીર્ત્તિ સર્વોપરી છે અને તે વાજબીજછે; કેમકે એમના શિઘ્ર કવનમાં ખરેખરૂં કવિત્વ રહેલું છે. સને ૧૮૭૮ ના ફેબ્રુઆરી માસના શાળાપત્રમાં એમના શિઘ્ર કવિતાના થોડાક નમુના અમે આપ્યા હતા તે જેણે વાંચ્યા હશે તેને અમારૂં આ કહેવું યથાર્થ સમજાશે.

કવિ શંકરલાલ મોરબીના રહેવાસી જાતે પ્રશ્નોરા નાગરછે. તે સ્વભાવે સુશીલ, નમ્ર, ઉદ્યોગી, તથા વિદ્યાના વ્યસની છે. સંસ્કૃતમાં તેમણે કેટલાક સુબોધદાયક ગ્રંથો રચ્યાછે, અને શિઘ્ર કવિતા કરેછે. કાઠીયાવાડમાં તો એ અષ્ટાવધાની કવિની કીર્ત્તિ કેટલાંક વર્ષથી છે, અને હાલ મુંબાઈમાં ગયા હતા ત્યાં સારી માન પ્રતિષ્ટાની સાથે પ્રસિદ્ધિ પામી આવ્યાછે. એ અષ્ટાવધાની શંકરલાલ ગુજરાતીઓને અભિમાન રાખવા જોગછે, અને તેથી રાજકોટ મુકામે ગયા માસની ૮મી તારીખે તેમણે જે અષ્ટાવધાન કર્યું-હતું તેની હકીકત અમે અત્રે પ્રગટ કરીએ છીએ.

એ દિવસે રા. રા. વજલભાઇ ગૌરીશંકરે એ અષ્ટાવધાન જોવા ભાવનગરને ઉતારે રાજકોટનું સરકારી દરબારી કેળવાએલું મંડળ સારૂં ભેગું કર્યું હતું. દિવાનખાનાના મધ્ય ભાગમાં એક લખવાનું ટેબલ તથા આસપાસ ખૂરશીઓ ખાલી રાખી મૂકી હતી. તેમાંની વચલી ખૂરશી પર સભા ભરાઈ રહ્યા પછી કવિને બેસાડ્યા, અને સંસ્કૃત સમજીને લખી શકે એવા છ ગૃહસ્થો તે ટેબલ આગળ લખવાના સાહિત્યો લઈ બેઠા. પ્રથમ શંકરલાલ કવિએ એક કાગળ ઉપર અનુષ્ટુપ શ્લોકને લાયક આઠ આઠ ખાનાની ચાર ઓળો પાડી. પછી સભામાં પધારેલા સદ્ગૃહસ્થોમાંથી સાત જણને પૂછ્યું કે તમારે શાશા વિષય ઉપર કવિતા હમણા કરાવવાની ઇચ્છાછે તે કહો. એકે કહ્યું કે બાળલગ્નનો નિષેધ, બીજાએ દેશાટન, ત્રીજાએ નાટકો કરી બતાવવાના ફાયદા, ચોથાએ પાઘડીનોતોરો, પાંચમાએ તે સમે મળેલી સભાનું વર્ણન, છઠાએ વૈદ્યવિદ્યા, અને સાતમાએ દેશની સ્થિતિ સુધારવા વિશે કવિતા જોડવાનું કહ્યું. આ રીતે સાત અવધાન તો થઈ રહ્યાં, અને આઠમું એ હતું કે કોઈ

પણ શ્લોકના આડા અવળા અક્ષર કોઇ બોલે તે યાદ રાખી તે શ્લોક બણી બતાવવો. આ શ્લોક ટ્રેનિંગ કાલેજના શાસ્ત્રી જિવણરામ જે જાતે સારા વિદ્વાન તેમજ કવિ છે તેણે પોતે નવો એક શ્લોક જોડ્યો હતો તે આપવાનું કહ્યું.

પછીથી અષ્ટાવધાનનું કામ તુર્તજ શરૂ થયું. પ્રથમ કહ્યું કે એ શ્લોકનો આટલામો અક્ષર ફલાણો, તે પોરજથી સાંભળી લઈ કાંઇક વિચાર કરી કવિએ પોતાના કોઠામાં તેટલામા સ્થાને પોતાની તર્કનો અક્ષર માંડ્યો. આ અક્ષરને અને આપેલા અક્ષરને કોઈ પણ રીતનો સંબંધ હતો નહિ કે સંકેતની કલ્પના કરી શકાય. એ અક્ષર જે કવિ પોતે માંડતા હતા તેથી તો આપેલા એક વિષય ઉપર નવોજ શ્લોક રચાનો હતો. મતલબ કે જેવા વિષયો આપ્યા તેવોજ એ કવિએ એક વિષય ઉપર શ્લોક રચેલો, અને જેટલામો અક્ષર બોલવામાં આવતો તેટલામો અક્ષર પોતાના શ્લોકમાં કયોછે તે ગણીને એ કોઠામાં માંડતાહતા. આ રીતે સ્મરણ શક્તિનું કામ બેવડું ચાલતું હતું. જેટલામો અક્ષર કહે તે યાદ રાખવો, અને પોતાનો તેટલામો અક્ષર સંભારીને લખવો.

આ પ્રમાણે એક અક્ષર લીધા ને એક અક્ષર લખ્યા પછી, પાસે બેઠેલા એક લખનારને પૂછ્યું કે તમારા હસ્તક કયો વિષય ને કયો છંદ મુકરર થએલોછે, તે પૂછી એકાદ મિનિટે તેને તે વિષય ઉપર તે છંદનું એક ચરણ લખાવ્યું. પછીથી કેટલીક વખત બીજો નવો અક્ષર લેવામાં ને પોતાનો અક્ષર લખવામાં ગયો, ને પછીથી બીજા લખનારને તેને જોઇતું ચરણ લખાવ્યું. એ રીતે શ્લોકના બત્રીશ અક્ષર લેવાઇ રહ્યા, અને છએ લખનારના ચારે ચરણ પૂરાં થઈ રહ્યાં ત્યાં સુધી કામ ચાલ્યું. આવખતે કેટલાક સભાસદો ટેબલની આસપાસ વીંટાઇ વળ્યા હતા, અને બધાજ પરસ્પર વાતો કરતા હતા. પણ આ શોરબકોરથી કાંઈ પણ ન ગભરાંતા શંકરલાલ કવિ તો પોતાનું કામ એકચિત્તેજ કર્યા જતા, અને સ્વસ્થબેઠા ને એક કલાકને દશેક મિનિટ તહોતી થઈ એટલામાં પોતાનું અષ્ટાવધાન પૂરૂં કરી સભાની આગળ નીચે પ્રમાણે રજુ કર્યું.

કોષ્ટકમાં છૂટા છૂટા અક્ષરો લખતાં જે શ્લોક રચાયો હતો તે વાંચતાં બાળલગ્ન નિષેધ વિષે આ રીતનો માલમ પડ્યો.

हाबालल्लग्नादपरं नास्माकंदेशहानिदं
येननिर्वीरतांप्राप्ता सर्वाभारतभूरियं ॥१॥

અર્થઃ—અફશોસ ! બાળલગ્ન કરતાં બીજું (કાંઇ પણ) આપણાદેશને વધારે હાનિકારક નથી, કે જે વડે આખી આ ભરતભૂમી નિર્વીરતાને પામી છે.

દેશાટણ વિષે શિખરિણી વૃત્ત.

अयेहेविद्वांसःप्रणयनिलयाःसर्वसुखदं
विधेयंसत्प्रेम्णा सकलशुभदेशाटनमिह
यतःसत्सभ्यत्वंमुजनकुलसंगेनसहसा
नरःसंप्राप्नोतिप्रबलमपिविज्ञानमखिलम्

અર્થઃ—અરે ઓ, સ્નેહનિધાન વિદ્વાનો, આ જગતમાં સઘળા સુખને આપનારાળું સઘળા શુભ દેશોમાં સારી પ્રીતિથી અટણ કરવું જોઇએ, કે તેથી માણસને સારા લોકના સમાગમથી એકદમ સારી સભ્યતા તથા બધું જ્ગરૂ જ્ઞાન પ્રાપ્ત થાયછે.

નાટકો કરવાના ફાયદા વિષે સ્રગ્ધરા વૃત્ત.

विद्वांसोहेसदैवामरवरसुगिरानिर्मितानांसुनीति
प्रीतिस्थैर्यप्रदानामभिनयइहकोरूपकाणांतुसिद्धिं
नोधत्तेयेनसर्वैःकथमिहमनुजैर्वर्तितव्यंविनीतै
रित्येतज्ज्ञानजालंविकसतिहृदयेनिस्तुलानंदाचापिं,

અર્થઃ—દેવવરની રૂડી વાણીમાં રચેલાં તથા સુનીતિ, પ્રીતિ, ને ધૈર્ય આપનારાં રૂપકો (નાટકો) ભજવવાથી અહિંયા કઇ સિદ્ધિ મળતી નથી! સુશિક્ષિત માણસોએ અહિંયા (આ દુનિયામાં) કેમ વર્તવું તે

બાબતનું અતુલ્ય આનંદ વધાવનારૂં બહુ સાન, હે વિદ્વાનો, તેવડે હૃદયમાં ફેલાઈ રહેછે.

પાઘડીના છેડા વિષે મંદાક્રાંતા વૃત્ત.

उष्णीषांतं शुभगुणगणं निर्मलंसर्वलोकैः
प्रेम्णाधार्यंशिरसिसततं सर्वशोभाप्रदंच
शश्वद्विद्वत्कुलमिवसुवर्णोल्लसद्रम्यरागं
किंहेसभ्याद्रुततरमहं वर्णयेमुग्धबुद्धिः

ભાવાર્થઃ—સારા ગુણનો સમુદાય જેમાંછે એવા, નિર્મળ, સર્વ લોકે હમેશાં માથા ઉપર ધરવા યોગ્ય, સર્વ શોભાનો આપનાર, જેનો રમ્ય રાગ હમેશાં સુવર્ણે શોભી રહ્યોછે, એવા પંડિત વર્ગ જેવા આ પાઘડીના છેડાનું હું મુગ્ધ બુદ્ધિ શીરીતે, હે સભાસદો, ઝપટથી વર્ણન કરૂં!

ઉપલું વર્ણન તોરાને તથા પંડિત વર્ગને સમાન રીતે લાગુ પાડવાનું કર્યુંછે. પંડિત પક્ષે ગુણનો અર્થ તાંતણા, ને સુવર્ણનો અર્થ સારા અક્ષર એમ કરવો. રાગ શબ્દનો અર્થ પંડિતપક્ષે પ્રીતિ, અને નહિ તો રંગ એમ કરવો.

સભાવર્ણન માલિની વૃત્ત.

लसतिपरिषदेषा शोभितासद्गृहस्थै
र्नयविनयमयैर्या मानसोल्लासदात्री
हसतिसुरसभांया स्वैगुणैर्नैर्निमित्तै
र्यदिहकविगुरूणां सद्बुधानांचसंघः

અર્થઃ—નીતિને વિનયવાળા સદ્ગૃહસ્થોએ શોભતી, અને મનનો ઉલ્લાસ આપનારી આ સભા શોભેછે તથા પોતાના સ્વાભાવિક ગુણો વડે ઇંદ્રસભાને હસી નાખેછે, કેમકે અહિંયા (ઘણા ઘણા) કવિ, ગુરુ, તથા સારા બુધ ભેગા થએલા છે. અત્રે ઇંદ્રસભાને પક્ષે કવિ એટલે શુક્ર,

રૂ એટલે બૃહસ્પતિ, તથા બુધ એટલે દેવતા એમ અર્થ કરવો, અને આ સભાપક્ષે કવિઓ, ગુરૂઓ ( મોટા માણસો ), અને બુદ્ધિમાન એમ સમજવું.

વૈદ્યવિદ્યા વિષે શાર્દૂલ વિક્રિડીત છંદ.

सर्वेषांसुखदा चिकित्सककला वंद्याभिनंद्यापिच
प्रायःसर्वं सुखैकमूलमिह यल्लोकेतदेकाश्रयं
आयुष्यं सुखदं ततो जनुरपिस्वीयंचसार्थंततः
सर्वाण्येवसुखानि चापिहितत:प्रादुर्भवंतिस्मयत्

અર્થ:—સઘળાને સુખ આપનારી વૈદ્યકળા વંદ્ય તથા અભિનંદ્ય, એટલે, નમવા, તથા વખાણવા યોગ્યછે. આ દુનિયામાં બહુધા સઘળા સુખનું જે મૂળછે તે એનાજ એક આશ્રયવડે રહેલુંછે. સુખ આપનારૂં જે આયુષ્ય તે એનાથી છે, (આપણો) પોતાનો જન્મ પણ તેનાથીજ સાર્થક છે, અને જે જે સઘળાં સુખોછે તે તેમાંથી ઉત્પન્ન થાયછે.

દેશસ્થિતિ સુધારવા વિષે વસંતતિલકા વૃત.

विद्वद्भिरत्रझटितिप्रथमंस्वदेश
स्यैवस्थितिर्विविधयत्नशतैर्विधेया
सर्वोत्तमेतितुमतंनहिकस्यरम्यं
किंत्वत्रविश्वपतिसत्करुणार्थनीया.

અર્થ:—વિદ્વાનોએ તુર્ત પ્રથમ સ્વદેશનીજ સ્થિતિ સર્વોત્તમ હજારો વિવિધ યત્નવડે કરવી એ વિચાર કોને સારો નહિ લાગે? પણ એ બાબત પરમેશ્વરની સારી કરૂણા માગવી જોઇએ.

આ રીતે સાતેજણની માગેલી કવિતા વાંચી બતાવ્યા પછી શાસ્ત્રી જિવણરામે જે શ્લોકના અક્ષરો આડા અવળા આપ્યા હતા તે નીચે પ્રમાણે ભણી બતાવ્યો.

असमानासमानापि रक्ताश्यामापिचोज्वला
अकांतापिचयाकांता कस्यनोविस्मयायसा

ભાવાર્થ:—જે સ્ત્રી સમાન (માનમાં આવેલી) છે તે છતાં અસમાન એટલે અનુપમ છે, જે રક્ત (પ્રેમી) શ્યામાછતાં ઉજવળછે, જે અકાંતા એટલે દુઃખનો અંત આણનારી છતાં કાંતાછે, તે સ્ત્રી જોઇને કોને આશ્ચર્ય ઉત્પન્ન નહિ થાય!

આ મુજબ અષ્ટાવધાન પૂરૂં થઈ રહ્યા પછી સઘળાએ કવિની યોગ્ય પ્રશંસા કરી, અને ગુજરાતમાં એવાં રત્ન ઉત્પન્ન થાયછે તે બાબત આપણા આખા પ્રાંતને મુબારક બાદી આપી. કવિએ નમ્રતાથી જવાબ આપ્યો, અને કહ્યું કે શાસ્ત્રમાંતો શતાવધાન સુધી કરવાનું કહ્યુંછે અને તે પ્રમાણે કરનારા પણ આગળ થઈ ગયાછે. પછી સભાસદોએ રા. રા. વ્રજલભાઇનો આવો વિદ્યાવિનોદનો મેળાવડો કર્યા માટે ઘણો ઉપકાર માન્યો, તારપછી કવિ શિવદાસ જે આંખે અપંગછે તેણે, એ બાબત કેટલીક ગીતિઓ સમયાનુસાર ગાઇ સંભળાવી. પછી પાન ગુલાબ લઇ સભા ખૂશીની સાથે વિસર્જન થઈ.

પછીથી કવિ શંકરલાલને એ ઉદાર ગૃહસ્થે ખાનગીરીતે રૂ ૫૦) ભેટ દાખલ આપ્યા હતા.

---

## વડોદરાનો રીપોર્ટ.

વડોદરાનો રાજકિય રીપોર્ટ સને ૧૮૮૦-૮૧ નો બહાર પડી ચૂક્યો છે. એ વરસમાં મોટામાં મોટું કામ થયુંછે, તે વડોદરામાં વસ્તી ગણત્રીનું છે. તેની સંખ્યા આ પ્રમાણે "ટાઇમ્સ ઓફ ઈંડ્યા" નો ખબરપત્રી આપે છે.

| પ્રાંતો. | જમીન. | સ્ત્રી | પુરૂષ | કુલ. |
|---|---|---|---|---|
| અમરેલી. .. | ૧૫૬૦ | ૭૦૪૨૦ | ૭૭૦૪૮ | ૧૪૭૪૬૮ |
| કડી. .. ... | ૩૧૫૮ | ૪૭૮૫૩૩ | ૫૦૯૯૫૪ | ૯૮૮૪૮૭ |
| નવસારી. . ... | ૧૯૪૦ | ૧૪૧૦૭૨ | ૧૪૬૪૭૭ | ૨૮૭૫૪૯ |

| | | | |
|---|---|---|---|
| વડોદરા……૧૯૦૬ | ૩૦૫૭૦૬ | ૩૪૯૨૮૩ | ૬૫૪૯૮૯ |
| વડોદરાશહેર.. ..૫ | ૪૭૯૪૭ | ૫૩૮૭૧ | ૧૦૧૮૧૮ |
| વડોદરાકાંપ… ..૧ | ૧૮૧૫ | ૨૮૭૯ | ૪૬૯૪ |

એ પ્રમાણે કુલ રાજ્યની વસ્તી ૨૧,૮૫,૦૦૫ માણસની છે. એમાં ૧૮૭૨ કરતાં વડોદરા શહેર અને અમરેલીમાં વસ્તી ઘટી છે. તેનું શું કારણ તે જણાવ્યું નથી. નાણાં સંબંધી વ્યવસ્થામાં કુલ આવક નીચે પ્રમાણે છે.

| બાબત | ૭૯-૮૦ | ૮૦-૮૧ |
|---|---|---|
| જમીનનું મહેસુલ. | ૧૦૬૦૧૪૧૩ | ૯૭૪૨૦૮૨ |
| ખંડણીને સ્થાયી જમાબંદી.. | ૬૫૩૯૫૨ | ૭૪૩૫૯૦ |
| આબકારી | ૨૧૯૧૩૩ | ૨૪૫૭૨૯ |
| પરચૂરણ કર. | ૩૦૭૫૯૪ | ૩૬૧૨૬૬ |
| કસ્ટમ ને ટાઉન ડ્યુટી.. | ૯૮૯૩૩૧ | ૧૦૭૬૮૨૩ |
| અફીણ. | ૪૯૨૦૩૪ | ૪૭૬૧૪૭ |
| સ્ટાંપ. | ૧૯૫૬૨૪ | ૨૨૬૩૩૮ |
| ટંકશાળ. | ૧૦૫૦૦ | ૯૩૦૦ |
| દિવાની ફી-દંડ. | ૧૧૩૮૨૨ | ૧૨૮૮૯૨ |
| કેળવણી. | ૧૦૫૧૧ | ૧૫૧૭૧ |
| વ્યાજ. | ૫૧૫૫૧૭ | ૮૧૦૨૩૩ |
| રેલવે. | ૩૬૧૨૪ | ૭૪૯૦૦ |
| પરચૂરણ. | ૩૪૫૭૭૦ | ૫૪૧૬૦૮ |
| | ૧૩૯૯૧૪૫૫ | ૧૪૩૮૨૧૨૯ |

સઘળી મળીને કુલ આવક રૂ૧૪૩૮૨૧૨૯ બાબાસાઈ રૂપિયાની નક્કી ગણાઈ છે. અને નીચે પ્રમાણે નક્કી ખર્ચ ગણવામાં આવ્યો છે.

| | ૧૮૭૯-૮૦ | ૧૮૮૦-૮૧ |
|---|---|---|
| ઘર કુટુંબી .. | ૧૧૫૯૬૬૯ | ૧૨૨૧૪૨૨ |
| હજુર કચેરી. | ૪૫૨૬૩૭ | ૪૬૬૭૪૦ |
| જમીન મહેસુલ ખાતું.. | ૯૭૮૬૮૦ | ૧૧૧૫૦૭૩ |

| | | |
|---|---|---|
| અફીણખાતું...... ... ... | ૪૯૭૬૧૦ | ૧૨૬૯૩૪૫ |
| બીજાં સિવીલ ખાતાં... ... ... | ૨૩૨૯૭૬ | ૨૭૪૮૭૨ |
| જ્યુડીસીયલ. (દીવાની). ... ... | ૨૯૧૩૬૫ | ૨૯૧૦૧૦ |
| પોલીસ... ... ... ... | ૮૧૧૭૮૨ | ૮૨૧૬૦૫ |
| જેલ ... ... ... ... | ૧૦૩૭૯૩ | ૭૨૬૭૮ |
| લશ્કરી . ... ... ... | ૩૦૯૪૧૩૮ | ૩૧૯૦૨૫૦ |
| આશામદાર, નીમનોણકદાર, પેનસન, અને બીજા લવાજમવાળા... .. | ૭૬૪૪૩૨ | ૮૨૪૦૮૩ |
| જાહેર બાંધ કામ... ... ... | ૧૧૯૫૨૮૪ | ૧૬૩૧૪૯૮ |
| કેળવણી .. ... ... ... | ૧૭૨૪૨૩ | ૧૯૪૫૧૯ |
| વૈદક... . ... ... .. | ૧૨૫૮૪૪ | ૧૩૩૮૦૪ |
| મ્યુનિસિપાલીટી . ... .. | ૨૭૨૪૧૫ | ૨૬૮૦૪૬ |
| ધર્માદા... ... ... ... | ૭૯૬૪૦૮ | ૮૭૫૮૫૨ |
| પરચૂરણ... ... ... ... | ૧૯૪૨૪૩ | ૩૩૧૭૮૬ |
| વધારાનો ખર્ચ... ... ... | ૭૮૦૨૯૨ | ૪૪૭૯૯ |
| કુલ. | ૧૧૮૪૨૯૨૧ | ૧૩૦૫૭૩૭૨ |

---

## सारसंग्रह.

આણંદથી ખંભાત સુધીની રેલવે—આણંદથી પેટલાદ થઇને ખંભાતના પીપળોઈ ગામસુધી સાંકડા માપનો રેલવે ગાયકવાડ સરકાર-બાંધનાર છે તેથી મજકુર રસ્તાની સરવઈ માપણી હુકમ થયોછે.

અમેરિકામાં પણ અફીણના બંધાણીઓ વધતા ચાલ્યા છે. ત્યાં દરવરશે ७७००७ રતલને આશરે અફીણ આયાત કરવામાં આવે છે અને બંધાણીઓની સંખ્યા ૨૦૦૦૦ વીશ હજારથી પણ વધારે છે એક માણસની વર્ષ દહાડાની આવરેજ આશરે ચાર રતલને સુમારે આવેછે.

રશિઆનોની વસ્તી દહાડે દહાડે વધતી જાયછે સને ૧૮૭૭ ની અંદર આઠ કરોડ પંચાવનલાખ સીતેર હજાર છસેંને

ઓગણપચાશ ક્રિશ્ચનોની વસ્તિ હતી પણ હમણાં છેવટની વસ્તીની ગણત્રી જોતાં વધીને દશ કરોડ અડત્રી હજાર ત્રણુસો સુડતાળીશની સંખ્યા આવીછે. આ સઘળો વધારો પોલાંડમાં છે. ૬૫ વર્ષમાં ત્યાંની વસ્તિમાં ઘણો વધારો થયોછે.

ચીનમાં કાગળ બનાવવાનાં કારખાનાં સંખ્યાબંધ નીકળવાને લગતી તૈયારીઓ થવા લાગીછે. નીંગપો, કેંતાન, અને સેંગાહી ખાતે, એવા કારખાનાં કાઢવાની શરૂઆત થઈ ચૂકીછે. આપણા દેશમાં એવા સાહસિક નર કોણછે !

છેલ્લી ગણત્રીપરથી એવું માલમ પડેછે કે આપણા દેશમાં ૨૧૦૦૦૦૦૦ બે કરોડ દશલાખ વિધવાઓ છે.

દુનિયામાં બનતાં કાગળોનો અડસટ્ટો ફ્રાન્સના નાણાં ખાતાના પ્રધાને કહાડ્યો છે તે ભરોસો રાખવા જોગછે. સઘળા મળી ૩૯૮૫ કાગળ બનાવવાના કારખાના છે. એ કારખાનામાં ઓગણસાઠ કરોડ ને પચાસ લાખ મૈલના વિસ્તાર સુધી ફરી વળે એટલા કાગળો દરશાલ બનેછે. તેમાંથી વર્તમાન પત્રોનાં કામમાં ૧૮ કરોડ ૭૫ લાખ મૈલ વિસ્તારને ઢાંકી નાખે એટલા કાગળો આવેછે. ગયા દશ વર્ષમાં વર્તમાન પત્રોના કામમાં આવતાં કાગળોમાં ત્રણગણો વધારો થઇ ગયોછે. રાજકાજના કામમાં છ કરોડ પચાસ લાખ મૈલના વિસ્તારમાં ફરીવળે એટલા કાગળો સરકાર લેછે. કેળવણીની શાળાઓના ખપમાં પંદર૨૫૦૦૦૦ મૈલનાં વિસ્તારના, વેપારના કામમાં ૭૫૦૦૦૦૦૦ મૈલના વિસ્તારના, ખાનગી પત્ર વહેવારના ઉપયોગમાં ૩૨૫૦૦૦૦૦ મૈલ વિસ્તારના કાગળો વપરાયછે. સઘળા કારખાનાઓમાં ઓરતો બાળકો, ને મરદો મળીને ૧૯૨૦૦૦ ની સંખ્યા કામે લાગેલી છે.

આખી દુનીયામાં ૨૩૨૯૦ વર્તમાન પત્રોછે. જેમાં યૂરોપ, ખાતે ૧૩૫૦૦, એશિઆમાં ૨૮૮, આફ્રીકામાં ૫૦૭, આસ્ટ્રેલીઆમાં ૭૦૦ તથા અમેરિકામાં ૯૧૨૯ પત્રો પ્રગટ થાય છે. સુધરેલા દેશોનો કેવો સુધારો !

તા. ૬ ઠી મેના, "ટાઇમ્સઓફ ઇંડીયા" માં વડોદરાની રાણી

જમનાબાઇની છબી આપી આ પ્રમાણે લખેલું છેઃ—રાણી જમના બાઈ ૧૮૫૩ ના આગષ્ટ માસમાં સતારાના ગ્હીમતપુરના કુળવાન કુટુંબમાં જન્મી હતી. ૧૮૬૬ ના અપ્રિલની ૨૬ મીએ મરનાર મહારાજા ખંડેરાવ ગાયકવાડ સાથે તેનાં લગ્ન થયાં હતાં, અને ૧૮૭૦ ના નવેંબરની ૨૮ મીએ તે વિધવા થઈ હતી એસમે તેને કાંઈ સંતાન નહોતું, પણ ગર્ભ હતો. એ પછી ૧૮૭૧ ના જુલાઈની ૫ મો તારીખે તેને એક છોકરી જન્મી હતી, જે તારાબાઈ છે. તે ૧૮૭૯ ના ડીસેંબરમાં સાવંતવાડીના સરદેશાઈ સાથે પરણીછે. ખંડેરાવના મરણ પછી મલ્હારરાવ ગાદીએ બેઠો હતો પણ તેના અવ્યવસ્થિત કારભારને લીધે તેને જ્યારે પદભ્રષ્ટ કીધો ત્યારે જમનાબાઇને પોતાના ભરથારની નીમકહલાલી માટે દત્તક લેવાનો હક સરકારે આપ્યો. આટલી મુદત—એટલે ૧૮૭૨ ના જાન્યુઆરીની ૪થી તે વડોદરૂં છોડીને પૂને જઇને રહી હતી; તે ૧૮૭૫ ના મેની ૨ જીએ વડોદરે આવીને ૨૭ મી મેએ હાલના સિયાજીરાવને તેણે દત્તક લોધા હતા. વડોદરાના દિવાન અને રેસીડંટે ઘણા રીપોર્ટમાં તેની સારી સલાહ માટે ઉપકાર માનેલો છે. જમનાબાઈ ૧૮૭૭ ના દિલ્હી દરબારમાં હાજર થઇ હતી, ને લાડ લીટનની મુલાકાત લીધો હતી. તે મરાઠા સ્ત્રીમાં એક નમુનાદાર સ્ત્રીછે. સ્ત્રીઓ જે જ્ઞાન મેળવી શકે તે કરતાં તે વધારે કેળવાયલી છે, ને ઘણી તેને કુદરતી બક્ષીસો છે. તે વાતચિત કરવામાં ને મુલાકાત કરવામાં ઘણી નીડર ને ધીરછે; અને વડોદરા સંબંધી તે ઘણું સારૂં જ્ઞાન ધરાવે છે, તથા રાજકાજમાં હમેશાં ઘણી સારી સલાહ આપેછે.

---

## નિશાળોનાં ઇનામ પત્રક.

(સાંધણ પૃષ્ઠ ૨૪૦)

જોડીયા. મુનસફ સાહેબ લાલજી પીતાંબરે ગરિબના છોકરાઓને ૩૨-૧૩-૦ રૂપૈઆ નં. ૧૮ હાલાવાડ. વોરા કાળા જાદવજીને ઘેર પુત્રના જન્મની ખુશાલીમાં ૩૧) પતાસાં અને કન્યાશાળામાં ૨ાા પતાસાં— ધાંટોળા. વ્યાસ ગોવિંદજીએ પોતાના છોકરાને નિશાળે બેસાડી ૨ાા મી-

ડાઈ મોદરીઆ ભગવાનજીને પેર પુત્રનો જન્મ થવાથી રૂ૦ાા મીઠાઈ—ગઢવી જીવા દાદાને પેર પુત્રનો જન્મ થવાથી રૂ૦ાા મીઠાઈ—આધોઈ આસિસ્ટંટ પુરૂષોતમને પેર પુત્રનો જન્મ થવાથી રૂ૩-૧૦-૦ સ્લેટો તથા ચોપડીઓ—દડવા. મે. ગોંડળ રેવિન્યુકમિશનર સાહેબે રૂ૧-૧૩-૬ મીઠાઈ—સરસાઈ. સ્કુલ કમિટિના પ્રેસિડેન્ટ સાહેબ તથા મેમ્બરોએ રૂ૧ વીરપર ભગત. જલા રામજી પોત પોતાના ભાણેજને નિશાળે બેસાડીને રૂ૦ાા મીઠાઈ—દરજી કેશવજી ભવાન પોતાના દીકરાને નિશાળે બેસારી રૂ૦ાા મીઠાઈ—ગોંડળ તાબે નવાનગરના ભાઉ બાધા ખોડાએ પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૩) મીઠાઈ—ધોરાજી. શેઠ બેજા કહાનજી પોતાને પેર દીકરો આવવાથી રૂ૪ાા પતાસાં—ભટ હરજીવન બાધા પોતાની બેનને પેર દીકરો આવવાથી રૂ૪ાા પતાસાં—તમાં પ્રેમમાં રૂ૦ાા પતાસાં—ઢાંક. મો. નેમચંદ વશરામ તથા માં. શવજી પ્રાગજી રૂ૦ાા પતાસાં—સરધાર. વહીવટકારકુન ગંગાધર સીવનારાયણની રાજકોટ બદલી થઈ તે બાબત રૂ૨) પતાસાં—ગવરીદડ. પટેલ માંડણ જીવા તથા સોની પુરૂષોતમ તથા દમાજીએ મળી રૂ૦ાા રાજપરા. તાલુકદાર સાહેબે રૂ૦ાા વડાળા. અવલ કારકુન ગૌરીશંકર નર્મેશંકરની બદલી થતી વખત રૂ૧) પાટી તથા શાકર ભાટીયા. મહાજકારી નેણશંગ મોતીચંદ ૦-૫-૦ શાકર—જોડીયા. ઠકર રાઘવજી જુઠાણી ઉનાળામાં છોકરાઓને પાણી પાયુ તેનું કુલ ખર્ચ રૂ૬-૯-૯ આળીઆ. ખોજા જેઠા કુંવરજી રૂ૧ા ઉપલેટા કન્યાશાળા. પોસ્ટમાસ્તર ફુલચંદ મૂળજી રૂ૧ા પતાસાં—આંબરડી. આ. દેવાશંકર હીરાચંદ વહીવટદાર સાહેબે રૂ૦ાા મીઠાઈ તથા પતાસાં—નવાનગરકન્યાશાળા. શેઠાણી પૂતળીબાઈએ રૂ૧ાા સાકર વહેંચી—સલાયા. કમિટિના મેંબરો તથા ગામલોકોએ મળી રૂ૧ાા સાકર—ભાટીયા. શેઠ પેરાજ મૂળજી રૂ૦ા સાકર—કાળાવડ. આ. ન્યાયાધીશ છેલશંકર નૌતમલાલે રૂ૧) મીઠાઈ અને કન્યાશાળામાં ૦-૯-૬ મીઠાઈ—મહેતાજી જેઠાલાલે ૧-૬-૯ શાકર—વવાણીયા. દોશી હીરાચંદ અવચળના દીકરાને બારે મંદવાડ મટવાથી રૂ૪) છોકરાઓને જમાડ્યા—માળીયા. મહેતાજીએ પોતાના છોકરાને મુંડાણ થવાથી રૂ૦-૧૦-૦ મીઠાઈ—સરસાઈ. ફોજદાર આ.

ગીરજાશંકર દયાશંકર રૂ૦-૧૦-૬ પતાસાં તથા છીંટ—મોટીખીલોડી. ગામલોકો તરફથી રૂ૦-૬-૦ ચોપડીયો—ખરેડી. ન્યા. મ. કા. કપુરચંદ ગોપાળજી રૂ૧ા લુગડું. સ્કૂલ કમિટિએ રૂ૧) મીઠાઈ—પાટણવાવ. માજી ફોજદાર મલેક નથુરામરા તથા લાલજી છગનપ્રશાદ દરેક રૂ ગા. મુજબ રૂ૧) પતાસાં તથા સાકર. વહીવટદાર સાહેબ હેમચંદ હંસરાજ તથા ફોજદાર રતનશી ખીમજીએ મળી રૂ૧) ની શાકર—નાયબ ફો. દાદામીઆં મહમદમીયાં તથા ગુસાઈ લક્ષ્મણપુરી ધર્મપુરી તથા શેઠ. સોમજી વીરજી રૂ૧ા ચોપડીયો—પટેલ પેલા ભાણા પેથાણી રૂ૦ ચોપડીઓ —જાળિયા. ખાખી. માહંત લક્ષ્મણદાસજી તથા બીજા બ્બ્બરોએ રૂ૧) સાકર—લોધિકા. આજમ થાણદાર સાહેબ કેશવલાલ ચુનીલાલે રૂ૨) શાકર શેર ૧૦) ખંભાલીયા. મુંબાઈના ઠકર દામોદર ઠાકરશી. મુળજી. જ. ટી. ઘી. ઓ. ને ઘેર પુત્રનો જન્મ થવાથી તાલુકા સ્કુલ તથા કન્યાશાળામાં રૂ૨૪ાા ઈનામ વહેંચ્યું. રૂ૨૧-૭-૦ મીઠાઈ ઉપલા વર્ગના છોકરાઓને. રૂ ૩ાા સીસાપેન. રૂ૧-૭-૦ નીચલા વર્ગના છોકરાઓને પથ્થરપેનો રૂ૭) છીંટના ઘાઘરા છોકરીઓને રૂ૧૦) નિશાળમાં ઘડીયાળના આપ્યા.

ગણપતરામ અંબુપરામ.

ડેપ્યુટી, એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર સાહેબ.

## કચ્છ પ્રાંત.

વીરાણી. વાર્ષિક પરિક્ષા વખતે રૂ૮ાા ચોપડીયો. તથા તે વખતે મહાજન તર્ફથી રૂ૬ા ચોપડીયો રૂ૧) મીઠાઈ—લાખાણીયા. વાર્ષિક પરીક્ષા વખતે રૂ૩ાા ચોપડીયો—સાંધારણ. વાર્ષિક પરીક્ષા વખતે રૂ૪ાા ચોપડીયો તથા મહાજને તર્ફથી રૂ૧) મીઠાઈ—ડુમરો. વાર્ષિક પરીક્ષા વખતે રૂ૬ા ચોપડીયો તથા મહાજન તર્ફથી ૧ાા મીઠાઈ—સાભરાઈ. વાર્ષિક પરીક્ષા વખતે રૂ૬ા ચોપડીયો—ગામધણી તર્ફથી રૂ૧ા મીઠાઈ—લાયજા. વાર્ષિક પરીક્ષા વખતે રૂ૩ાા ચોપડીયો—ફતેગઢ. વાર્ષિક પરીક્ષા વખતે રૂ૩ાા ચોપડીયો તથા એસીસ્ટંટ ઈન્સ્પેક્ટર રા. જટાશંકર પ્રભાશંકર અને મહાજન તર્ફથી રૂ૨) મીઠાઈ—ઓટશર. વાર્ષિક પરીક્ષા વખતે ગામધણી

તર્ફથી કારભારી જીજીભાઈ જીણાભાઈ તર્ફથી રૂ૨) મીઠાઈ—ખેરા. વા- ર્ષિક પરીક્ષા વખતે રૂ૧૦) ચોપડીયો, ગામધણી અને એજ્યુકેશન ઇન્સ્પેકટર જટાશંકરે મળી રૂ૨ાા મીઠાઈ—ગેડી. વાર્ષિક પરીક્ષા વખતે રૂ૪) ચોપડીયો તથા જાગીરદાર તર્ફથી તથા મહાનેજર રા. મંગળજી કલ્યાણ જી એજ્યુકેશન ઇન્સ્પેકટર જટાશંકરે મળી રૂ૩ાા મીઠાઈ—રવ. વાર્ષિક પ- રીક્ષા વખતે મહારાજાધિરાજ મિરજા મહારાઓશ્રીજી ખેંગારજી બહાદુર તર્ફથી રૂ૩ાા ચોપડીયો. રૂ૧) મીઠાઈ—મનફરા. વાર્ષિક પરીક્ષા વખત રૂ૩ા ચોપડીયો. ગામધણી પીરના કારભારી તર્ફથી રૂ૧) દુધાઈ. વાર્ષિક પરીક્ષા વખતે મહારાજા ધિરાજ મહારાઓશ્રીજી ખેંગારજી તર્ફથી રૂ૫ા ની ચો- પડીયો, મહાજન તર્ફથી રૂ૧) મીઠાઈ—નગવાણા. વાર્ષિક પરીક્ષા વખતે રૂ૩ા ચોપડીયો—અંજારનાઈટ સ્કુલ. વાર્ષિક પરીક્ષા વખતે મહારાજા ધીરાજ મિરજા મહારાઓશ્રીજી ખેંગારજી બહાદુર તર્ફથી રૂ૪ા ચોપડીયો, તથા વહીવટદાર અને રા. જટાશંકર શામજી વગેરે તર્ફથી રૂ૪) મીઠાઈ— રાપર નાઈટસ્કુલ. વાર્ષિક પરીક્ષા વખતે રૂ૩ા ચોપડીયો—માધાપર. ખા. શુ. નિ. પ્રાં. કચ્છના. રા. એ. ઈ. સા. મહાજન વગેરેની અરજીપ- રથી ત્યાંની સ્કુલ તપાસવા ગયાં ત્યારે ખોજા ઈબ્રાહિમ રહીમાણી રૂ૧) ખો. આસાર રેવજી રૂ૧ ખો. કોરજી ધાણીયા રૂ૦ા શેવક ખીમજી દેવ- વજી રૂ૦-૯-૦ ખો. કોરજી પ્રધાન રૂ૦-૬-૦ કુંભારે નારણ રાજાણી રૂ૦ા કુંભારે પ્રેમજી હરભમ રૂ૦ા કુંભારે નારણ ગોવિંદ રૂ૦ા શોની ખીમજી વેણશિ રૂ૦ા કેણબી સાંમજી જેઠાણી રૂ૦ા નળીયા. ઠકર શામજી જેઠાએ પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૧ા મીઠાઈ મહેતા- જીને રૂ૧ા માનીટરો ચારને રૂ૦ા વરાડીયાના શેઠ નરસી જેઠાને ઘેર પુત્ર પ્રસંગથી રૂ૧૬-૬-૦ ની ચોપડીયો. તથા છોકરાઓને દરેક જણને શેર ૦ા ગોળ મહેતાજીને છીંટ હાથ ૧૦ એક પછેડી રૂ૦ા રોકડા માનીટર ચારને રૂ૦ાા અંગીઆ. ઠકર વેલજી મુળચંદ રૂ૧ાા મીઠાઈ વહેંચી. શોની સીવાધરે પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૧ાાા મીઠાઈ મહેતાજીને રૂ૨ાાા પાઘડીના—ભૂજપર. રા. વીકલજી જીવણ મુદ્રા વહીવટદારે પરીક્ષા લઈ ઉઘરાણું કરી તમામ છોકરાઓને ચોપડીયો આપી

૨૩ાા શા આશાકરણ ભેંગાર ૨૧ શા. મુળચંદ ૧ાા શા. વસાયા ઉગાણી ૨૧) શા. તેજસી નથુ ૨૧) પટેલ ભીમજી બાવજી ૨૧) શા. પેજપાળ ઉકરડા ૨ગા શા. શીવરાજ માનજી ૨ાા શા લાલચંદ કેશવ- જી તા. ૧૪-૯-૮૧ ને રોજ મુદ્રાના શેઠ મુળચંદ દેવચંદે ૨ાાા ની મીઠાઈ—વિંઝણ. રા. કલ્યાણરાય જુઠાભાઇએ ૨૧ાા લુગડું તથા ૨૧ાા મીઠાઈ ખોજા મોલોદીના સોમજીએ પોતાના છોકરાને સ્કુલમાં બેસાડી ૨૫) મીઠાઈ—ખેડોઈ. નિશાળનું વાસ્તુ થતી વખતે ૨ાા બીમાણી પ્રતાપસંગજી પ્રાગજી ૨ાા મેમાણ નથુ ફકીરમહમદ ૨ાા મેમાણ ઈસા જુમાણી ૨ાા મી. જાદવજી કસ્તુર ૨ાા બમાણી સુરેજમલજી આસારીઆઇ ૨ાા બીમાણી આમરજી બાપજી ૨ાા ઝાલોરા માધવજી બીમજી ૨ાા મેમણ જુરમહમદ અલારખા. બીજા ગ્રહસ્થોએ ૨૦-૧૦-૦ કુલ ૨૨-૧૦-૦ પત્રી. વકીલ હરીદાસ મુળજી તરફથી ૨૧ાા ની મીઠાઈ—ગઢસીસા. ખેતીવાડીની કેળવણી લેવા જનાર મહેતાજીઓએ મળીને ૨૨) મીઠાઈ ૨ાા ચોપડીઓ—ફરાદી. તેરાના ઠકર કહાનજી પુરશોતમે ૨૮) પેંડા વહેંચ્યા—કોઠારા કન્યાશાળા. શેઠ ત્રીકમજી વેલજીની પુત્રી લક્ષ્મીબાઇએ કન્યાઓની પરીક્ષા લઇ ૨૩) ની મીઠાઈ ૨ાાા નાં ચાંલા ૨૦-૬-૦ પેન્સીલો ૨૧ાા મહેતાજીને. પોસ્ટમાસ્તર બલાનજી હરિરામે ૨ાા પતાસાં વહેંચ્યાં—લાકડીઆ. આસિસ્ટંટ ત્રીભોવન કેવળજીએ ૨૧) મીઠાઇ સોની રામજી નથુને ઘેર પુત્ર જન્માથી ૨૧) નાં પતાસાં. કુંવર હરીસંગજીએ છોકરાઓની પરીક્ષા લઇ ૨૭-૦-૪ ની ચોપડીઓ. ઇંદ્રસભાની ચોપડી સ્કૂલ લાઇબ્રેરીને ભેટ આપી.

દલપતરામ પ્રાણજીવન.

ડે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર પ્રાં. કચ્છ.

## ગોહીલવાડ પ્રાં.

ચાપજ. શેઠ રામજી સંઘજી રૂ-૮-૬ ભાવન... ...ગા. ગઢડાના દાકટર મોતીલાલ રૂ૨) કેળાં—વીજપડી. રાજેશ્રી દયારામ અંબારામ રૂ૧ા પેંડા. ઠકર ખીમા જીવા. રૂ૪-૧૦-૦ સાકર, સોની વસ્તા રાણા રૂ૦ાા વાંવર. રાજુલાના આ. મહાલકરી સાહેબ રૂ૦ા સાકર—દીહોર. દવે બાઈશંકર વેલજી રૂ૦ા ઉનાળામાં છોકરાને પાણી પાવાના તળાજાના વહીવટદાર સાહેબ તર્ફથી રૂ૧) ની સાકર તથા બાકી છોકરાઓને રૂ૨ાા ના ફુલીસ્કેપ કાગળ—ઝાંઝમેર. ઊમંડીના ઈ.થાણદાર સાહેબ રૂ૧) સાકર—ઉમડી. રતીલાલભાઈ રૂ૦ા સાકર ચોકના ઠકર કરીમ મીના. રૂ૦ાા ની સાકર તથા દ્રાક્ષ—તળાજા. નામદાર દરબારશ્રી તર્ફથી વહીવટદાર રૂ૪ નાં કપડાં—દઠવા. કારકુન ડોસાભાઈ ગુંગાભાઈ રૂ૦ા સાકર—ગઢાળ. પોલીશ તપાદાર રાજેશ્રી અંબાશંકર મહાશંકર રૂ૦ા સાકર તથ ગંઢડાના દાક્ટર મોતીલાલભાઈ રૂ૦ા મીઠાઈ—હડમતિઆ. કારકુન પુંલશંકર પ્રાણશંકર ૦-૬-૦ ચોપડીઓ—દરેડ. વળાના ન્યાયાધિશ સીંલાધર હરખરામ રૂ૦ાા મીઠાઈ રૂ૧-૫-૦ ગરીબના છોકરાને ચોપડીઓ તથા રૂ૦-૯-૬ સ્લેટો—લાઠી. બાઇ શ્રી રામાબા તરફથી રૂ૪) મીઠાઈ આજમ માણેકલાલ લાધાભાઈ કન્યાઓને રૂ૧) મીઠાઈ—રાજપીપળા. લાઠીના ન્યાયાધિશ સાહેબ રૂ૦ા સાકર—પીપળવા. સોનગઢ સ્ટેટના થાણદાર વગેરે રૂ૧) સાકર—ખુંટવડા. આજમ મહુવાના વહીવટદારસાહેબ રૂ૦-૬-૦ મીઠાઈ—શિહોર. રાઓળશ્રી હરીસંગજી રૂપસંઘજી રૂ૫ાા ચોપડીઓ—સથરાં. મહેતા ભીટા કમળશી રૂ૦-૧૩-૦ ગરીબના છોકરાઓને ચોપડીઓ—ચોગઠ. કોળી કાળા ભીમા રૂ૦ા સાકર—લાઠી કન્યાશાળા. કારભારી સા. માણેકલાલ લાધાભાઈ રૂ૧) ઈનામ—ચમારડી. ગાંગાના

ળાની વીધવા ઓરત ગંગુબાઈ તથા શેઠ બાઈ ૩૫) દરબારશ્રી ૩૧) દરબારશ્રી જગાબાળા ૩૧) દરબારશ્રી જીવા વાળા ૩૧) આંપરાજવાળા ૩૧) દરબારશ્રી મામૈયાવાળા ૩૧) દરબારશ્રી મુલુ વાળા ૩૧) કુલ રૂ ૧૧) રૂમાલ તથા સાકર વગેરે પટેલ મોટારામ તથા ધનશી, પટેલ ધરમશી ગોપાળ તથા બાબરા તાલુકા માસ્તર ઉમીયાશંકર મુળજી તથા પટેલ દેવરાજ જસા વીગેરે રૂ૨ા ગૂજરાતનો નકશો—ત્રાપજ. પ્રગણે દસ્ક્રોઈના પો. ફો. હરજીવનદાસ લક્ષ્મીદાસ તથા મહાજનલોકોએ રૂ૧ા મીઠાઈ નામદાર દરબારશ્રી તરફથી રૂ૫) ચુંદડીઓ તથા કાપડીયો. કન્યાશાળામાં—વીજપડી. ઠકર ભીમા જીવા તથા ઠા. મીઠા જીવા ઠકર પીરભાઈ નાનજી વીગેરે મુંબાઇનું લોકમીત્ર નામનું ન્યુસપેપર—નેસડી. કુંડળાના પોલીસ ફોજદાર સદાશંકર વીગેરે. રૂ૧ા સાકર, વસ્તા ભગવાન ૨૦–૬–૦ સાકર—ગુંદાળા પો. તપાદાર અંબાશંકર મહાશંકર રૂ૧ા લીલીયા. મેહેતાજી ગૌરીશંકર પરભુરામ રૂ૧ા સાકર—વળા. મેહેતા કલ્યાણજી મુળજી રૂ૧) મીઠાઈ—ચમારડી. થાણદાર સાહેબ લલ્લુભાઈ હરિભાઈ રૂ૧ા સાકર તાલુકદાર તખ્તસિંગ કમાલસિંગ તથા માધુભા વીગરે રૂ૧) મીઠાઈ થાણદાર લલુભાઇએ કન્યાવિક્રય દોષદર્શકની ચોપડી બક્ષીસમાં આપી—લાઠી. બાઈ શ્રી રામબા રૂ૨) મીઠાઈ.

કનૈયાલાલ ગિરધરલાલ.

સ. ડે. એ. ઈ. પ્રાં. ગો.

---

## જાહેર ખબર.

વૈદકવિલાસ—આ મોટા ઉપયોગી પુસ્તકની અંદર વારંવાર હમેશાં થતાં તમામ દરદોનો સમાવેશ કરવામાં આવેલો છે. લાંબી મુદત શ્રમ લેઈ તમામ લોકો પુસ્તકને આધારે દરદ પીછાની ચોકસ દવા લાગુ કરવામાં કોઈ તરેહથી ભુલ ન ખાય, એવી યુકતીથી ઘણી મેહેનતે તઈઆર કરેલું છે. દરેક દરદ ચોકસ પારખી કાઢવાને વાસ્તે ઘણા લંબાણથી ચોખી ભાષામાં પુરીરીતે વરણન કરેલ છે કે સાધારણ માણસ પણ વગર હરકતે સમજી શકે. તે દરદ શા શા કારણથી ઉતપન થએલ છે ને તે થવાનાં મુખ્ય કેટલાં કારણો છે. તેનું સંપુરણ બ્યાન દરેક દરદમાં કરવામાં આવેલ છે.

દરેક દરદના અંગ્રેજી ઉપાયો જે મોટા મોટા નામાંકીત પુસ્તકોની મદદથી તેમજ તેના કરતાના લાંબા અનુભવથી, સીધ થએલા ઉપાયો ગોઠવવામાં આવેલ છે. જે ઉપાયો એવા ચમત્કારી છે કે તેની અંદર બતાવેલા ઉપાયોમાંથી એકજ ઉપાય મળી આવશે તો તે પુરીરીતે બસ થશે. કોઈ ઠેકાણે અંગ્રેજી દવાઓ ન મળી આવે તેને વાસ્તે અંગ્રેજી ઉપાયોની નીચે જામનગરના વૈદરાજ મણીશંકર ગોવીંદજી જેનુ નામ આખા કાઠીઆવાડની અંદર મશહુર છે અને દેશી વૈદક ખાતામાં કાઠીઆવાડમાં પેહેલી પંકતી ધરાવે છે, જે મોટા મોટા ડાકટરોએ આશા છોડી દીધેલાં દરદીઓને જુજ વખતમાં આરામ કરેલ છે. તેમની મદદથી તેમના લાંબા અનુભવ ઉપર સીધ કરેલા ઉપાયો તેની અંદર ગોઠવેલ છે. કદાપી કોઈ નાના ગામડામાં દેશી દવાઓ ન મળી શકે તો ઝાડપાલાંના તેવે ઠેકાણે મળી આવે એવા ઉપાયો. જેવાકે લીંબડાની છાલ, પાંદડા, બાવળ, બોરડી, અરણી, આંબળ વીગેરે તેવે ઠેકાણે વગર હરકતે મળી આવે એવા અજમાવેલા ઉપાયો ગોઠવવામાં આવેલ છે. અંગ્રેજી દવાઓ ભુલથી વધારે અપાઈ જાય તેમજ શ્વાન અથવા બીજા ઝેરી જાનવરો કરડેલ હોય તે તમામના પુરીરીતે અજમાયશ કરેલા ઉપાયો ગોઠવેલ છે. અંગ્રેજી દવાઓ વાપરવાને વાસ્તે દેશી ભાઈઓ દરેક દવામાં વટાળ છે એવા વહેમથી અમુલ્ય દવાનો અવશાન સુધી લાભ લેતા નથી તેને વાસ્તે ઘણો શ્રમ લેઈ આ પુસ્તકની અંદર આપેલી અંગ્રેજી દવાઓ શેની બનેલ છે. કેવી,

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER.

DECEMBER 1882.

પુસ્તક ૨૧ મું. ડીસેમ્બર. અંક ૧૨ મો.


મે'તાજી બહુ મોટું તુજ, નામ તેમ છે કામ;-
કર અંતે મન ક્ષેત્રની, ખરી ખેતી ધરી હામ.

| અનુક્રમણિકા | પૃષ્ઠ | CONTENTS | PAGES. |
| --- | --- | --- | --- |
| સુબોધચિંતામણી વિવેચન. ... | ૨૬૫ | Subodh Chintamani—A Review | 265 |
| ઇજીપ્તની લડાઈ. .............. | ૨૭૨ | The Egyptian war .. | 272 |
| જાહેર ખબર. .............. | ૨૭૮ | Departmental Notices | 278 |
| નિશાળોનાં ઈનામ પત્રક. ...... | ૨૮૩ | Lists of Prizes distributed in Schools . .. | 283 |




( કેળવણી ખાતાના હુકમથી. )

अमदावादमां

મામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું.

મુલ { રૂ૧) વરસનો અગાઉથીજ. } ટપાલ ખર્ચ
{ રૂ૦)‒ છૂટક અંક એકના } જાદું.

# ગૂજરાત શાળાપત્ર.

પુસ્તક ૨૧ મું. ડીસેમ્બર. સન ૧૮૮૨. અંક ૧૨ મો.

## સુબોધચિંતામણિ વિવેચન.

આ ગ્રંથની પહોંચ નોંધવાને ત્રણેક માસ થઈ ગયા છતાં દિલગીર છઈએ કે તેમાં વચન આપ્યા પ્રમાણે અમે અત્યાર સુધી તેનું યથાસ્થિત વિવેચન કરી શક્યા નહિ. પણ આ ચોપાનીઆનું કદ નાનું અને વળી એની ખાસ બાબત શાળોપયોગી હોવાથી હરકોઈ માસમાં બહારના વિષયોને માટે થોડીજ જગા બાકી રહેછે. તેમાં વિવેચન આપવું ત્યારે કાંઈક વિસ્તારથીજ આપવું એમ અમારો વિચાર હોવાથી તેની જગા કરવા હમેશાં કેટલીક વખત અવશ્યેજ થોભવું પડેછે. આ કારણથી અમે એવા નિયમ રાખ્યો છે કે કેટલાંક પુસ્તકની તો માત્ર પહોંચજ આપવી, કેટલાંક વિષે તેજ સ્થળે સામાન્ય વિચાર પાંચ દશ લીટીમાં દર્શાવી દેવા, અને જે થોડાં પુસ્તક ઉત્તમ પ્રતિના માલમ પડે તેનેજ વિસ્તીર્ણ વિવેચનને માટે રહેવા દેવા. વિવેચન બાબત અમારૂં ધોરણ ઘણા વખતથી આ રીતનું ચાલેછે. એ વાત ચતુર વાંચનારના તો લક્ષમાં હશેજ, પરંતુ સઘળાંના જાણને માટે અત્રે તે સ્પષ્ટપણે જણાવીએ છઈએ કે તેમાં કોઈ ભૂલ ખાય નહિ. આવું ધોરણ રાખવાથી ઘણી વખત એમ બનેછે કે એક ચોપડીને ઠીકછે એમ કહી પતાવી દઈએ છઈએ, અને બીજીનું વિવેચન આપીએ છઈએ તેમાં તેના દોષ વિસ્તારથી બતાવેલા હોયછે. આ ઉપરથી એમ કદી સમજવું નહિ કે પેલી ઠીક કહેલી ચોપડી તે કરતાં સારી હશે, પણ તેથી ઉલટું અનુમાન તો એજ લેવાનું છે કે એના દોષ દર્શાવ્યા છે તોપણ તે પેલી ચોપડીઓ કરતાં તો સર્વથા સારીજ છે. જેમકે ગઈ વખતે કાંતાના વિવેચનમાં અમે તેના ઘણાક દોષ વિસ્તારથી સમજાવ્યા છે. પણ તેજ ઉપરથી સમજવાનું એછે કે એ ઉત્તમ પ્રતિનું નાટક છે, અને બીજી નમાલી કવિતા વાર્તા કે, નાટકો જેને અમે પ

યોજની પહોંચમાં વિદાય કરીએ છઈએ તેના કરતાં એ અલબત્ત બધી રીતેજ સારૂંજ છે. વિવેચન યોગ્ય અમે ગણ્યું એજ તેના ઉત્તમપણાની સાબીતી છે. પછીથી તે ઉત્તમ વર્ગના પુસ્તકો જોડે સરખાવાય છે, અને તદનુસાર તેની તુલના થાયછે, અને તે તુલનામાં તે દોષિત ઠરે તોપણ જેને તે તુલનાજ શોભતી નથી તેના કરતાં તે સારૂંજ હોવું જોઈએ.

શેઠ વલ્લભદાસ પોપટનું આ સુબોધચિંતામણિ કાવ્ય અમારા વિચારમાં વિવેચનને યોગ્ય છે. એની શૈલી, એના વિચાર, ને એની ભાષા એ સર્વે લંબાણથી ચર્ચા કરવા જોગ છે. પણ એ સઘળું યથેચ્છતો સ્વતંત્ર વિવેચનનું મોટું ત્રિમાસિક હોય તેમાંજ થઈ શકે, અને ખરે કેટલાક વખતથી એવા ત્રિમાસિકની આપણી ભાષામાં પૂરેપૂરી ખોટ અમને જણાવા લાગી છે. એવા ત્રિમાસિકની ગેરહાજરીમાં એ બાબત અમે અમારાથી બનતું કરીએ છઈએ; અને તે રીત મુજબ હવે આ કાવ્યના ગુણદોષ તપાસીએ.

"પુસ્તક વાંચી કેવળ રચનાની પ્રશંસાથી સંતોષ નથી" એમ શેઠ વલ્લભદાસ લખેછે તે ખરૂં છે—અગર જો મારી પુસ્તકરચનાની પ્રશંસા થશેજ એમ પોતે ઈશારો કરેલો એમાં કેટલીક કડકાઈ રહેલી છે ખરી. આ પુસ્તક તેની શૈલી કરતાં તેના વિચારને માટે વધારે ચર્ચાવું જોઈએ. એ 'સુધારા'નો ગ્રંથ છે, અને તે ખરા અંતઃકરણના જુસ્સાથી લખાએલો છે. એની બરાબર તુલના કરતાં આખા સુધારાના વિષયને તોળવો પડે એમ છે, અને તે કરવા અમે આ સ્થળે તયાર નથી, તોપણ તેનું સ્વરૂપ કેવું છે તે અમે અત્રે કાંઈક દર્શાવીએ છઈએ.

આ ગ્રંથ મહુવા બંદરના કોઈ જૂવાન વાણીઆએ બનાવ્યો છે. એ ગ્રંથ રૂડો કે બૂડો જેવો છે તેવો પણ તે માટે કાઠીયાવાડે બેશક અભિમાન ધરાવવું જોઇએ, કેમકે કાઠીયાવાડમાં સુધારાનું ચાંચલ્ય પેઠું તેની એ અચૂક સાબીતી છે. ખરે પાછલા ચાર પાંચ વર્ષથી કાઠીયાવાડ સુધારામાં ખૂબ બહાર પડવા માંડ્યુ છે. હાલ કાઠીયાવાડમાંથી નાનાં નાનાં પણ ચાર પાંચ ચોપાનીયાં નીકળે છે, અને મુંબાઈમાં છપાતાં ‡ત્રિમા-

‡ એ વગેરે કેટલાક લખનાર "સુધારા" ના નહિ, પણ જુના મત-

સિક, આર્યધર્મપ્રકાશ, સ્વદેશવત્સલ, વગેરેમાં પણ આગળ પડતો હાથ સૌરાષ્ટ્રીઓનોજ હોય એમ દેખાય છે. મુંબાઈ ઇલાકામાં હાલ જે હિંદુઓ તર્ફથી ગૂજરાતી ચોપડીઓ છપાય છે, તેમાં ઘણો ભાગ કાઠીઆવાડ તર્ફનોજ માલમ પડશે. પુનર્લગ્નાદિક સુધારાના કામ પણ હાલ કોઈ કોઈ ઠેકાણે થતાં સાંભળીએ છઇએ તે કાઠીયાવાડ અથવા કાઠીયાવાડીથીજ. હાલ સુધારાના ચાંચલ્યે જાણે ગૂજરાતમાંથી આવી અત્રે વાસ કર્યો હોય એમ દેખાય છે, અને એનું જોર તો હાલ બેશક કાઠીયાવાડના જુવાનીઆમાં ઉભરાઈ જાયછે.

ઈ. સ. ૧૮૬૦–૬૫ માં જેવો સુધારાનો જુસ્સો ગૂજરાતમાં ચાલી રહ્યો હતો તેવો હાલ કાઠીયાવાડમાં ઉછેળો દેખાયછે. ગૂજરાતમાં જેમ તે જુવાનીઆમાં હતો તેમ અહિંયા પણ નવલોહીયા નિશાળ છોડીને તુર્તજ બહાર પડેલા જુવાનીઆઓમાં તે ઉછળી રહ્યો છે. ત્યાં જેમ તે સુધારો અંતઃકરણ પૂર્વક, પણ શેખીખોર અને અભિમાન મસ્ત હતો, તેમ અહિંયા પણ તેવીજ પ્રતિનો દેખાય છે. ત્યાંના અને અહિંયાના સુધારામાં ફેર એટલો છે કે તે સુધારકો ઈંગ્રેજી ભણેલા જુવાનીઆ હતા, અને આ માત્ર ઘણાખરા ગૂજરાતી સાત ચોપડીના જોરે ઉપરજ કૂદનારા જણાય છે. આ કારણથી બંનેના વિદ્યાબળમાં કેટલોક તફાવત માલમ પડેછે ખરો, તથાપિ એ બંને સુધારાનું સ્વરૂપ તો એકજ છે, અને લખાણ પઢાણની શૈલીમાં પણ ધારીએ તેટલો ફરક નથી કેમકે પાછલા સુધારાના લખાણ આ સુધારાને નકલ કરવા સારૂ બાધામાં તૈયાર છે.

જેમ ૬૦–૬૫ ના ગૂજરાતી સુધારાની સમય મૂર્ત્તિ કવિ નર્મદાશંકર હતા, તેમ આ કાઠીયાવાડી સુધારાનો‡ કવિ આ શેઠનેજ ગણવા જોઇએ.

---

ના પ્રતિપાદક છે. પણ તેનું વિદ્યાચાંચલ્ય જોઈ સુધારાના સામાન્ય અર્થમાં તેને અહિં ગણવા છે. કાઠીયાવાડના આ સુધારાનું ખાસ લક્ષણ એછે કે સંરક્ષકને ઉચ્છેદક એવા બે પક્ષ એક કાળેજ ઉભા થયા છે.

‡ કવિ ભવાનીશંકર ગદ્યપદ્ય બંને લખવામાં કાઠીયાવાડ ખાતે પ્રથમ છે, પણ તેને "સુધારા" નોજ કવિ કહી શકાય એમ નથી. "સુધારા" કરતાં સાક્ષરના તર્ફે તેનું વળણ વધારે છે, અને વળી તેણે તો કાઠીયાવાડમાં આ ચાંચલ્ય આવ્યું તે પહેલાં ઘણા વર્ષથી લખવા માંડ્યુંછે.

પહેલાં, નર્મદાશંકર પોતાની નર્મકવિતાના મોટા ચોપડાને કોઈ કોઈ વ-ખત "સુધારાનું બૈબલ" કરીને કહેતા, પણ તે કરતાંએ આ "વણિક વલ્લભદાસ"નો સુબોધ ચિંતામણિ ગ્રંથ અમને તો કાઠીયાવાડના આ-ધુનિક સુધારાનું બૈબલ કહેવડાવવાને વધારે લાયક દેખાય છે, અને એ બાઈના જુવાન સાથીઓમાં તે એવી રીતનીજ વાહવા પામશે એમાં અમને કાંઈ શક નથી.

આ ઉપરથી જણાશે કે આ ગ્રંથના વિચારોનું સ્વરૂપ કેવુંછે. એ ગ્રંથ ખરેખરૂં કહીએ તો હડહડતા સુધારાનો, દરિયા પારનાર સુધારાનો, કેવળ ઉચ્છેદક સુધારાનો છે. એમાં સુબોધ ચિંતામણિ એ નામ સિવાય બીજાું કાંઇ પણ જાુનું સ્વીકાર્યું નથી, અને એ જાુનું નામ રાખતાં પણ શેઠ વલ્લભદાસનો સુધરેલો જીવ બહુજ કચવાયો હોય એમ જણાય છે, કેમકે તે બાબત માફી માગવામાં આશરે દશ બાર લીટીઓ રોકી છે. તોપણ એ માફી ન આપતાં અમે તો કહીએ છઇએ કે એવું વહેમી નામ નહોતુંજ રાખવું, અને તેને બદલે 'સુધારા બોધ' કે એવુંજ કાંઈ નવું પાડવું હતું. એ શબ્દ કપોલ કલ્પિત, કઢંગો, ભાષાની પ્રૌઢિ વિરૂદ્ધ થાત ખરો, પણ નવા વિચારના સુધારાવાળા જવાનો કાંઇ માન્યામાન્ય રૂ-ઢિની પરવાહ રાખતા નથી, અને એ ઝીકને તો તે નથીજ એ પોતે અ-હિંયા જે લખ્યુંછે તે ઉપરથી સાફ જણાઇ આવેછે. આવું સીધું નામ રાખવાનો મોટો ફાયદો તો એજ થાત કે લોકો ઠગાત નહિ અને એમાં શો વિષયછે તે નામ વાંચતાંજ તુર્તજ સમજી જાત.

નવું તેટલું બધું સારૂંજ, જાુનું તે ખોટુંજ—જો વિલાયતી મતને મળતું આવે નહિ, બ્રાહ્મણોપર ગાળોનો વર્ષાદ, તેમણે પોતાના સ્વાર્થને માટેજ શાસ્ત્રો બાંધ્યાછે એવો આરોપ, ને કદાપિ તેઓ ગમે એવા વિદ્વાન તે કાળે હશે પણ હાલ હું જે સમજાુંછું અને બોલુંછું તે કરતાં તો બેહદ ઉ-તરતાજ એવો અંતરનો ભાવ, વગેરે કેટલીક વાતો તો આવા ગ્રંથમાં હશે એમ આપણે અગાઉથી જાણવુંજ જોઇએ, અને એવાં વેણો તો સુધારા વાળાનું મન ધરાય ને વળી વધે એટલે સુધી બોલતાં આ જુવાનીઆએ જરાપણ આંચકો ખાધો નથી. મુખ્ય પૃષ્ટ ઉપરજ જે શ્લોક મૂકોછે તેમાં

વાંચનારને સાફ કહેછે, કે આવો મારા હાથનો (ગાળોરૂપી) તમાચો ખાત્રા કે તેથી તમારૂં કલ્યાણ થાય. શી ફક્કડાઈ! શેઠ વલ્લભદાસ તો પૂર્વ કાળના નર્મદાશંકરને પણ એક કોરે બેસાડે એવા જણાયછે. પ્રસ્તાવનાને આરંભેજ એક દોહરામાં શો ઝપાટો માર્યોછે.

પ્રથમ પુરણ પ્રસ્તાવના વાંચી થા વાકેફ,
ઉતરશે નહિ એ વિના ક્રોધ રૂપી તુજ કેફ.

ક્રોધ જે માણસને ચંચળને ઉદ્યોગી કરેછે તેને આળસને એથી પણું ઉત્પન્ન કરનારી જે કેફ તેની ઉપમા શીરીતે આપી શકાય, તે વાત આઘી મૂકી અત્રે અમારા કહેવાની મતલબ એછે કે લોકને કડવું લાગે એવું લખાણ અને જાણી જોઇનેજ કરેલું છે, અને એમ કરવુંજ વાજબી છે એનું પ્રતિપાદન કરવા પ્રસ્તાવનામાં કાંઇક વિસ્તારથી મહેનત કરીછે. વ્યાસથી માંડીને દયારામ સુધીના સંસ્કૃત કે ગૂજરાતી કવિઓને કલમના એક ઝપાટાની સાથે તુચ્છકારી નાખવામાં પણ ખરેખરી નર્મદાશંકરીજ કરીછે, પણ તેની વિદ્વત્તા કે રસિકતાનો તે સ્થળે એકે છાંટો નથી. આ બધું લખી કહેવાનું હાર્દ તો એજ જણાય છે, કે નીતિ બોધક કવિ તો હાલ હું મહુવામાં ઉગ્યો તે પહેલાં આ (વિદ્યાકળામાં વખણાએલાને મોક્ષ મૂલર સરખાને આનંદાશ્ચર્યથી ભરી નાખનારા,) દેશમાં કોઈ થયોજ નથી, શુકન, મુહુર્ત, ને ભૂત પ્રેતને ઉત્તેજન આપવાનું તોહોમત આખા પર્યંત તમામ જૂના કવિઓ ઉપર સાબીત કરી તેમને વર્જ્ય ઠરવ્યા તો ખેર, કેમકે પ્રેમાનંદ, શામળ, ને બિભત્સ દયારામ વગેરે પોતાના માત્ર કવિત્વ બળેજ, શેકસ્પિયરને બાયરનની પેઠે ભાષામાં અમર રહેવાને પૂર્ણ શક્તિમાન છે, પણ અમને આશ્ચર્ય લાગેછે કે ભલા, વિવેકી, ને સદાનીતિનો બોધ કરનાર બિચારા સુધારાના કવિ દલપતરામને પણ વિસારી મૂકી નીતિબોધક કવિની ખુરશી પોતાને માટેજ ખાલી પડી રહેલી છે એમ આ જૂવાન શેઠ શા ઉપરથી માની બેસેછે. તેમજ એ ખોટ પૂરી પાડવા મારે ગીતાવળી લખવી છે, દાદાનિષેધક નિબંધ લખવો છે, આયુષ્ય નિર્માણ લખવું છે, વગેરે જે કહ્યુંછે તે પણ મુધડ રસિકતાથી ઉલટું છે. એ બધું આપવડાઈના તડાકા જેવું

દેખાવછે, અને વિવેકી વાંચનાર ઉપર સારી અસર થતી નથી. અમે તો ધારીએ છઇએ કે આવી ૮૫ની લાંબી ૫૦ પાનાની પ્રસ્તાવના લખી છે તેથી માથા કરતાં પાઘડી મોટી થઈ ગઇછે, એટલુંજ નહિ પણતેથી આખા કાવ્યને નકામું લોકમાં અપ્રિય થવાની દહેશતમાં નાંખ્યું છે. ગ્રંથ કારમાં અને તેમાં વિશેષે કરીને નવા જુવાન ગ્રંથકારમાં નમ્રતા જેવી શોભા આપનારી છે તેવું અહંપદ કે તડકા ભડાકા નથીજ. એમ કરવાથી તેને પોતાના ઉદયમાં થોડોક કાળ કદાપિ કાંઈ પુષ્ટિ મળતી હશે, પણ પાછળથી સામટો અસ્ત થઈ જાયછે. માટે હવેથી આ ભાઈ પોતાની એ ૮૫ બદલે તો સારૂં.

'ઉપર પ્રમાણે ઉછાંછળ હુંપદનો કેટલોક દેખાવ છે તે બાદ કરતાં એમાં સ્પષ્ટપણે ને જુસ્સાથી પોતાના વિચાર જે છે તે દર્શાવ્યા તેને માટે અમે કાંઈ દોષ કાઢતા નથી, પણ ઉલટા તેને એ કાવ્યના ગુણ ગણીએ છઇએ.એ બધા વિચારની સાથે અમે અત્રે એક મત નથી, કેટલાકને તો અમે ખોટાજ સમજીએ છઇએ, કેટલેક ઠેકાણે કુવાના દેડકા જેવું કરી નાખેલું માલમ પડેછે, કેટલેક ઠેકાણે અમે જોઇએ છઇએ કે વધારે અનુભવ ને વિદ્વાનોનો સમાગમ થશે ત્યારે જે ટુંકી નજરનું લખાણછે તે આપોઆપ દૂર થશે, અને કેટલેક ઠેકાણે મતભેદની વાતો છે, તોપણ ગ્રંથકારનું એ કામ કે પોતાના જે વિચારો હોય તે સ્પષ્ટ પણે જુસ્સાભેર વાંચનારની આગળ મૂકવા તે કરવામાં શેઠ વલ્લભદાસે સંપૂર્ણ ફતેહ મેળવી છે. જો મર્યાદામાં રહી, ચ્યતું ચ્યતુંજ કહ્યું હોત,તો ઘણા લોક સુધારાની વાત સાંભળત એ વાત ખરીછે, પણ તેમ તેની અસરે થોડીજ થાત. હાલ થોડા,પણ ભાવથીવાંચનારા જે વલ્લભદાસને મળશે,તે વાંચી સુધારામાં એના જેવાજ તદ્રુપજ થઈ જશે, જે કદી પણ મોળાં, દહીંને દૂધમાં પગ રાખનારા, લખાણથી થઇ શકત નહિ. ખરી વાતતો એછે કે આ એકપક્ષી ગ્રંથછે, અને સઘળા એક પક્ષી ગ્રંથોનું કામ એજછે કે પોતાના પક્ષને બળવાન જુસ્સાવાળો કરવો. પ્રતિપક્ષીઓને સમજાવવાને અર્થે તે છેજ નહિ. એકપક્ષી ગ્રંથ પ્રતિપક્ષમાં જેટલો નિંદાય છે તેટલોજ તે સ્વપક્ષમાં વંદાયછે. તે વાંચી પોતાના પક્ષના લોક ધારેલું કામ કરવા ઉશ્કેરાઈ ટપોટપ

તૈયાર થાયછે. એકપક્ષી ગ્રંથોનો આ હેતુ તથા લાભ ન સમજાયાથી કેટલાક સ્વપક્ષી પણ આવા ગ્રંથને નિંદેછે, અને કહેછે, કે વિવેકથી લખ્યું હોત તો લોકોના દિલમાં ઉતરત. પણ પ્રતિપક્ષીઓના દિલમાં ઉતારવું એ આવા ગ્રંથનું કર્ત્તવ્યજ નથી, અને આ ભેદના અજ્ઞાનને લીધે વખતે ગ્રંથકાર પોતે પણ લોકનો અનાદર જોઈ નાઉમેદ થાયછે કે મારૂં કહ્યું કોઈ સાંભળતું નથી. પણ એવા લખાણથી પોતાના પક્ષના કેટલા સબળ તથા સતેજ થયા તેનો તે વિચાર કરતો નથી. સ્પષ્ટવક્તાપણું એજ ખરો ધર્મછે; એજ ખરૂં ડહાપણ છે; અને એજ સરસ લખાણનું રહસ્યછે. આવા ગ્રંથનો જો કદાપિ ચોતર્ફથી ધિટકાર થાય, તોપણ ભલા ગ્રંથકારનો એજ ધર્મછે કે સત્યમેવજયતિ એ વાક્ય ઉપરજ ભરોસો રાખી પોતાના ઉદ્યોગમાં અખંડ સદ્બુદ્ધિથી મંડ્યા રહેવું, અને તેમ કરવાથી અમે ઉપર કહ્યું તે પ્રમાણેનો ફાયદો થશે અને તે કાંઇ નાનોસૂનો નથી. સેનાને સચેત કરવી એ એનું જે કામ તે યુદ્ધ કાળે પરમોપયોગીછે.

પ્રતિપક્ષીને પણ સમાન અસર કરી શકે એવા ગ્રંથ તો જૂદીજ રીતના હોયછે, અને તેના ગ્રંથકાર પણ જૂદા વર્ગના હોય છે. તેવા ગ્રંથકારને તો ખરૂં કહીએ તો પક્ષાપક્ષજ નથી. તેઓ સર્વ પક્ષમાંથી સાર સાર શોધનારા, મહા ઊંચી બુદ્ધિના, શાંત પુરૂષો હોયછે. તેમના સિદ્ધાંતો એવા સામાન્ય ને ગંભીર હોયછે કે તેમાં સર્વે પક્ષના ખરા વિચારોનો સમાવેશ થઈ રહેલો હોયછે, અને સર્વે પક્ષની ભૂલચૂકોથી તે દૂર હોયછે એવા સિદ્ધાંતીઓ જે પુસ્તક રચેછે તે એક પક્ષી ન નીવડતાં સર્વ પક્ષી માલમ પડેછે, અને તેમાંથી સઘળા પક્ષ પોતપોતાની શક્તિ પ્રમાણે સાર ગ્રહણ કરેછે, અને એકે પક્ષમાં તે પુસ્તક છેક જનપ્રિય થઈ પડતું નથી. જનપ્રિય પુસ્તક તો એક પક્ષી હોય તેજ થાય—અલબત્ત તેજ પક્ષમાં. સર્વપક્ષી પુસ્તક ભાષામાં સ્થાયી રહેછે, અને એક પક્ષી પુસ્તક થોડો વખત લોકોમાં ઘણી હોહા કરી મૂકેછે.

શૈલી શાસ્ત્રનો આટલો મર્મ અત્રે સ્પષ્ટ કરવાનું કારણ એ છેકે હાલ આપણા લોકમાં એ બાબત મોટો મતભેદ ચાલેછે. કેટલાક કહેછે કે "ધીરે ધીરે સુધારાનો સાર, સજ્જન સ્નેહ સહિત સંભળાવજો" અને

કેટલાક કહેછે કે કહેવા બેસવું ત્યારે તો એક મગની બે ફાડજ કરીને આપવી. ઉપલી સમજુતી ઉપરથી માલમ પડશે કે એ બંને વાત યથાર્થ સમજવામાં આવે તો ખરીછે, અને એ બંનેમાં કશો વિરોધ નથી પણ એ ઉપરથી એમ અર્થ નીકળતો નથી કે કોઇએ પણ પોતાના મનના વિચાર પડદામાં રાખી સભાશોભતુંજ બોલવું. એતો ચોખ્ખું જૂઠાણું છે. એક પક્ષીએ જેવા પોતાના વિચાર હોય તે પ્રમાણેજ જણાવવા, અને તેમ કરવાથીજ પોતાના વિચારના હકમાં ફાયદો થાયછે. એ ફાયદો કેવી ને કઈ રીતે થાય છે તે ન સમજવાથી બંને મતવાળા એક બીજા સાથે નકામા લડી મરેછે.

( અપૂર્ણ. )

---

## મિસરની લડાઇ.

હાલમાં આપણી ઈંગ્રેજ સરકારે જે આ લડાઈ ચલાવી હતી, તેની બરાબર સમજ પડવાને માટે એ મિસર અથવા ઇજિપ્ત દેશનો પાછલો ઇતિહાસ કાંઈક જાણવો જોઇએ. પ્રાચીન મિસર સુધારાનું મૂળ, વિદ્યા હુનરોનું મથક, અને નામીચા નરોની જન્મભૂમિ હતી. પણ તે પૂરાતન રાજ્ય નાશ પામ્યું છે એટલુંજ નહિ, પણ તેની અસલી પ્રજા, અસલી રીતભાત, અસલી ભાષા, એમાંનું કાંઈ રહ્યું નથી. એ દેશ ઈ. સ. પૂ. ૫૨૫ માં ઈરાનદેશના પારસી પાદશાહ કેખુશરુના દીકરા કંબાઈસીસે જીતી લીધો હતો. તેની પછી એ દેશ ઈ. સ. પૂ. ૩૩૨ માં ગ્રીસ દેશના મહાન પાદશાહ સિકંદરે જીતી લીધો, ને ત્યાં સિકંદ્રિયા (આલેકઝાંડ્રિઆ) શહેર વસાવ્યું. ઈ. સ. પૂ. ૩૦ માં શહેનશાહ ઑગસ્ટસે તે દેશ જીતી લઈ ત્યાં રૂમી રાજ્ય સ્થાપ્યું, અને છેવટે ખ્રીસ્તીસનના સાતમા સૈકામાં એ દેશ મુસલમાનોને હાથ ગયો. જ્યારે આરબોએ યૂરોપના સબળા દક્ષિણ દેશો જીતી લીધા હતા, ત્યારેજ એ ફતેહમંદ મુસલમાનો ૭મા સૈકામાં ઇજિપ્તના ધણી થયા હતા. બસેં વરસ સૂધી ત્યાં ખલીફોનું રાજ્ય ચાલ્યું. ઈ. સ. ૧૨૫૦માં ત્યાં માંહોમાંહેની લડાઈ ચાલી, તેમાં આરબો

હાર્યા, તેથી ત્યાં મામેલ્યુકી રાજ્ય સ્થપાયું. તે પણ મુસલમાની રાજ્ય હતું. સોળમા સૈકામાં મામેલ્યુકી અને તુર્કી રાજ્ય વચ્ચે લડાઈ ચાલી, તેમાં મામેલ્યુક હાર્યા અને ઇજીપ્ત તુર્કીઓએ ફતેહ કર્યું. એ વખતથી એ તુર્કીનો પ્રાંત ગણાયછે, પણ તુર્કીની સત્તા ત્યાં અખંડિત ચાલુ રેહી નથી. ઇ. સ. ૧૭૯૮ માં નામાંકિત નેપોલીયન બોનાપાર્ટે એ દેશ જીતી લીધો તેથી ઇજીપ્તમાં ફ્રેંચોનો અમલ ચાલુ થયો; પણ તે ઝાઝીવાર ટકી શક્યો નહિ. નેપોલિયન પડ્યો તેની સાથે મિસરમાંથી ફ્રાન્સની સત્તા પણ ગઈ. ઇ. સ. ૧૮૦૨ માં ઈંગ્લાંડે ઇજીપ્તમાંથી ફ્રેંચોને કાઢી મૂકી પાછો ત્યાં તુર્કસ્તાનનો કબજો કરાવ્યો. ઇ. સ. ૧૮૦૭ માં ફ્રેંચો અને તુર્કીઓ એકઠા મળી જવાથી ઈંગ્લાંડે તેમનો એક સંપ તોડવા રશિઆ સાથ મળી જઇ ઇજીપ્ત ઉપર હુમલો કીધો, ને તુર્કીનું જોર નરમ પાડ્યું. એ લડાઈથી મિસરનો મહાત્મા મહમદઅલી પાશા જેને તવારીખ લખનારા રશિઆના પીટર ધી ગ્રેટના સરખો મોટો ગણેછે, તે સુલતાનને માત્ર નામનોજ તાબેદાર રહ્યો, અને ઇજીપ્તદેશ ખરેખરા સ્વતંત્ર રાજ્યની સ્થિતિએ પહોંચ્યો.

ઇ. સ. ૧૮૧૧ માં તુર્કના સુબા મહમદઅલી પાશના અમલમાં ઇજીપ્ત એક મોટું રાજ્ય થઇ પડ્યું. મહમદઅલી પાશાનો જન્મ માસીડોનીઆ—સિકંદરની જન્મભૂમિ—માં કવાલા શેહેરમાં ઇ. સ. ૧૭૬૭ માં થયો હતો. તેનો બાપ ઇબ્રાહીમ આગા કવાલા શેહેરની પોલીસમાં એક ફોજદાર હતો. પણ મહમદઅલી પોતાની ચાલાકી અને બહાદુરીવડે ફ્રેંચો અને ઈંગ્લિશની મિત્રાચારીથી એક મોટો પાશા થઇ પડ્યો. ત્રીશવરસમાં તેણે આફ્રિકા અને એશિઆ ખંડમાં ઇજીપ્તની મોટી શેહેનશાહત સ્થાપી. તેણે જુલમી અને આપખુદ રાજ્ય ચલાવ્યું પણ દેશને ખીલવીને આબાદ કીધો. તેના સારા નઠારા ભેગા અમલનો એકજ દાખલો લઇએ તો અલેક્ઝાંડ્રિઆની નામીચી "મહમુદી નહેર" છેકે જે નહેર એ શહેરને કેરો સાથ જોડેછે. તે ૪૮ મૈલ લાંબી, ૯૦ ફીટ પોહોળી, અને ૧૮ફીટ ઊંડીછે. આ નહેર આગલી લડાઇઓમાં ઘણી કામ લાગીછે. તે ખાંધવા માટે મહમદઅલી પાશાએ ૨૫૦૦૦૦ મજુરોને વેઠે પકડીને એક વર્ષ સુધી રાખ્યા હતા, અને તેમાંના ૨૦૦૦૦ બિચારા ત્યાંજ મૂવા

હતા. તેણે કોન્સ્ટાન્ટિનોપલ જીતી લેવાને પોતાના દીકરા ઇબ્રાહિમ પાશાને મોકલ્યો, પણ ઇંગ્લાંડ વચમાં પડી તેને અટકાવ્યો; અને તેના બદલામાં તા. ૧૫ મી જ્યુલાઈ સને ૧૮૪૧ને દિવશે લંડનમાં કોલકરાર કરી ઈજીપ્ત ઉપર મહમદઅલી પાશાના વારસોનો હક વંશ પરંપરાનો મુકરર કરી આપ્યો. પણ એ રાજ્ય તુર્કીનું ખંડીયું ગણ્યું. એ રીતે હાલના મિસરના રાજ્યનો પાયો નાંખનાર મહમદઅલી પાશાછે. તે ઇ. સ. ૧૮૪૮ માં ઘણો નબળો થઈ જવાથી તેનો દીકરો ઇબ્રાહીમ ગાદીએ બેઠો. તે માત્ર ચાર માસ રાજ્ય ચલાવીને મરણ પામ્યાથી મહમદઅલીનો બીજો દીકરો અબાસ ગાદીએ આવ્યો. તેના અમલમાં તેનો બાપ ઇ. સ. ૧૮૪૯ ના જ્યુલાઇ માસમાં મરણ પામ્યો. અબાસ પાશાનો પ્રાણ તેના ચાકરોએ લેવાથી તેનો ભાઈ સૈયદ પાશા ગાદીએ બેઠો. આ પાશાના વખતમાં સ્વેઝની નહેરનો પાયો નંખાયો, રેલવે બંધાયા, અને બીજા સુધારા શરૂ થયા. તે ઇ. સ. ૧૮૬૩ જાન્યુઆરીમાં મરણ પામ્યાથી હાલના ખેડીવનો બાપ ને ઈબ્રાહીમ પાશાનો દીકરો ઇસ્માયલ પાશા તખ્તનશીન થયો.

ખેડીવની હકુમત નીચે ઈજીપ્ત, ન્યુબિઆ, અને કોરડોફનનો દેશછે એ મુલકોનું ક્ષેત્રફળ ૬,૬૦,૦૦૦ ચોરસમૈલ ને વસ્તી ૭૫ લાખ માણસનીછે. ઈજીપ્તમાં નામીચાં બે શહેર છે. તેમાં રાજ્યધાનીનું શહેર કેરો તે નાઈલ નદીને કાંઠે આવેલું છે, તે રેલવેથી જોડાએલું છે. તેની વસ્તી સાડાત્રણલાખ માણસની છે, તેમાં મુખ્ય ત્રણ જાતના લોકછે. ૧: કાપ્ટ, ૨. યાહુદી, ૩. યૂરોપિઅન. દરેક જાત જૂદા જૂદા મહોલ્લામાં રહે છે. આ શહેર ઈ. સ. ૯૭૦ માં આરબોએ બાંધ્યું હતુ તેમાં સુમારે ૩૦૦–૪૦૦ મસ્જિદો છે. આલેક્ઝાંડ્રિઆ શહેર ઘણું પ્રાચીન ભૂમધ્ય સમુદ્રના કાંઠાપર આવેલુંછે. તે રેલવે અને સ્ટીમરોથી જોડાએલું છે. તેની વસ્તી ૨,૧૨,૦૫૪ છે, આલેક્ઝાંડ્રિઆમાં પારકા દેશના પ્રતિનિધિઓ રહે છે. ઉત્તર આફ્રિકાનાં કેટલાંક સંસ્થાન યૂરોપિઅનોને તાબેછે, અને મિસર દેશની આસપાસ તેમના ઘણા લાભો રહેલા છે તેથી મિસરમાં ઘણા યુરોપિયનો વસેલા છે. તે રાજ્યકાજમાં પણ ભાગ લેછે. સને ૧૮૭૮

માં થયેલી ગણત્રી મુજબ કેરો અને આલેકઝાંડ્રિઆમાં મળીને નીચે મુજબ જુદા જુદા દેશના યુરોપિઅનો વસેલા છે, ગ્રીક ૩૪ હજાર, ફ્રેંચ ૧૭ હજાર, ઈટાલિયન ૧૪ હજાર, ઑસ્ટ્રીઅન ૬૩૦૦, ઇંગ્રેજ ૬૦૦૦, જર્મન ૧૧૦૦૦, અને બીજા દેશના ૧૩૬૦.

ઘણા વર્ષના ગેરબંદોબસ્તથી મિસરને માથે ઘણુંજ કરજ થઈ ગયું હતું તેમાં ફ્રાંસ અને ઈંગ્લાંડની રૈયતનું વિશેષ હતું. તે કરજ પતાવવાને હાલના ખેડીવના બાપ ઇસ્માયલ પાશાના વખતમાં ઈંગ્લાંડ અને ફ્રાંસની સરકારે મહેસુલ ખાતાના પ્રધાન દાખલ પોતા તરફના એકેક અમલદારને સને ૧૮૭૮ ની સાલમાં નીમ્યા. તે અમલદારોએ રાજ્યનું કેટલુંક કરજ અદા કરીને પોતાના દેશની પ્રજાનું હિત કર્યું ખરૂં, પણ એથી પોતાની રૈયતમાં અદિલી ઘણી પેદા થએલી જોઈ ખેડીવે સને ૧૮૭૯ ના એપ્રિલ માસમાં તે બંને અમલદારને રજા આપી, ને તેમની જગ્યા તેણે એ દેશીઓને આપી. આથી ઈંગ્લાંડ ફ્રાંસ વગેરેની સરકાર ખેડીવના આ કામની સામે થઈ. તેમાં છેવટે તેને પદભ્રષ્ટ કરવાનો નિશ્ચય જાહેર થયો, અને તે પ્રમાણે તા. ૨૬ મી જ્યુન સને ૧૮૭૯ ને રોજ તેને પદભ્રષ્ટ કર્યા તેની જગ્યા તેના દીકરા તોફીક પાશાને આપી. માજી ઇસ્માયલ પાશા પોતાના વંશના ભલાની ખાતર ઉપલા ઠરાવને તાબે થયો, ને પોતે નેપલ્સ જઈ રહ્યો, એ રીતે હાલના ખેડીવ તોફીક પાશા ગાદીપર આવ્યો.

આરાબી પાશા કોણ? ને હાલની લડાઈનું કારણઃ—હાલની લડાઈનું મૂળ આરાબી પાશાછે. તે આલેકઝાંડ્રિઆ શહેરથી ૨૦ કે ૪૦ મૈલને અંતરે આવેલા દામનહુર નામે કસ્બામાં ૧૮૩૯ ની સાલમાં જન્મ્યો હતો. તેનો બાપ એક કાબેલ ગૃહસ્થ હતો, ને પોતાની વિદ્વાને લીધે મૌલવીના નામથી ઓળખાતો હતો. અલ અઝહર નામે કેરોની જાણીતી થએલી મદ્રેસામાં આરાબીએ પ્રથમ કેળવણી લીધા પછી લશ્કરી કાયદ તથા દાવ પેચ શીખવા માટે લશ્કરી શાળામાં દાખલ થયો. તે ઘણો પહેરેજગાર, સખી, ને ધર્મ ચુસ્ત હતો. વળી તે જાતે ઘણો પૈસાદાર ન છતાં હમેશાં કેટલાંક ગરીબ વર્ગનાં કુટુંબોનું ભરણપોષણ પૂરૂં પાડતો.

આરાબી પાશા પોતાના વડીલોથી સૈયદનો ખિતાબ ધરાવતો આવ્યો છે. એક વખતે તે કેરો શહેરમાં કટેની નામના એક યાહુદીની પહેડીપર એક મહેતા તરીકે નોકરી કરતો હતો. તે વેળાએ તે પોતાની ખબરદારીને લીધે નાણાવટીના કામકાજોથી એટલો તો માહિતગાર થયો હતો કે શરાફી. વહીવટમાં એક્કો ગણાતો હતો. વળી લિવરપુલની એક પહેડીમાં પણ તેણે એક કુલાર્ક તરીકની નોકરી બજાવેલીછે, કે જે વખતે તેને દર અઠવાડીએ એક પૌંડનું પગાર મળતું હતું. શરાફી વહીવટનો તેણે જે બહોળો અનુભવ મેળવ્યો હતો, તેનો લાભ લેઈ ઈજીપ્તના હાલના ગુંચવાડાની થોડોક વખત આગમચ તેણે સટ્ટાથી લાખો રૂપિઆ મેળવ્યા હતા. આરાબી પાશા પોતાનું નામ જગત મધ્યે પ્રસિદ્ધ થાય એવાં કામ કરવાને ઘણો ખંતી હતો; તેણે નવી શહેનશાહત સ્થાપવાનો તથા શહેનશાહ નેપોલિયન બોનાપાર્ટ જેવોજ કહેવડાવવાની ધારણા રાખતો, હાલના હંગામાને વખતે પેગંબરીનો પણ એણે દાવો કરવા માંડ્યો હતો તોફીક પાશાના વખતમાં ઈંગ્લાંડ અને ફ્રાંસની સરકારોએ મળીને એક નવું કંટ્રોલખાતું (દેશનું ઉપરીપણું ચલાવનાર ) સ્થાપ્યું. તેના હાથમાં મેહેસુલ ખાતાની સત્તા ઉપરાંત રાજ્યદ્વારી સત્તા પણ આવી તેણે કરીને ઈજીપ્તમાં યુરોપિઅનો સરકારી નોકરીમાં ઘણા વધી પડ્યા. છેલ્લી લડાઈ ચાલી તે અગાઉ ૧૨૮૦ પરદેશીઓ તે દેશમાં મોટા હોદ્દાપર હતા; જેઓમાં ૧૬૫ જણ આલેકઝાંડ્રિયા અને કેરોના ન્યાય ખાતામાં, ૧૧૧ જણ જમીનના મેહેસુલ ખાતામાં, ૧૦૫ જણ જાહેર બાંધકામમાં, ૧૭૫ પોસ્ટઑફીસમાં, અને ૯૩ યુરોપિઅનો રેલવે ખાતામાં નોકરીએ હતા. તેમાં ૩૫૮ ઇટા-લિયનો, ૩૨૮ ફ્રેંચ, ૨૬૬ ઈંગ્રેજો, ૧૧૮ ગ્રીકો, ૯૩ ઑસ્ટ્રિયનો, ૪૧ જર્મન, અને બીજા પરદેશી ૭૩ હતા. આ લોકોના પગાર પાછળ વર્ષે ૩૭ લાખ રૂ. પરદેશમાં જતા જોઈ લોકોમાં પરદેશીઓની સામી એક મોટી ટોળી ઉભી થઈ. તેણે "પ્રજાહિત શોધક ટોળી" એવું નામ ધારણ કર્યું, અને તેનો આગેવાન આગળજતાં આરાબી પાશા થઈ પડ્યો.

આરાબી પાશા આબિસિનિઆની લડાઇ વખતે લશ્કરમાં "મેજર"

હતો. ત્યાં તે વધતાં વધતાં સને ૧૮૮૧ માં કર્નલની પદવીએ જઇ પ-હોંચ્યો. હવેથી તે "પ્રજા હિતશોધક ટોળી" નો આગેવાન થઇ પડ્યો, અને તે નિમિત્તે સપટેંબર માસમાં લશ્કરે જે બળવો ઉઠાવ્યો તેમાં મુખ્ય ઉશ્કેરણી એનીજ હતી. એ બળવાખોરોએ જુની પ્રધાન ટોળી જે પરદેશીઓના લાભ તરફ વધારે લક્ષ આપતી હતી તેને ખેડીવપાસે કાઢી મૂકાવી, તથા ઉમરાવોની સભા એ નામે એક નવી રાજમંડળી ચૂંટણીથી ઉભી કરાવી. આ નવી ટોળીનો મુખ્ય શરીફ પાશા હતો, અને તેણે આરાબીને લશ્કરી ખાતાનો નાયબ દીવાન નીમ્યો. આ વખતથી એને પાશાનો ખિતાબ મળ્યો.

તા. ૧૮ મી ડીસેંબર આરાબી પાશાની પક્ષવાળી પ્રધાન ટોળીએ પોતાની રાજ્યરીતિના ધોરણ વિષે એક જાહેરનામું કહાડ્યું. તેમાં જણાવ્યું કે ઇજીપ્ત ઉપર સુલતાનની વડી સત્તા, તેમજ ખલીફ તરીકે તેનો હક એ ટોળી કબુલ રાખેછે, પણ ઇજીપ્તને તુર્કીસાથે જોડી દેવા દેશે નહિ. ઇજીપ્તનો રાજ્યકારોબાર સ્વતંત્ર રાખવા માટે ઈંગ્લાંડ તથા યુરોપની બાહેધરીની માગણી તેમાં કરવામાં આવી હતી. એ ટોળી ખેડીવ તરફ પોતાની વફાદારી દેખાડે છે, પણ તેને આપખુદીની રીતે નહિ પણ રાજ્યસભાની કબુલત મુજબ રાજ્ય વહીવટ ચલાવવા દેશે. પરદેશી લેણદારોની જામીનગીરી માટે ઈજીપ્તના નાણા સંબંધી કારોબાર પર દેખરેખ રાખનારા યુરોપિઅન કંટ્રોલરોની અગત્ય એ ટોળી થોડેક વખત કબુલ રાખેછે, પણ અંદરનો સઘળો વહીવટ એ રાજ્યસભા પોતેજ ચલાવશે અને પક્ષાપક્ષ થવા દેશે નહિ. આરાબી પાશા ઇજીપ્તદેશીયન લશ્કર ૧૮૦૦૦ સુધીનું વધારવાનું મત રાખે છે. છેવટે એ ટોળી દેશી તેમજ પરદેશી સઘળી પ્રજાના સરખા હક કબુલ રાખેછે, એવું એ જાહેરનામામાં જણાવ્યું હતું. રાજ્યસભામાં બિરાજવા માટે જે ઉમરાવ વર્ગને ચૂંટી કહાડવામાં આવ્યો હતો, તેઓએ ઈજીપ્તનો વાર્ષિક હિસાબ પોતે તપાસવા બાબ બોડી, પણ નાણાં સંબંધી કારોબાર ઉપર દેખરેખ રાખનારા યુરોપિઅનોએ તે બાબત ચોકસપણે વાંધો લેવાથી ખેડીવ ઉમરાવોની એ માગણી ના પાડી. એના પરિણામમાં ઈજીપ્તના હાલનો ગૂંચવાડો

રૂ૫) રા. નથુભાઈ ગોપાલ રૂ૦-૫-૦ મેહેતાજી હરિલાલ અંબાશંકર રૂ૧) મેહેતાજી નાથજી ગૌરીશંકર રૂ૧) રા. નાનાલાલ પોચાલાલ રૂ૨) આપલા સજી રાવભાવ રૂ૧) બનુભાઈ અહમદભાઈ રૂ૨) ચાંદાબાઈ રેસુલભાઈ રૂ૦॥ મગનલાલ નરોતમ રૂ૦॥ બનાજી કરશનજી રૂ૦॥ છોટુભાઈ ઘેલાભાઈ રૂ૦॥ બેચર ગલાબચંદ રૂ૦ મગનલાલ દામોદર રૂ૦ ખુશાલદાસ મોતીચંદ રૂ૦ મહમદ નીઝામ રૂ૦ હીરાલાલ પોચાલાલ રૂ૦ પાનાચંદ ગોવિંદ રૂ૦ નુરુ રાજુભાઈ રૂ૦ નારણ હરજીવન રૂ૦ નાનાલાલ ધનાભાઈ રૂ૦ પુરષોતમ વનમાળી રૂ૦ રેમાન મીર્જાભાઈ રૂ૦ જગા મંગળ રૂ૦ બેચર કેશવદાસ રૂ૦ જીભાઈ કીલાભાઈ રૂ૦ દલસુખ છગનલાલ રૂ૦ હસનભાઈ મહમદભાઈ રૂ૦ ગુલામ રેસુલ આછાભાઈ રૂ૦ વાઘજી વસનજી રૂ૦ શિવલાલ હરગોવિંદ રૂ૦ શોભાભાઈ લલ્લુભાઈ રૂ૦ ચુનીલાલ પીતાંબર રૂ૦ મહમદભાઈ આસમભાઈ રૂ૦ નુરભાઈ ઈબરામ રૂ૦ નથુભાઈ મીઠાભાઈ રૂ૦ શિવલાલ ગણેશભાઈ રૂ૦ બેચર ઉમેદ રૂ૦ ભૂધર અમીચંદ રૂ૦ રા. ડાહ્યાભાઈ ગિરધર રૂ૦ બીજા કેટલાક ગ્રાહકોના તર્ફથી રૂ૪-૬-૦ ડઢાણા. ઠાકોર અભેસંગ અજીજી રૂ૧) ઠાકોર કાનજી સગાજી રૂ૧) ઠાકોર તલાજી રેથાજી રૂ૦॥ ઠાકોર કુપાજી રૂ૦॥ થા નરોતમ પરશોતમ. રેવાના તા. ૧૨-૯-૮૧

મોતીરામ રાજારામ.
ડેપ્યુટી. એ. ઇન્સ્પેકટર. અ. વિ.

રેવાકાંઠા પંચમહાલ.

આ. નં ૩૯—૫૬—૭૦

છોટાઉદેપુર. મે. દીવાન સાહેબ ઝવેરભાઈ નાથાભાઈ રૂ૧) ચતાસાં—દાહોદ. મે. ડી. ડે. કલેકટર બમનજી એદલજી કન્યાશાળામાં રૂ૯-૧-૬ સ્લેટો રૂ૧) ચોપડીઓ રૂ૦॥ મીઠાઈ—સંજેલી. મેહેરબાન મહારાજ શ્રી પ્રતાપસંગજીની તર્ફથી રા. કારભારી ભોળાનાથ મોઘાભાઈ માર્ફત રૂ૧) ચોપડીઓ રૂ૨॥ સાકર રૂ૧) મહેતાજીને કુલ રૂ૫) લજારના રાજ શ્રી અનોપસંગજી તર્ફથી રૂ૧) સાકર રૂ૨) મહેતાજીને—છોટાઉદેપુર. દીવાન ઝવેરભાઈ નાથાભાઈ રૂ૦-૧૪-૦ મીઠાઈ દેવગઢબારીઆના દિવાન હરિલાલ મનસુખરામ રૂ૦-૧૪-૦ મીઠાઈ મહારાઉલ શ્રી મોતીસંગજી મહારાજ સાહેબ રૂ૨॥ મીઠાઈ રૂ૧૭-૧૩-૧૦ ખુલો—ઝાલોદ. મે. પંચમહાલના દીકુખાનબહાદુર બમનજી એદલજીની ભલામણથી ઝાલોદ મહાલ કર્

... ...મ રાજારામ પ્રાણજીવનદાસે વાંસની ટટીપો કરાવવા સારૂ ફંડ કર્યું તે વખતે રૂ૧-૨-૦ મહાજનવાણીઆ તરફથી રૂ૦ા વાગડીઆ દલીચંદ વાળજી રૂ૦ા ચતુભુજ ધનાજી રૂ૦-૬-૦ વાગડીઆ કુબેર રંગજી રૂ૦-૬-૦ કાનુગા સદલાજી બાલાભાઈ રૂ૦ા પોલીસપટેલ નાથુ ચાંદાભાઈ રૂ૦ા મહંત શંકરજી રઘનાથજી કુલ રૂ૩-૨-૦ રૂ૧૪) ચીફકાનસ્ટેબલ સાહેબ શીહંદશાખાં હુસેનશાખાં તરફથી રૂ૨ા જંગલખાતાના ફોરેસ્ટર આ. ફતનમીઆં નુરમીઆંએ મીઠાઈ રૂ૧) કારકુન મગનલાલભાઇએ મીઠાઈ; કુલ રૂ૧૯ા ભાદરવા. ગોરડાઈના મતાદારના કામદારે રૂ૧) પતાસાં આપ્યાં શા. નેમીદાસ લક્ષ્મીચંદ તથા રકાબરે રૂ૦ા પતાસાં—રા. ચુનીલાલ જીબાવનદાસ મોડાસા સ્કૂલના [illegible]ટંટ રૂ૦ા પતાસાં. મહેતાજી મુળજી રઘનાથ રૂ૦ા પતાસાં [illegible] વીરપુર. ભોગીલાલ મોરારજી મહાલકરી સાહેબ રૂ૧) અવલકારકુન જોઈતાશંકર જેકરણ રૂ૦ા ત્રાંબેરર દલસુખ છગનલાલ રૂ૦ા મહેતાજી ગોવરધન રણછોડ રૂ૦ા રાજેશ્રી યશવંતરાવ નીલકંઠ રૂ૦ા કારકુન ગોવિંદ ઇચ્છાભાઈ રૂ૦ા પોષ્ટમાસ્તર બાંભર ભુલાભાઈ રૂ૦ા દેશાઈ જેઠાલાલ બાપુજી રૂ૦ા દેશાઈ મુલજી પરભુદાસ રૂ૦ા શાસ્ત્રી મોતીલાલ નાથજી રૂ૦ા દેશાઈ શાકળચંદ બેચાભાઈ રૂ૦ા વેક્ષીનેટર દામોદર કાળીદાસ રૂ૦ા કારકુન લલ્લુ વહાલદાસ રૂ૦ા મોડાસા કન્યાશાળાના મેહેતાજી તુલસીદાસ કશનદાસ રૂ૦ા મોદી હરિવલ્લભ વેણીદાસ રૂ૦ા કારકુન પીતાંબર મયારામ રૂ૦ા કુલ રૂ૭ા ખાનપુર. ચીફ કાન્સ્ટેબલ મહમદ શેક સાહેબ રૂ૧) લીંબડીઆ સાહેર કારકુન પ્રભાશંકર નાથજી રૂ૦ા નસવાડી. ઠાકોર સાહેબ ભીમશીંગજી રૂ૫) ચોપડીો તથા સાકર—ભદાંમ. સ્કૂલ કમિટીનાં મેમ્બર જગન્નાથ સદાશિવ રૂ૧)દોડકા. થાણદાર અમૃતલાલ બાદરજી રૂ૨-૪-૩ ચોપડીપો તથા મીઠાઈ.

રૈનાના તા. ૨૬-૧૧-૮૧. માધવલાલ હરિલાલ.

ડેપ્યુટી. એ. ઇન્સ્પેક્ટર. રે. પં.

## ખેડા વિભાગ.

વડદ. સ્કૂલ-કમિટિના મેમ્બર દેશાઈ પ્રેમચંદ બાઈચંદ રૂ૧-૫-૦ ઇનામ વહેચ્યું—ખાંધલી. વસોના પટેલ મરઘાભાઈ તથા આસિસ્ટંટ માસ્તર ચતુરભાઈ નીરણભાઇએ રૂ૦-૧૫-૯ વીરસદ કન્યાશાળા. છોટા

ઉદેપુરના કારભારી ઝવેરભાઈ નાથાભાઈ રૂ૦॥ પતાસાં—ખેડા કન્યાશાળા. મહેરબાન કલેક્ટર સાહેબ બહાદુર રૂ૯-૧૦-૬ ની ચોપડીઓ, ઓરણા—બોરીઆવી. વાંટાના ઠાકોરશ્રી છગાભાએ પોતાના પુત્રને નિશાળે બેસાડી રૂ૧॥ સાકર તથા કન્યાવર્ગમાં આલ્લા ઈનામમાં વહેંચ્યા—સોડપુર. શા. જેચંદ રણછોડદાસ રૂ૨) પતાસાં—માતર. મે. કલેક્ટર સાહેબ બહાદુર રૂ૨-૦-૩ ચોપડીઓ—નાપાડ. દેશાઈ જોઈતાભાઈ બાપુજી રૂ૧) મીઠાઈ—શીંગઆવ. કારકુન નરસઈદાસ ખુશાલદાસ રૂ૧) પતાસાં—નડીઆદ. રા. ગોપાળભાઈ ઝવેરભાઈએ ધોરણ નં. ૩ માં રૂ૨-૧૦-૦ પતાસાં રૂ૧॥ જમરખ કુળ રૂ૪-૨-૦. રેવાના તા. ૨૫ મી ડીસેંબર ૧૮૮૧.

મણિધરપ્રસાદ તાપીપ્રસાદ.

તા૦ વદ ૨૦ ડે. ઈ. ખેડા વિભાગ.

મહીકાંઠા ખાસમ

ડીસા તા. ૨૧ મી સપટેમ્બર સને ૧૮૮૧ ને રોજ કસ્ટમખાતાના કારકુન મગનલાલ કૃષ્ણરામ તથા બીજા ગામના સદ્‌ગૃહસ્થોએ રૂ૧૧) નું ઉપરાણું કરી છોકરાઓને જમાડ્યા—રૂ૨) કારકુન મગનલાલ કૃષ્ણારામ રૂ૩॥ મહેતા નાથાભાઈ ધલા રૂ૧) પારેખ, ખુશાલ સુરેચંદ રૂ૧) પારેખ નાલચંદ જેઠા. રૂ૧॥ રોકાણી હરીચંદ નાનચંદ રૂ૧) જોગાણી શીવા પરમા રૂ૧) ભણસાળી આવચળ વશરામ. તા. ૧૯ મી અક્ટોબર સને ૧૮૮૧ને રોજ મે. પાલણપુરના પોલીટીકાલ. સુપ્રિન્ટેન્ડેન્ટ મેજર ઈ. ડબ્લ્યુ. ઉવેસ્ટ સાહેબે પરીક્ષા લીધી તે વખત રૂ૨) પાલણપુર દરબાર તરફથી રૂ૧) કોઠારી સોભાગચંદ પેથુભાઈ રૂ૧) રોકાણી ખેતશી જેઠા રૂ૫) મહેતાજી નાથાભાઈ ધેલજી કુલ રૂ૧૪) તેમાંથી રૂ૩) મીઠાઈ રૂ૬) ચોપડીઓ રૂ૫) મહેતાજીને પાઘડીના એ શિવાય રોકાણી ખેતશી જેઠાએ ઉનાળામાં પાણી પાવાનું ખુશીથી કબુલ કર્યું છે. તા. ૯ મી નવેંબર ૧૮૮૧ આણુસા. વાર્ષિક પરીક્ષા વખતે ઠાકોરશ્રી રાજશીંગજી તરફથી રૂ૧૫) ચોપડીઓ રૂ૧૩) આ. સિસ્ટંટોને ઈનામ રૂ૨) મીઠાઈ મુખ્ય કામદાર ફતેચંદ તરફથી રૂ૨) મારૂ મોતીચંદ તરફથી રૂ૧) મારૂ કૃષ્ણાજી તરફથી રૂ૧) શા. જગજીવન ઉમેદરામ તરફથી રૂ૧) કુલ રૂ૫) ચોપડીઓ. સંપૂર્ણ.

---